શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળા, નં. ૨૫.

# જીવનનો આદર્શ.

લેકી કૃત " *The Map of Life* " નામના

અંગ્રેજી પુસ્તક ઉપરથી લખનાર

જીવાભાઇ રેવાભાઇ પટેલ, બી. એ., એલ. એલ. બી.

શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ફંડ ખાતેથી

છપાવી પ્રસિદ્ધ કરનાર

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ.

સંવત ૧૯૬૩. સન ૧૯૦૭.

કિંમત બાર આના.

શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળાનો

# ઉપોદ્‌ઘાત.



સુરતના વતની અને ધંધાર્થે મુંબઇ નિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા૦ ૧૬ સપ્ટેંબર સન ૧૮૭૭ રોજ વીલ કર્યું છે, તે અન્વયે પ્રથમ સન ૧૮૮૦ માં રૂા. ૨૦૦૦ સોસાઇટીને મળ્યા, તે એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજીક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં. સદરહુ વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલકત પુસ્તક પ્રસારને માટે સોસાઇટીને અર્પણ કરેલી છે. તે અન્વયે સન ૧૮૯૪માં રૂા. ૧૮૦૦૦ની સરકારી નોટો પુસ્તક તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળી છે. તેમાંથી આજ પર્યંત નીચેનાં પુસ્તકો "શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળા" તરીકે પ્રસિદ્ધ થયાં છેઃ—

૧ કઇ કઇ જ્ઞાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ.
૨ માને શિખામણ.
૩ નીતિ મંદીર.
૪ બાળલગ્નથી થતી હાનિ.
૫ પુનર્વિવાહ પક્ષની પૂરેપૂરી સોળેસોળ આના ફજેતી.
૬ ભોજનવ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર.
૭ ધાર્મિક પુરૂષો.
૮ વિવાહ તત્વસિદ્ધુ.

૯ બેન્જામીન ફ્રાંકલીન. (બીજી આવૃત્તિ).
૧૦ બોધક ચરિત.
૧૧ સદ્વર્તન.
૧૨ રઘુવંશકાવ્ય.
૧૩ જાવજી દાદાજીનું ચરિત્ર.
૧૪ ગુજરાતનો ઇતિહાસ ભાગ ૧ લો. (પ્રાચીન ઇતિહાસ)
૧૫ ગુજરાતનો ઇતિહાસ ભાગ ૨ જો. (અર્વાચીન ઇતિહાસ.)
૧૬ નીતિસિદ્ધાન્ત.
૧૭ ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર.
૧૮ શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર.
૧૯ પરોપકાર.
૨૦ ઢોરનું ખાતર.
૨૧ જગતનો અર્વાચીન ઇતિહાસ.
૨૨ કીરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાન્તર.
૨૩ વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો.
૨૪ વાર્નિશ.
૨૫ જીવનનો આદર્શ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઑફિસ,

અમદાવાદ—તા. ૨૦-૫-૧૯૦૭,

# પ્રસ્તાવના.

આ પુસ્તક પ્રસિદ્ધ લેખક અને ઇતિહાસકાર મિ. લેકીના The Map of Life એ નામના ગ્રંથ ઉપરથી તૈયાર કરવામાં આવ્યું છે. તૈયાર કરવામાં આવ્યું છે એમ કહેવાનું કારણ એટલુંજ છે કે મૂળ ગ્રંથનું અક્ષરશઃ ભાષાંતર નહિ કરતાં ફક્ત અનુકરણ કરવામાં આવ્યું છે.

લેકી સાહેબે પોતાના પ્રૌઢ વિચાર એવી સચોટ ભાષામાં મૂકેલા છે કે તેને ગુજરાતી ભાષામાં ઉતારવાનું કામ અત્યંત કઠિણ છે. તેમ છતાં ગુજરાતી વાચક વર્ગને મૂળ ગ્રંથકારની ખૂબીનો થોડોઘણો પણ ભાસ થાય અને તેમના વિચારોની પ્રૌઢતા કાયમ રહે, એટલા માટે મેં છેક સરળ ભાષા વાપરી નથી. તેમ કરવા જતાં ભાષા કોઈ કોઈ ઠેકાણે કિલષ્ટ થઈ ગઈ હોય, અને વાકયરચનામાં અંગ્રેજી શૈલીની છાયા આવી ગઈ હોય, એ બનવા જોગ છે. અને તે સિવાય બીજા પણ કેટલાક દોષ રહેલા હશે, તો તે સુજ્ઞ વાચક વર્ગ દરગુજર કરશે એવી આશા છે.

મનુષ્યજીવનને કેવી રીતે સુખમય બનાવવું, અને આ દુનિયામાં માણસે કેવી રીતે વર્તવું, એ આ ગ્રંથનો મુખ્ય વિષય છે. અને તેથી પોતાની સૂચનાઓને સૌથી વધારે ઉપયોગી અને લાભકારક બનાવવા માટે ગ્રંથકારે આખી દુનિયાનો અનુભવ ઉપયોગમાં લીધો છે. ચાલતા જમાનાનું સ્વરૂપ કેવું છે, અને ભવિષ્યમાં તે કેવું વલણ પકડશે, એ નક્કી કરવામાં ગ્રંથકારે પોતાની દીર્ઘદૃષ્ટિનો તથા દુનિયાના ઇતિહાસ ઉપરથી મળતા અનુભવનો યથેચ્છ ઉપયોગ કર્યો છે, અને તેથી કરીને તેમની સૂચનાઓ વ્યવહારોપયોગી અને દરેક માણસ અનુકરણ કરી શકે તેવી છે. દુનિયાદારીમાં ફતેહ મેળવવાની ઇચ્છા રાખનારને આ ગ્રંથ અત્યંત ઉપયોગી થઈ પડે તેવો છે.

શુદ્ધતમ નીતિ મિ. લેકીને માન્ય છે. પરંતુ માત્ર કાલ્પનિક સ્થિતિમાં નીતિસિદ્ધાન્તોનો ઉપયોગ ન કરતાં તેણે માણસની સ્થિતિ, મનુષ્યસ્વભાવની અને શક્તિની મર્યાદિત અવસ્થા, અને દુનિયાના વ્યવહારનું ખરૂં સ્વરૂપ, એ સઘળા ઉપર લક્ષ રાખીને નીતિસિદ્ધાંતોનો વ્યવહારમાં ઉપયોગ કરી બતાવ્યો છે. માત્ર નિવૃત્તિને ચાહનારી આર્ય પ્રજાને તેના કેટલાક વિચાર વાંધા ભરેલા લાગશે; પણ અનિયંત્રિત સ્પર્ધાના આ ઉદ્યોગ હુન્નરના જમાનામાં જ્યારે જીવનયાત્રા વધારે અને વધારે વિકટ થતી જાય છે, ત્યારે ઉદ્યોગ હુન્નર પાયમાલ થઈ જવાથી લાચાર અવસ્થામાં આવી પડેલી આર્યપ્રજા એવા વિચારોના પ્રતાપથી ગાઢ નિદ્રામાંથી જાગે, અને પ્રવૃત્તિ તરફ વધારે વળે તે એકંદર રીતે ઇષ્ટ જ છે.

ખરી રીતે જોતાં મૂળ ગ્રંથ યુરોપખંડના સામાજિક અને રાજકીય સંજોગો લક્ષમાં રાખીને લખાએલો છે, અને તેથી કેટલુંક વિવેચન આપણા સમાજને કોઇ રીતે લાગુ પડતું નથી. આથી કરીને મારે કેટલેક ઠેકાણે સુધારા વધારા કરવા પડ્યા છે, અને કેટલીક બાબતો છોડી દેવી પડી છે. મૂળ ગ્રંથમાં સત્તર પ્રકરણ છે. તેને બદલે મેં બાર પ્રકરણ રાખ્યાં છે. જો કે મૂળમાંનું આખું પ્રકરણ તો મેં ફક્ત એકજ કાઢી નાખ્યું છે. બાકીનાં કેટલાંક પ્રથમનાં પ્રકરણ એકઠાં કરી નાખવાથીજ સંખ્યામાં ઘટાડો થયો છે. રાજકીય પ્રકરણને લગતી કેટલીક બાબતો આપણા દેશને માટે બીલકુલ ઉપયોગી નથી. તેથી 'Statesman'—'રાજનીતિજ્ઞ પુરૂષ' એ મથાળા વાળા પ્રકરણમાંથી ઘણી હકીકત કાઢી નાખવી પડી છે, તેમજ Moral compromise in the church એ મથાળા વાળું આખું પ્રકરણ છોડી દીધું છે. કારણ કે ઇંગ્લાંડના ધર્મસમાજને લગતા પ્રશ્નોનું વિવેચન આપણા દેશને માટે નિરુપયોગી છે. બીજી બાજુએ 'ચારિત્ર્યની કેળવણીને' લગતા પ્રકરણમાં મેં બીજા ગ્રંથોમાંથી ઉપયોગી જણાય તેવી સૂચનાઓ ઉમેરીને એ વિષયના ઉપયોગીપણામાં વધારો કરવાની

કોશીશ કરી છે. 'દ્રવ્ય' અને ' લગ્ન ' એ બે પ્રકરણોમાં પણ આપણા સમાજને ઉપયોગી થઈ પડે એવી બહારની સૂચનાઓ દાખલ કરી છે. ઇંગ્લાંડમાં બાળલગ્નનું નામનિશાન નથી, પણ આપણા દેશના સંજોગો જોતાં ' લગ્ન ' ના પ્રકરણમાં એ પ્રશ્નનું તથા કજોડાંનું વિવેચન કરવાની છુટ લેવાનું મને વાજબી લાગ્યું છે.

એકંદર રીતે પુસ્તક ઉપયોગી બનાવવા માટે મેં મારાથી બનતી કોશીશ કરી છે, અને તેમાં હું કેટલે અંશે સફળ થયો છું, તે નક્કી કરવાનું કામ સુજ્ઞ વાચક વર્ગને સોંપી, ધંધાના રોકાણને લીધે પ્રુફો તપાસવામાં ભૂલો રહી ગઇ હોય તે બદલ ક્ષમા યાચું છું.

કરમસદ
તા. ૧૫ મી મે ૧૯૦૭

જીવાભાઈ રેવાભાઈ પટેલ.



# અનુક્રમણિકા.

## પ્રકરણ ૧ લું.

### સુખ.

---

## પ્રકરણ ૨ જું.

### સુખ અને નીતિ વચ્ચેનો સંબંધ.

---

## પ્રકરણ ૩ જું.

## નૈતિક ભાવનાઓ.

---

## પ્રકરણ ૪ થું.

### મનુષ્ય સ્વભાવ.

---

## પ્રકરણ ૫ મું.

## નીતિની બાબતમાં છુટછાટ.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું.

### વકીલાતના ધંધામાં તથા રાજનીતિમાં નૈતિક શિથિલતા.

—o-oo-o—

## પ્રકરણ ૭ મું.

## ચારિત્ર્યની કેળવણી.

## પ્રકરણ ૮ મું.

### દ્રવ્ય.

## પ્રકરણ ૯ મું.

### લગ્ન.

## પ્રકરણ ૧૦ મું.

### સાફલ્ય.

## પ્રકરણ ૧૧ મું.

### વખત.



## પ્રકરણ ૧૨ મું.

### અવસાન.

# જીવનનો આદર્શ.

## પ્રકરણ ૧ લું.

### સુખ.

આ ગ્રંથના વિષયનું પ્રતિપાદન કરવાની ઇચ્છા રાખનાર દરેક લેખકના મનમાં સ્વાભાવિક રીતે પ્રથમ એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે 'સુખ' એ વિષયનું વિવેચન કરવાથી મનુષ્ય જાતિના સુખમાં વૃદ્ધિ થવાનો સંભવ છે કે કેમ? આપણે જેટલા પ્રમાણમાં સુખ અગર દુઃખનો અનુભવ કરીએ છીએ, તેનો આધાર આપણા ચારિત્ર્યના વલણ ઉપર તેમજ જીવનના બાહ્ય સંજોગોની સ્થિતિ ઉપર રહેલો છે; અને સુખ દુઃખનાં કારણો સંબંધી ચર્ચા કરવાથી તેમના ઉપર ભાગ્યેજ જોઇએ તેવી અસર કરી શકાય છે. આવા વિષયો ઉપર લખવામાં આવેલા ગ્રંથો વાંચવાથી આપણને એમ લાગે છે કે તેમાં પ્રતિપાદન કરવામાં આવેલા સિદ્ધાંતો પ્રત્યક્ષ વ્યવહારમાં ઝાઝા ઉપયોગી થઇ પડે તેવા નથી; ખરેખરા તીવ્ર દુઃખના પ્રસંગ વખતે તેમનું જ્ઞાન બીલકુલ નિઃસત્ત્વ માલમ પડેછે; અર્થાત્ ફક્ત તેવા જ્ઞાનથી દુઃખનું નિવારણ થઇ શકતું નથી. તેવીજ રીતે જે લોકો દુનિયામાં સુખી જીવન ભોગવવા ભાગ્યશાળી નીવડયા હોય છે, તેમના આયુષ્ય ક્રમમાં અંતરાવલોકન અને આત્મનિરિક્ષણને સ્થાન મળેલું જણાતું હોતું નથી, અને જીવનના સારાસારપણાનો ઉહાપોહ કરવાની શક્તિ તેમનામાં હોતી નથી, એટલે કે તેવી શક્તિ સિવાય પણ તે લોકો સુખી થઈ શકયા હોય છે,

ખરેખર આરોગ્યની માફક સુખ એ પણ એક એવો વિષય છે, કે જ્યાં સુધી તેમાં કાંઇ પણ અવ્યવસ્થા થતી નથી, ત્યાં સુધી લોકો તેના સંબંધી વિચાર કરવાની ખટપટમાં પડવાની દરકાર રાખતા નથી.

આવા પ્રકારની વિચારણામાં ઘણું સત્ય રહેલું છે, એ નિર્વિવાદ છે; અને સુખ દુઃખનાં કારણોનું નિરૂપણ કરવાના વિષયની મર્યાદા ઘણી પરિમિત છે, એમાં જરા પણ સંશય નથી. માણુસ દુનિયા ઉપર અવતરે છે, તે વખતે તે પોતાની સાથે જે માનસિક અને નૈતિક સંપત્તિ તથા સામગ્રી લેતો આવેછે, તેના ઉપર તેના પુરૂષાર્થની અસર ઘણીજ નાની હદમાં થાય છે, અને તેના જીવનના બાહ્ય સંજોગોનો મોટો ભાગ તો તેની સત્તાની મર્યાદાની બહારજ રહે છે; અર્થાત્ સુખ પ્રાપ્તિનાં જે બે મુખ્ય આદિ કારણ તે ઘણે અંશે મનુષ્યના પુરૂષાર્થની સત્તાની મર્યાદામાં આવી શકતાં નથી. તેમ છતાં બુદ્ધિચાતુર્ય, ઉદ્યોગ અને ખંતની મદદવડે બહારની વસ્તુસ્થિતિમાં કેટલો બધો ફેરફાર કરી શકાય છે. ખાનપાનમાં વિવેક અને સંયમ રાખવાથી, જન્મનો નબળો બાંધો કેવી રીતે મજબુત બનાવી શકાય છે, આવરદાની દોરી કેવી રીતે લંબાવી શકાય છે, અને રોગોત્પત્તિના પ્રસંગોની સંખ્યામાં કેવી રીતે ઘટાડો કરી શકાય છે; તથા કેળવણી અને અભ્યાસની સહાયતાથી આપણી માનસિક શક્તિઓને તીવ્ર અને વિકસિત કરી તેમને સૌથી વધારે લાભકારક રીતે કેવી રીતે ઉપયોગમાં લઈ શકાય છે, એ બધું આપણા અનુભવની બહારની વાત નથી. ઘણાં માણુસોનાં સંકટ અને દુઃખનાં પ્રત્યક્ષ કારણ તેમનાં પોતાનાંજ કૃત્ય હોય છે, એ પણ દરેક માણુસ સમજી શકે છે. તેવીજ રીતે આપણું પોતાનું ચારિત્ર્ય સુધારવાની તથા કેળવવાની, તેમજ જેવા પ્રકારનો સ્વભાવ અને જેવી રીતની મનોવૃત્તિઓ આપણું જીવન સુખી બનાવવામાં ઘણે અંશે કારણભૂત હોય છે, તેવો સ્વભાવ અને તેવી મનોવૃત્તિઓ સંપાદન કરવાની પણ આપણામાં શક્તિ રહેલી છે, એ વાત જો કે તેટલી સહેલાઈથી આપણા સમજવામાં આવતી નથી, તો

પણ તેવી શક્તિ આપણામાં છે, એ વાતની તો કોઇથી ના પાડી શકાય તેમ નથી.

મનુષ્યની ઇચ્છા* સ્વતંત્ર છે કે પરતંત્ર છે, એટલે કે મનુષ્ય પોતે પોતાની ઉઠાવણીથી ઇચ્છા ઉત્પન્ન કરે છે કે તેના પ્રયત્ન વિના કોઇ બીજી ગુપ્ત પણ બળવાન સત્તાના બળે તે ઉત્પન્ન થાય છે, એ બે વાદ વચ્ચેની તકરાર આ પ્રસંગે આપણી સમક્ષ ખડી થાય છે. જે લોકો એમ માને છે કે આપણે આપણી ઇચ્છાના કર્ત્તા નથી, કોઈ ઇચ્છા કરાવે છે અને આપણે ઇચ્છા કરીએ છીએ, અને આપણી ઇચ્છા કોઈ બળવાન સત્તાની દાસી છે; તેમનું કહેવું એવું છે કે આપણે આપણી ઇચ્છાનુસાર કાર્ય કરવા શક્તિમાન છીએ કે નહિ, એ પ્રશ્ન મુદ્દાનો નથી; પણ આપણે આપણી ઇચ્છાની બહારનું કામ કરવા શક્તિમાન છીએ કે નહિ, એ પ્રશ્ન મુદ્દાનો છે. કારણ કે ઇચ્છાને પ્રવૃત્તિમાં પ્રેરનાર કોઇ હેતુ અગર પ્રયોજન હોય છે, અને તે હેતુ અગર પ્રયોજનનું પૃથક્કરણ કરીશું તો આપણને સમજાશે કે સુખપ્રાપ્તિ એ અંતિમ હેતુ છે. આપણી ઇચ્છા સ્વતંત્ર છે, આપણે પોતાને આધીન છે, એવો ભ્રમ ઉત્પન્ન થવાનું કારણ આપણી કામનાઓ વચ્ચેનો પરસ્પરનો વિરોધ છે. સુખ અને દુઃખ એ બે જુદાં જુદાં સ્વરૂપ ધરી આપણાં વર્તન અને આચરણ ઉપર સામ્રાજ્ય ભોગવે છે. ઇચ્છા એ સૌથી બળવત્તર અને અંતિમ અભિલાષનું બીજું નામ છે; અથવા તો તેનું સ્વરૂપ ચોમેરથી જુદાં જુદાં લોહચુંબકથી વીંટાયલા લોઢાના કડકા સમાન છે, અને તેથી તે સ્વાભાવિક રીતે સૌથી બળવાન સત્તા તરફ ખેંચાય છે. ઇચ્છાની સ્થિતિ પવન ચક્રીના જેવી છે, તેને પોતાની ગતિનું ભાન છે, પણ તેને ચલાયમાન કરનાર પવનની તેને માહિતી હોતી નથી. કાર્યકારણ ભાવનો નિયમ જેવી રીતે જડસૃષ્ટિને લાગુ પડે છે, તેવીજ રીતે માનસસૃષ્ટિને પણ લાગુ પડે છે. પૂર્વ જન્મના અગર

---

* Will.

પાછલી પેઢીઓના સંસ્કાર અને આ જન્મના આસપાસના સંજોગો, એ એને લીધે આપણે જેવા છીએ તેવા થઈ શકયા છીએ. આપણી સ્થિતિનું સ્વરૂપ એ બેના સંયોગને લીધે નક્કી થયેલું છે. જન્મ ધારણ કરતી વખતે આપણને જે માનસિક અને નૈતિક સામગ્રી મળેલી હોય છે, તેના ઉપર બહારના સંજોગોની અસરથી જે અનિવાર્ય પરિણામ ઉત્પન્ન થાય છે, તેજ આપણું વર્તન છે; તેજ આપણી ઇચ્છાને કાર્યનું સ્વરૂપ આપે છે.

બીજી બાજુએ ઇચ્છાની સ્વતંત્રતાનો વાદ સ્વીકારનારા લોકોની દલીલો એવી છે કે (મનના નિશ્ચય રૂપ) ઇચ્છા અને કામના અગર અભિલાષ એ બેની વચ્ચે ચોખ્ખો તફાવત છે, અને તે આપણું મન સમજી શકે છે; અને જો કે એ બેની વચ્ચેનો સંબંધ ઘણોજ નિકટનો છે, તેમ છતાં વિવેકપુરઃસર પૃથક્કરણ કરવાથી તેમની વચ્ચેનો ભેદ સમજાયા વગર રહેતો નથી. મનોરથો * ઇચ્છા ઉપર ભારે અસર કરે છે એ વાત ખરી છે, પણ તેજ પ્રમાણે ઇચ્છા પણ તેમના ઉપર અસર કરવાની સત્તા ધરાવે છે; અને તે ફક્ત સુખ અગર દુઃખની લાલસાની દાસીજ છે એમ નથી. આ લોકોનો પૂર્વ પક્ષ એવો છે કે, એ તો આપણા ઉઘાડા અનુભવની વાત છે કે આપણી મનોવૃત્તિને રૂચે નહિ એવાં કામ પણ આપણે કરી શકીએ છીએ; મનોરથના ઉત્કટ વેગને આપણે અંકુશમાં રાખી શકીએ છીએ; આપણે આપણા સ્વભાવના પક્ષપાતની સામે થઈ શકીએ છીએ; કર્તવ્યપરાયણતાની લાગણીને અનુસરીને સુખ, લાભ અગર આનંદની આશા રાખ્યા શિવાય જેમાં સુખપ્રાપ્તિનો લેશ પણ સંભવ હોતો નથી, એવો માર્ગ આપણે ગ્રહણ કરી શકીએ છીએ; અને બે પરસ્પર વિરોધી માર્ગમાંથી એક માર્ગ એકદમ પસંદ કરી શકીએ છીએ. મનની સમક્ષ અનેક મનોરથ ખડા થઇ જાય છે, તે વખતે પણ તે પોતાની પસંદગી કરવાની, તોલન કરવાની, તેમજ સ્વીકાર અગર અસ્વી-

* Desires.

કાર કરવાની શક્તિ ટકાવી રાખી શકે છે; તર્ક અગર કલ્પનાની સહાયતાથી તે ઘણા પ્રવર્તક મનોરથ અગર હેતુઓમાંથી એકાદને અગ્રસ્થાન આપી શકે છે, તથા પોતાની વૃત્તિ તેના ઉપર એકાગ્રતાથી ચોંટાડીને તેના સામર્થ્યમાં વધારો કરી શકે છે; તેવીજ રીતે બીજા મનોરથોની સામે થઈ તેમને પાછા હઠાવી, તેમના વેગમાં ધીમે ધીમે ઘટાડો કરવાની સત્તા પણ તે ધરાવે છે. જેવી રીતે સ્વચ્છંદપણે વર્તવા દેવાથી વિષયલાલસાનું જોર વધતું જાય છે, તેવીજ રીતે અભ્યાસના પ્રભાવથી મનના સામર્થ્યમાં વધારો થતો જાય છે. મનોરથ અને ઇચ્છા વચ્ચેના ઝઘડા, તેમજ સંયમવૃત્તિ તથા ઇચ્છાબળમાં ચારિત્ર્યમાં ફેરફાર કરવાની શક્તિનો સદ્‌ભાવ, એ નૈતિકજીવનના પરિચિત અનુભવ છે. બર્કના શબ્દોમાં બોલીએ તો 'પોતે ધારે તેવો થઈ શકવાની શક્તિ પ્રત્યેક મનુષ્ય ધરાવે છે, એ તેના એક વિશેષ હક સમાન છે.' આપણે સારા નરસાનો નિર્ણય કરી સત્ય માર્ગની પસંદગી કરવાની સ્વતંત્રતા થોડે ઘણે અંશે પણ ધરાવીએ છીએ એ વાતનો સ્વીકાર કરીએ તોજ સદ્‌વર્તનનો અર્થ સમજી શકાય છે. આપણી ઇચ્છાને સારે માર્ગે ચઢાવવી કે ખોટે માર્ગે ચઢાવવી એ થોડે ઘણે અંશે પણ આપણા હાથમાં રહેલું છે, એ સિદ્ધાંત જો માન્ય ન કરીએ તો પછી નૈતિક વર્તનનો સદ્‌ભાવજ શક્ય થતો નથી. સારાં નરસાં કૃત્ય બદલ જવાબદારીની લાગણી ધરાવવી, એમાંજ મનુષ્ય સ્વભાવની ઉચ્ચતા રહેલી છે; અને એમ છે તો પછી આપણે ઇચ્છાની સ્વતંત્રતાનો સિદ્ધાંત સ્વીકારવોજ જોઇએ. કારણકે જો આપણી ઇચ્છા આપણે સ્વાધીન ન હોય, અને આપણે કોઇ બળવાન સત્તાથી દોરવાઇનેજ ક્રિયામાં પ્રવૃત થતા હોઇએ, તો પછી તે કામની જવાબદારી આપણે માથે શા માટે રહેવી જોઇએ? પ્રત્યેક મનુષ્યના મનમાં પ્રસંગોપાત અમુક અમુક કૃત્યો બદલ ગુસ્સો, શરમ, પશ્ચાતાપ, તિરસ્કાર, ઉપકાર, ઉત્સાહ, પ્રશંસા, અગર ઠપકો, એવી એવી અનેક ભિન્ન ભિન્ન પ્રકારની લાગણીઓ ઉત્પન્ન થાય છે: અને જો તેવાં કૃત્યનું નિવારણ થઇ શકે તેમ ન હોય તો

પછી આવી લાગણીઓ ઉત્પન્ન થવાનો સંભવ ક્યાંથી ? એ સમજી શકાય તેવું નથી. જો આપણે કોઇ બીજી સત્તાથી ખેંચાઇનેજ હરેક કામ કરતા હોઈએ, તો પછી દુનિયામાં શીખવા શીખવવાનું શું કામ? સલાહ લેવી અને દેવી તે શું કરવા ? ઉપદેશ આપવા અને સાંભળવાથી શો લાભ ? ઠપકો અને શિક્ષાનાં સાધનથી શું ફળ ? આ ઉપરથી માણસ પ્રત્યેક કામ કરવા સ્વતંત્ર છે, મનુષ્યની ઇચ્છા સ્વતંત્ર છે, એ સિદ્ધાંત માન્યા શિવાય છુટકો નથી. ઇચ્છાની સ્વતંત્રતાનું રહસ્ય સમજી શકાય તેવું નથી, પણ તેના સદ્‌ભાવનો સ્વીકાર કર્યા શિવાય ચાલવાનું નથી. સમગ્ર મનુષ્ય વર્ગની લાગણીઓ અને બધી ભાષાઓના શબ્દકોષ એ એના ઉપરથીજ તેના સંબંધની માન્યતા સર્વ સાધારણ છે, એમ સિદ્ધ થાય છે.

આ સંસારમાં પ્રાણી માત્ર સુખની અભિલાષા રાખે છે; તેમ છતાં સુખનું સ્વરૂપ કેવું છે એનો ખ્યાલ ઘણાજ થોડા માણસોને હોય છે. આપણે અત્યારે આ લોકના સુખનોજ વિચાર કરવાનો છે. સુખ એ ચિત્તની અમુક પ્રકારની સ્થિતિ છે, પણ બાહ્ય પદાર્થો સાથેનો સંબંધ એજ સુખ છે એમ માનવાની ભૂલ ઘણા માણસો કરે છે. મન સાથે વિષયના સંબંધથી જે ચિત્તના અનુકૂળ પરિણામવાળી સ્થિતિ પ્રકટ થાય છે, તેજ સુખ છે, તેવીજ રીતે આશા પૂર્ણ થવા વડે જે તૃપ્તિ પ્રકટ થાય છે તે પણ સુખ છે; એટલે કે સુખ અને સુખનાં સાધન એ બે ભિન્ન છે. દ્રવ્યના ઉપભોગથી મનને આનંદ તથા સંતોષ મળે છે, માટે દ્રવ્ય એ સુખનું સાધન છે; તથા તેના ઉપભોગથી ચિત્તમાં જે સંતોષ પ્રકટે છે, તે સુખ છે; પણ દ્રવ્ય એ જાતે સુખ નથી. તેમ છતાં ઘણા લોકો સુખના સાધનનેજ સુખ માની બેસે છે, અને તેથી કરીને સુખનાં સાધન પ્રાપ્ત કરવાના પ્રયાસમાં ખરા સુખને ગુમાવી બેસે છે. ધન વડે સુખ અને આનંદનાં સાધન પ્રાપ્ત કરી શકાય છે, તેથી તેની પ્રાપ્તિને માટે શ્રમ કરવો ઉચિત છે; પણ જે માણસ કંજુસ હોય છે તે દ્રવ્યોપાર્જનનેજ

પોતાનો મુખ્ય ઉદ્દેશ સમજે છે, અને તેવી સમજને લીધે ખરા સુખનો ભોગ આપીને પણ પૈસો ભેગો કરવા પાછળ સતત પ્રયત્ન કર્યા કરે છે; અને આખો જન્મારો સુખને બદલે દુઃખજ ભોગવે છે. પણ વિવેકી માણસોએ એમ સમજવું જોઇએ છીએ કે દ્રવ્યાદિ પદાર્થો સુખનાં સાધન માત્ર છે, અને ખરૂં સુખ તો તેમના સેવન અને ઉપભોગથી ચિત્તમાં પ્રકટતી તૃપ્તિમાં રહેલું છે.

સુખપ્રાપ્તિનો આધાર બહારની સ્થિતિ તથા ચારિત્ર્ય એ એના ઉપર અવલંબન કરી રહેલો છે. જો આપણી સ્થિતિ સારી હોય, અર્થાત્ જો આપણને વૈભવના સઘળા પદાર્થ મળતા હોય, અને ભોગેચ્છા તૃપ્ત કરવાનાં સઘળાં સાધન આપણને પ્રાપ્ત હોય, તો આપણે સુખમાં દિવસ નિર્ગમન કરી શકીએ છીએ. તેવીજ રીતે કદાચ ભોગેચ્છા તૃપ્ત કરવાનાં સાધન પ્રાપ્ત કરવા જેવી આપણી સ્થિતિ ન હોય, તો પણ જો આપણું મન સંતોષી હોય, પ્રાપ્ત સ્થિતિથી સંતોષ માનવાનો જો આપણો સ્વભાવ હોય, અને આપણી કામનાઓ મર્યાદામાં રહેતી હોય, તો તેથી પણ આપણે સુખી થઈ શકીએ છીએ. આ પ્રમાણે સુખનો આધાર મનની તથા બાહ્ય પદાર્થોની સ્થિતિ ઉપર રહેલો છે, એ સ્પષ્ટ રીતે સમજાય છે. તેમ છતાં એ બે પૈકી પ્રત્યેકના ઉપર કેટલા પ્રમાણમાં લક્ષ આપવું એ બાબતમાં જુદી જુદી વ્યકિતઓના અભિપ્રાય તથા વર્તનમાં મોટો તફાવત હોય છે. એટલુંજ નહિ પણ જુદા જુદા કાળના તથા જુદા જુદા દેશના લોકોમાં પણ ફેર હોય છે.

ધર્મનું શિક્ષણ ચારિત્ર્ય તથા સ્વભાવની કેળવણી ઉપર વિશેષ લક્ષ આપે છે. ધર્મને લીધે આત્માને આશ્વાસન તથા હિમ્મત મળે છે, અને મન સંતોષી થવા શીખે છે. સ્ટોઈક લોકોનું શિક્ષણ એવું હતું કે સારા નરસાનો આધાર અંતરની–મનની–સ્થિતિ ઉપર રહેલો છે, તેથી ડાહ્યા માણસોએ બાહ્યસ્થિતિ તરફ દુર્લક્ષ કરવું જોઈએ; 'બહારના સંજો-

ગોને આપણા મનની રૂચિને અનુકૂળ બનાવવાની કોશીશ કરવાને બદલે આપણા મનને બાહ્ય સ્થિતિને અનુકૂળ બનાવવાનો અભ્યાસ પાડવો એ સુખપ્રાપ્તિનું રહસ્ય છે.' પૂર્વ તરફના દેશના લોકો પણ એમ માને છે કે ખરૂં સુખ સંતોષમાંજ રહેલું છે, તથા સુખ દુઃખનું કારણ મન છે: તેથી વૈભવના પદાર્થોમાં વૃદ્ધિ કરવાને બદલે મનને સુધારવાની તેઓ વધારે કાળજી રાખે છે; અને યૂરોપખંડના લોકોની માફક જીવનના સ્થાયી સંજોગોમાં ફેરફાર કરવા રૂપી પ્રવૃત્તિનું સેવન કરવાની તેઓ વધારે ઇચ્છા રાખતા નથી. બીજી બાજુએ જે લોકો એમ માને છે કે મનુષ્યનું ચારિત્ર્ય અને તેના વિચાર એ અમુક સંજોગોના પરિણામ રૂપ છે, અર્થાત્ જેમની માન્યતા પ્રમાણે મનુષ્યના ઉપર બાહ્ય સૃષ્ટિની અસર ભારે થાય છે, તેમનું વલણ જુદી જાતનું હોય છે. સુધારામાં અને ઉદ્યોગ હુન્નરમાં આગળ વધેલી ઉદ્યમશીલ પ્રજાઓનું વલણ પણ આવા પ્રકારનું હોય છે. તેમનાં જીવન વ્યવસાયી અને ઉપાધીયુક્ત હોય છે, તેમનામાં સ્પર્ધાનું જોર વધારે હોય છે, તેઓ શાસ્ત્રીય શોધ ખોળ મારફતે સુખ વૈભવ અને મોજશોખનાં સાધનોની સંખ્યામાં નિરંતર વૃદ્ધિ કર્યાં કરે છે, અને દુઃખના પ્રસંગોમાં ઘટાડો કર્યા જાય છે. આવા સંજોગોમાં પડેલા લોકો સુખપ્રાપ્તિ માટે મન અને સ્વભાવને અમુક પ્રકારનું વલણ આપવાને બદલે બાહ્યસ્થિતિમાં સુધારો કરવાની વિશેષ કોશીશ કરે છે; એ લોકો એમ માને છે કે સુખ દુઃખનું કારણ મન નથી પણ પદાર્થો છે.

આપણા ચારિત્ર્યના બંધારણમાં બહારના સંજોગો મુખ્ય ભાગ બજાવે છે, અને તેમાં વળી શરીરસંપત્તિ અગ્રસ્થાન ભોગવે છે. સુખનાં સઘળાં અંગમાં આરોગ્ય એ મુખ્ય અંગ છે. 'પહેલું સુખ તે જાતે નર્યા' એ આપણામાં સાધારણ કહેવત થઈ પડી છે. સઘળા વૈભવને પામેલો પુરૂષ જો નિરંતર રોગી રહેતો હોય, તો તે સઘળા પ્રાપ્ત વિષયોને ભોગવવા અસમર્થ થાય છે. શરીરને તીવ્ર વેદના થતી હોય, અગર તબીયત લથડી ગઈ હોય, તે વખતે કુદરતની ઉમદા બક્ષિસો તથા દ્રવ્યથી પ્રાપ્ત

થતા વૈભવો પણ સુખ આપી શકતા નથી; એટલુંજ નહિ, પણ તેની અસર આપણા સ્વભાવ તથા વિચારશક્તિ ઉપર પણ થાયછે. હ્યુમે જણાવ્યું છે કે ' વાર્ષિક ૧૦૦૦૦ પૌંડની આવકવાળી જાગીર પ્રાપ્ત થવાથી જેટલું સુખ થાય છે તેના કરતાં વસ્તુસ્થિતિની ઉજળી તથા સુખકર બાજુ જોવાની ટેવથી વધારે સુખ મળે છે. ' કેટલાક માણસો મૂળ પ્રકૃતિથીજ એવા ઘડાયા હોય છે કે, તેઓ દરેક વસ્તુમાં સારૂંજ જુએ છે, તેમને માથે ગમે એવી મોટી આફત આવી પડે, છતાં તેમાંથી તેમને સુખશાન્તિ અને દિલાસો મળ્યા વિના રહેતાં નથી. તેમના માથા ઉપર ગમે એવું કાળું વાદળ ચઢી આવે, તોપણ તેના કોઈ કોઈ ભાગમાંથી તેમને સૂર્યના પ્રકાશનો ચળકાટ દેખાયા વિના રહેતોજ નથી. આવો હસમુખો, આનંદી સ્વભાવ, તથા હરકોઇ બાબતની ઉજળી તથા આશાભરી બાજુ તરફ જોવાની ટેવ એ જીંદગીના ઉપભોગનું મોટું સાધન છે. તેમ છતાં આવો ઇચ્છવા લાયક સ્વભાવ પ્રાપ્ત થવાનો ઘણો આધાર શરીરની નિરામય સ્થિતિ ઉપર રહેલો છે. જે વખતે આપણે સારી તંદુરસ્તી ભોગવતા હોઇએ છીએ તે વખતે આપણને બધું આનંદમય લાગે છે, અને આપણો સ્વભાવ પણ આનંદી અને હસમુખો રહે છે; તેવીજ રીતે રોગી માણસનો સ્વભાવ ચીડીયો થઈ જાય છે, અને તેને કશું આનંદ આપી શકતું નથી. વળી શરીરની પીડાને લીધે આપણી નૈતિકવૃત્તિ ઉપર પણ ભારે અને તાત્કાલિક અસર થાય છે એ સર્વના અનુભવની વાત છે. જ્ઞાનતંતુના અગર મગજના કેટલાક વ્યાધિઓને લીધે સ્વભાવમાં વિકાર ઉત્પન્ન થાય છે; લાંબી મુદત સુધી સારી ઉંઘ નહીં આવવાથી, તથા કેટલાક હોજરીના રોગોને લીધે, શરીર તથા મન સુસ્ત તથા ઉત્સાહશૂન્ય થઇ જાય છે, સુખોપભોગની શકિત નષ્ટ થઇ જાય છે, અને જીવનભાવના નિરસ તથા વિકારી થાય છે. આયુષ્ય અને આરોગ્યમાં ફેરફાર થતાં ઉલ્લાસવૃત્તિમાં તેમજ મનોવિકારના વેગ તથા દિશામાં પણ ફેરફાર થાય છે; એ બધું પણ આપણને પરિચિત છે. ઋતુના તથા હવાના ફેરફારથી

કામ કરવાની હોંસમાં થતા ફેરફાર આપણા અનુભવની બહાર નથી. શરીર કામથી થાકેલું હોય છે, ત્યારે મન પણ કંટાળી જાય છે, અને સંસાર વ્યવહાર આપણને અપ્રિય થઇ પડે છે, પણ જ્યારે સ્વસ્થ નિદ્રાથી શરીરનો થાક ઉતરી જાય છે, ત્યારે મગજ પણ શાન્ત અને તર થાય છે. પિત્તપ્રકૃતિવાળા માણસો સાધારણ રીતે અદેખા હોય છે, એમ જણાવવામાં આવે છે તેમાં કેટલુંક સત્ય રહેલું છે. તેમજ તેથી ઉલટી પ્રકૃતિવાળા માણસો સાધુવૃત્તિવાળા હોય છે, એ વાત પણ તદન પાયા વગરની નથી. સખ્ત મંદવાડ પછી રોગી માણસનો સ્વભાવ બદલાઇ ગયાના ઘણા વિશ્વાસપાત્ર દાખલા આપણા સાંભળવામાં આવે છે. કેટલીક વખત જન્મની મંદતા અને ગ્લાનિને ઠેકાણે ઉત્સાહ અને ચૈતન્ય-કૌવત-દાખલ થઈ જાય છે. જે કુદરતી બક્ષિસના પ્રભાવથી કેટલાક માણસો સંતાપ અને સંકટથી ઉત્પન્ન થતી ગમગીનીને તરછોડી નાખી પોતાના વિચાર અને કાર્યશક્તિને એકદમ નિશ્ચયાત્મક રીતે બીજી દિશામાં વાળી શકે છે, તે ટેવને ઇચ્છા-બળની મદદથી બળવાન અને દૃઢ બનાવી શકાય છે, એ વાત જો કે ખરી છે તો પણ કેટલાક સર્વેન્દ્રિયશાસ્ત્રવેત્તાઓના અભિપ્રાય પ્રમાણે એવી ટેવ પ્રાપ્ત થવાનો ઘણો આધાર મગજની સાથે સંબંધ રાખનારી રક્ત-વાહિનિઓની અમુક પ્રકારની શક્તિ ઉપર રહેલો છે. શરીર તથા મન બન્ને નિરામય હોવાં એ સુખની ઉચ્ચ અવસ્થા મનાય છે; પણ મનની નિરા-મયતાનો ઘણો આધાર શરીરની નિરામયતા ઉપર રહેલો છે.

સુખપ્રાપ્તિની પ્રવૃત્તિ ઉપર શરીરસંપત્તિની અસર કેટલી હદમાં થાય છે, તેના આ થોડા ઘણા દાખલા છે. આ ઉપરથી એમ નથી સમ-જવાનું કે શરીરની સ્થિતિ અમુક પ્રકારની હોય તો પછી તેની સામે થઈ ઇચ્છાબળ કાંઇ પણ કરવા શક્તિમાન નથી; પણ એટલુંજ લક્ષમાં રાખ-વાનું છે કે ચારિત્ર્યની કેળવણીના કામમાં તેને કેવા પ્રકારના સંજોગો સાથે કામ લેવાનું છે, તેનું સ્પષ્ટ જ્ઞાન પ્રથમ મેળવવું જોઇએ. હવે સમગ્ર પ્રજાની શરીરસંપત્તિમાં સુધારો કરવો, એ તેના સુખમાં વધારો કરવાનો

એક ચોકસ ઉપાય છે, અને આનંદના વિષયોના ઉપયોગીપણાની તુલના કરતી વખતે, તેમનામાં રહેલી શરીરને તંદુરસ્ત અને મજબૂત બનાવવાની શક્તિ પણ ધ્યાનમાં લેવાની જરૂર છે; કારણ કે કોઇ જાતની રમત ઉતરતી પંક્તિની હોય, પણ જો તેનામાં તાત્કાલિક અને ક્ષણિક સુખ આપવાની સાથે શરીરને મજબૂત અને તંદુરસ્ત બનાવવાની શક્તિ રહેલી હોય, તો તેની ગણના ઉપલા વર્ગમાં કરવી ઘટે છે. પ્રજાની સુખાકારીને લગતા કાયદા બીજા કાયદા કરતાં બધારે ઉપયોગી છે—પછી તેમનો હેતુ કાંતો ઔષધની શોધ કરી તેમનો પ્રચાર બહોળો કરવાના કામને ઉત્તેજન આપવાનો હોય, અગર તો સમગ્ર પ્રજાની એકત્ર કોશીશ મારફતે ચોકસ રોગને નાબુદ કરવાનો હોય, અથવા તો મજુર વર્ગના લોકોની શરીરસંપત્તિની સંભાળ રાખવાનો હોય. લોકાચાર ( Fashion ) પણ સમાજનું કલ્યાણ અગર અકલ્યાણ કરવાની ભારે સત્તા ધરાવે છે. લોકોના પહેરવેશ, તેમની કેળવણી, તેમના મોજશોખ, તેમના ખોરાક, તેમનાં ખર્ચની હદ, એ વગેરે બાબતો નક્કી કરીને; તથા તેમણે કેવા ગુણ સંપાદન કરવા જોઇએ, તેમણે કેવા ધંધામાં જોડાવું જોઇએ, અને છેવટે તેમણે કેવી જાતનું સૌંદર્ય પ્રાપ્ત કરવું જોઇએ, એ બધાને લગતા નિયમો બાંધીને, લોકાચાર તથા રૂઢિ એ જનસમાજના મોટા ભાગ ઉપર સામ્રાજ્ય ભોગવે છે. આપણા દેશના લોકો તો રૂઢીના દાસજ થઇ ગયા છે. જે રિવાજો પ્રજાની સુખાકારીને લાભકારક હોય, અથવા તો તેને ઘણું નુકસાન પહોંચાડે એવા ન હોય, તેવા રિવાજોને ઉત્તેજન આપવામાં આ જબરી સત્તાનો જે દેશમાં ઉપયોગ કરવામાં આવે છે, તે દેશને ભાગ્યશાળીજ માનવો જોઇએ. તેવીજ રીતે જે આત્મ-શિક્ષણ વડે આરોગ્ય જીવન ગાળવા માટે શું શું આવશ્યક છે તેની સમજણ આવે છે, તથા જેના વડે તેવું જીવન પ્રાપ્ત કરવા માટે ઘણે અંશે ઉપયોગી એવી નિયતવૃત્તિ અને આત્મસંયમની ખાસીયતો મેળવી શકાય છે, તેવું આત્મશિક્ષણ પણ ઘણું કિંમતી છે.

ચઢતી જુવાનીના ઉછળતા પૂરમાં કેટલીક હાનિકારક ટેવો પણ દે-

ખાઈ આવે એવું નુકસાન કરી શકતી નથી. પણ વિચાર પૂર્વક જોતાં જ-ણાશે કે યુવાવસ્થા એ ખાસીયતો અને રૂચીઓ બંધાવાનો તથા દૃઢ થ-વાનો કાળ છે. ઉગતું ઝાડ જેમ વાળ્યું હોય તેમ વળી શકે છે, તેવી રીતે કુમળી વયમાં જેવી ટેવો પાડવી હોય તેવી પડે છે, અને તે અવસ્થામાં બેદરકારી અથવા સ્વચ્છંદપણાને વશ થઇને અગર પોતાની ખુશીથી જે ધુંસરી પહેરવામાં આવે છે, તે પાછળથી અસહ્ય બોજારૂપ થઇ પડે છે. જુવાનીમાં કેટલાક માણસો એવી રીતે અવળે માર્ગે ચઢી જાય છે, તથા એવી ઘાતક ભૂલો કરે છે કે તેથી તેમનો આખો જન્મારો રદ થઈ જાય છે, તેમના આરોગ્યનો નાશ થઇ જાય છે, અને ઘણી વખત તેઓ યોગ્ય વય પહેલાં કાળના મોંમાં જઈ પડે છે; પણ તેમને અવળે માર્ગે ચઢાવનાર પ્રયોજન અગર પ્રેરણાનું સ્વરૂપ તપાસીશું તો એવું ક્ષુલ્લક તથા ક્ષુદ્ર માલમ પડશે કે આપણા મનમાં તરત આશ્ચર્ય ઉત્પન્ન થાય છે કે આવા ક્ષુદ્ર પ્રયોજન તથા પ્રેરણાને વશ થઇને આખા જીવનને ધૂળ-ધાણી કરી નાખે એવી ભૂલો માણસો કેમ કરતા હશે? આપણે ઘણી વ-ખત જોઇએ છીએ કે પ્રથમાવસ્થાની નાની ભૂલો પરિણામે ભારે નુકશાન કરે છે. પુખ્ત ઉમ્મરે પહોંચ્યા પછી યોગ્ય હદમાં તમાકુનું સેવન કરવાથી હાનિ થવાની દહેશત રહેતી નથી, (કેટલાક દાક્ટરોના અભિપ્રાય પ્રમાણે તો તમાકુનું સેવન હમેશાં હાનિકારકજ છે.) પણ કુમળાં બાળકોનાં શ-રીરને તો તે ઘણું નુકશાન કરે છે, એ સંબંધમાં બે મત છેજ નહિ. તેમ છતાં નાનાં બાળકોમાં બીડી પીવાની ટેવ પડવાનું કારણ તપાસીશું તો માલમ પડશે કે રોફ મારવાની, તથા મોટાઇનો ડોળ ઘાલવાની ઇ-ચ્છા સિવાય બીજું કોઇ સબળ કારણ હોતું નથી ! મદ્યપાન કરવું, જુગટું રમવું, દારૂડીઆ લોકોની સોબતમાં ફરવું, વ્યભિચાર કરવો, એ આદિ વધારે હાનિકારક કુટેવો પણ તેવીજ ઇચ્છાને વશ થ-વાથી, અગર તો નિષિદ્ધ ભોગવિલાસનો સ્વાદ ચાખવાની તથા ભ્રષ્ટ સો-બતીઓની નજરમાં સારા દેખાવાની ઇચ્છાથી પડેલી હોય છે ! મિથ્યા ગ-

વંને વશ થઈને સખ્ત કમરપટ્ટો બાંધવાની ટેવને લીધે યુરોપમાં કેટલી બધી સ્ત્રીઓનાં જીવન વ્યાધિગ્રસ્ત થઇ ગયાં હોય છે? રોફ મારવાની ખાતર ચશ્મા પહેરવાની ટેવ પાડવાથી કેટલા બધા વિદ્યાર્થીઓની આંખો ખરાબ થયેલી હોય છે? ભીંજાયલાં કપડાં બદલવાની તસ્દી લેવામાં બેદરકાર રહેવાથી કેટલા બધા માણસોનાં આરોગ્ય નષ્ટ થયેલાં હોય છે? જે વ્યવહારનું યોગ્ય હદમાં કરેલું સેવન નિર્દોષ, હિતાવહ અને પ્રશંસનીય હોય છે, તેની હદ ઓળંગો જવાથી ઘણાં આયુષ્ય ખંડિત થયેલાં નજરે પડે છે. કોઈ લાભકારક કસરતના ખેલમાં ગજા ઉપરાંતનો શ્રમ લેવાથી રક્તવાહિનિનો ભંગ થવાને લીધે, તેમજ કોઇ નજીવા ઇનામની પ્રાપ્તિને માટે ગજા ઉપરાંત અભ્યાસ કરવાથી મગજ ખરાબ થઈ જવાને લીધે આયુષ્યભર જે નુકશાન ખમવાં પડે છે તે જોઈ ખેદ થયા વગર રહેતો નથી. કોઈ બલિષ્ઠ મનોવિકાર અગર અનિવાર્ય લાલસાને વશ થઇને કોઈ ઉત્કૃષ્ટ પણ અસાધ્ય મનોરથ પાર પાડવાની કોશીશમાં કેટલાં બધાં જીવન ધૂળધાણી થઈ ગયાં હોય છે? બુદ્ધિ અગર ઇચ્છાની ખાસ તસ્દી સિવાય અટકાવી શકાય એવાં જીવનને ખરાબખસ્ત કરી નાખનારાં પરિણામ ઘણી વખત નજીવા કારણને લીધે નિપજવા પામે છે, એ જોઇને વળી વધારે ખેદ થાય છે.

મનુષ્યના આયુષ્યની મર્યાદા લંબાવવામાં, જુદી જુદી જાતના રોગોને નાબુદ કરવામાં, તથા તેમનાં હાનિકારક પરિણામોમાં ઘટાડો કરવામાં વૈદક તથા આરોગ્યસંરક્ષણ શાસ્ત્રને કેટલી બધી ફતેહ મળી છે, તે પૂરતી રીતે સિદ્ધ થઇ ચુકયું છે. સઘળા સુધરેલા દેશોમાં સરાસરી કાઢતાં આયુષ્યનું પ્રમાણ ઊંચું ચઢયું છે, અને માણસો લાંબી વૃદ્ધાવસ્થા ભોગવવા લાગ્યા છે. એટલુંજ નહિ, પણ તે વૃદ્ધાવસ્થા ક્રિયાસક્ત, ઉપયોગી અને સુખોપભોગને લાયક બની શકે છે. એ શાસ્ત્રો મારફતે જે ઉપાય અજમાવવામાં આવ્યા છે, તેને અંગે કેટલેક દરજ્જે વ્યક્તિગત સ્વાતંત્ર્યનો ભોગ આપવો પડે છે, અને સુખાકારીને લગતાં કેટલાક સુધારા

દાખલ કરવામાં, તથા ધંધામાં જોડાવાની વય, અને કામ કરવાના કલાકની સંખ્યા નક્કી કરવામાં જબરાઇનાં પગલાં ભરવાની સરકારને જરૂર પડે છે, એ વાત જો કે ખરી છે; તેમ છતાં પરિણામ તરફ દૃષ્ટિ કરતાં તેટલે અંશે સ્વાતંત્ર્યનો ભોગ આપવાની આવશ્યકતા છે. આ પ્રમાણે વિચાર કરતાં જનસમાજની સુખાકારી સુધારવાને માટે સરકાર જે પગલાં ભરે તે આવકારદાયક છે, એની ના પાડી શકાય તેમ નથી; પણ સુખાકારી જાળવવાના તથા તેમાં સુધારો કરવા નિયામક કાયદા પસાર કર્યાં જવાના હાલના જમાનાના વલણ ઉપર બારીક દૃષ્ટિ રાખવાની જરૂર છે, નહિં તો તેમાં હદ ઓળંગી આગળ વધી જવાનો ઘણો સંભવ છે, અને તેમ થયું તો પછી જે વર્ગ અગર કોમને સુખ કરવાનો ઉદ્દેશ રાખવામાં આવ્યો હોય, તેનેજ ઘણી રીતે હાનિ થાય એ વધારે બનવા જોગ છે.

બીજી બાજુએ રોગની સંખ્યામાં ઘટાડો થાય, અને સરાસરી આયુષ્યનું પ્રમાણ ઊંચું ચઢે, એટલા ઉપરથીજ જનસમાજની આરોગ્યતામાં એકંદર રીતે સુધારો થયો છે એમ માનવાની ઉતાવળ કરવી જોઇએ નહિ. આયુષ્યનું પ્રમાણ ઊંચું ચઢવાનું એક મુખ્ય કારણ છેક નાનાં બાળકનાં મરણના પ્રમાણમાં ઘટાડો થયો છે તે છે. આરોગ્યવિદ્યાને લગતા જ્ઞાનમાં વધારો થવાને લીધે, બાળકોની માવજત કરવામાં વધારે કાળજી રાખવામાં આવે છે; પણ જે બાળકોને કાળના મોંમાંથી પડાવી લેવામાં આવે છે, તે સઘળાં મજબૂત બાંધાનાંજ થાય છે, એમ હોતું નથી. આગલા વખતમાં જે બાળકો બચપણમાંજ મોતના ભોગ થઇ પડતાં, તેવાં ઘણાં નબળા બાંધાનાં બાળક હાલ બચવા પામે છે. તેવાં બાળક આખો જન્મારો સારી તંદુરસ્તી ભોગવી શકતાં નથી; એટલુંજ નહિ પણ તેવા નબળા બાંધાનાં માણુસ લગ્ન કરી જે પ્રજા ઉત્પન્ન કરે છે, તે વળી તેમનાથી પણ વધારે નબળી થાય છે. તેજ પ્રમાણે જો કે મોટા રોગની સંખ્યામાં ઘટાડો થાય, અને ભારે મંદવાડનું પ્રમાણ ઘટે. તોપણ જો જનસમાજની એકંદર તંદુરસ્તી હલકા પ્રકારની હોય તો તેવી સ્થિતિ

પણ ઇચ્છવા લાયક નથી. આયુષ્યનું પ્રમાણ વધવાની સાથે, એકંદર તંદુરસ્તી પણ સુધરવી જોઇએ, લોકોમાં કામ કરવાનો જુસ્સો વધવો જોઇએ, અને તેમની જીંદગીનો ઉપભોગ કરવાની શકિત પણ વધવી જોઇએ: અને આરોગ્યવિદ્યા તેવું કરવા સમર્થ થાય, તોજ તેને પૂરેપૂરી ફતેહ મળી ગણાય.

આપણું જીવન નિરામય બનાવવા માટેનું આવશ્યક જ્ઞાન તથા તેને સહાયક થઈ પડે એવી ખાસીયતો, આપણે બચપણથીજ સંપાદન કરવાની ખાસ કાળજી રાખવી જોઇએ. સુખાકારીને લગતા મુખ્ય નિયમ થોડા અને સાદા છે. બધી બાબતોમાં મધ્યમપણાનું તથા સંયમવૃત્તિનું સેવન કરવું, અર્થાત્ સંયમશીળ અને મિતાચારી થવું, નિયમિત રીતે કસરત કરવી, પૂરતી રીતે ખુલ્લી હવા લેવી, માફકસર કામકાજમાં નિયમિત રીતે રોકાયલા રહેવું, પણ તે સંબંધમાં એટલું યાદ રાખવાનું છે કે મધ્યમપણાની હદ ઓળંગી ગજા ઉપરાંતનો શ્રમ કરવો નહિ; વખતો વખત ખાસીયતોમાં ફેરફાર કરતા રહેવું, અર્થાત્ ટેવના ગુલામ બનવું નહિ; અને જે બાબતો ઉઘાડી રીતે તંદુરસ્તીને હાનિકારક છે એવી બાબતોથી દૂર રહેવું—આટલા મુખ્ય નિયમ પાળવાના છે. મનુષ્યજીવન એક સોરટી સમાન છે, તેથી ઘણી વખત એમ પણ બને છે કે આવા નિયમ પાળનાર માણસો પણ મંદવાડ, ઉત્સાહશૂન્યતા, તથા અકાળ મૃત્યુના ભોગ થઇ પડે છે; તેમ છતાં આ નિયમ આરોગ્ય તથા દીર્ઘાયુષ્ય અર્પવાની શકિત ધરાવે છે એ નિર્વિવાદ છે. બાળકની માવજત કરવાને માટે માબાપને વધારે જ્ઞાનની જરૂર પડે છે, એ વાત ખરી છે, પણ પોતાની જાતના વર્તનને માટે આટલા નિયમોનું જ્ઞાન બસ થઇ પડશે; અને જો બચપણથી આ નિયમો પાળવાનો અભ્યાસ પાડવામાં આવે તો પછી બાકીની વયમાં એ નિયમો આપોઆપ પળાય છે, અને ખાસ વિચાર કર્યા વગર પણ એ નિયમને અનુસરીને ચાલવાની ટેવ પડી જાય છે. પણ એટલું ધ્યાનમાં રાખવાની ખાસ જરૂરછે કે આવા પ્રકારનું આત્મશિક્ષણ

જો કે ઘણુંજ ઉપયોગી છે ખરૂં, પણ જો તેમાં મધ્યમપણાની હદ ઓળંગી જવામાં આવે તો મૂળ ઉદ્દેશ ઉંધો વળ્યા વગર રહેતો નથી. કેટલાક માણસોને આખો દિવસ પોતાના શરીરની તંદુરસ્તી તથા પીડા સંબંધી વિ- ચાર કર્યા કરવાની ટેવ હોય છે; પણ આવી ટેવ સુખની ઘાતક અને આરોગ્યતાની બાધક છે. આપણે જોઇએ છીએ કે મરકીના વખતમાં બહુ બડકી રહેલા માણસો વહેલા પટકાઈ પડે છે. તંદુરસ્તી સાચવવા માટે હદ ઉપરાંતની ચટ તથા કાળજી રાખનાર માણસ મનની દ્રઢતા ગુમાવી બેસે છે. અને ઉંડો વિચાર કરી જોઇશું તો જણાશે કે આરોગ્યતા ટકાવી રાખવા માટે મનની દ્રઢતારૂપી ટેકાની ખાસ જરૂરછે. એક પ્રતિષ્ઠિત વૈદના શબ્દોમાં બોલીએ તો 'અમર્યાદપણે કાળજી કર કર કરવાથી, તથા ધાંધળ મચાવી મુકવાથીજ માણસ સુખી તથા લાંબું આયુષ્ય ભોગવી શકે છે, એમ નથી. નિયમિતપણે કામમાં રોકાયલા રહેવું, એ સુખી જીવન ભોગવવાનો સૌથી ઉત્તમ ઉપાય છે. પૂરતું કામ એજ આપણા આરોગ્યની દરરોજની કસોટી તથા હમેશનું અભયપત્ર છે. વ્યવસ્થિત અને સ્વાભાવિક જીવન ગાળવું એજ આપણો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ. સંસારયાત્રામાં દરેક પગલું ધ્રુજતે પગે ભરવા માટે આપણે સરજાયલા નથી; તેમ કરવાથી તો ઉલટું જે અનર્થ ટાળવા માટે આપણે કોશીશ કરતા હોઇએ છીએ, તેને ઉત્તેજન મળે છે. હું અંતઃકરણપૂર્વક એમ માનુંછું કે જે માણસોના રોગ અસાધ્ય ગણાયછે, એવા હમેશના દરદીઓને પણ ઉદ્યોગપૂર્ણ અને ક્રિયાસક્ત જીવન ગાળવાની ફરજ પાડવામાં આવે, અને પોતાના દરદના સંબંધનાજ વિચાર કરી પોતાના મનને ઉદ્વિગ્ન કરવાનો જો તેમને અવકાશજ ન આપવામાં આવે, તો બરાબર અરધા દરદીઓ સાજા થઈ જાય. મનની નબળાઇ, નિરૂત્સાહીપણું તથા ઉદ્વેગ, એ વગેરેને તાબે થઈ તેમના ગુલામ થઇ જવાની ટેવના જેવી મનુષ્યને ફસાવનારી, તથા અત્યંત હાનિકારક ખોડ બીજી એકે નથી. જેમને દીર્ઘાયુષી થવાની ઇચ્છા છે, તેમણે આ વાત પોતાના મન ઉપર બરાબર ઠસાવવી જોઇએ છીએ કે મનની દ્રઢતા એ જીવનનું સત્ત્વ છે, અને

મસ્તકાળ, એ મગજ અને જ્ઞાનતંતુઓની મારફતે શરીર ઉપર પ્રત્યક્ષ અને અત્યંત બળવાન સત્તા ભોગવે છે.

સુખી જીવનનાં મુખ્ય મુખ્ય અંગની સવિસ્તર હકીકત આપતા પહેલાં તે વિષયના સંબંધમાં કેટલીક સામાન્ય સૂચનાઓ આપવી વધારે ઉપયોગી થઇ પડશે.

સુખ પ્રાપ્તિના સંબંધમાં આ એક સર્વમાન્ય થઈ પડેલો નિયમ ધ્યાનમાં રાખવા જેવો છે કે સુખોપાર્જન એ જ્યારે આપણી પ્રવૃત્તિનો પ્રત્યક્ષ વિષય નથી હોતો, ત્યારેજ તે પ્રાપ્ત થવાનો વિશેષ સંભવ હોય છે. પ્રથમાવસ્થામાં આપણે આપણા આયુષ્યક્રમના કામ અને રમત એવા બે ભાગ પાડીએ છીએ. કામને આપણે ફરજ સમજી અથવા નિર્વાહનું આવશ્યક સાધન ગણી સેવીએ છીએ; અને રમતને આપણે આનંદનું સાધન માનીએ છીએ. બાળપણ અને પુખ્ત વય વચ્ચેનો એક મોટો તફાવત એ છે કે મોટી ઉમ્મરમાં રમત કરતાં કામ આપણને વધારે ગમે છે, કારણ કે આપણે સમજીએ છીએ કે હમેશાં કોઇ પણ ઉપયોગી કામ ધંધામાં રોકાએલા રહેવાની ટેવ સ્ત્રી પુરૂષ બંનેની સુખ સંપત્તિને માટે અવશ્યની છે. ઉદ્યોગમાં મચ્યા રહેવાની આદત જે માણસને નથી હોતી, તે નિરૂત્સાહમાં, કામ વિના ઉપજેલા થાકમાં અને નિરૂપયોગીપણામાં ડુબે છે, અને તેના જ્ઞાનતંતુઓને કાંઈ કાંઈ વ્યાધિ થયાજ કરે છે. જેમનું જીવન આશય વિનાનું તેમજ નિરૂદ્યમી હોય છે, તેમના જેવા દુઃખી પુરૂષો બીજા ભાગ્યેજ મળી આવશે. આળસ વ્યક્તિને તેમજ સમષ્ટિને એક સરખી રીતે પતિત કરનારો દુર્ગુણ છે. આળસે દુનિયામાં કદી પણ નિશાન તોડીને નામના મેળવી નથી, અને કદી મેળવનાર પણ નથી; સુસ્તી કદી પણ ડુંગરના શિખર પર ચઢી નથી. આળસ એક ભાર છે, બોજો છે. ઉપદ્રવ છે,—સદાય ઝઘડા બડબડાટ ફડફડાટ કરનારૂં માણસ ઉદાસ અને દુઃખી હોય છે. આળસ માણસોનું તેમજ પ્રજાઓનું કલેજું ખાઇ જાય છે, અને જેમ લોઢું કાટથી ખવાય છે, તેમ શરીર આળસથી ખવાય છે. પંડના સુખનો વિચાર કરી

એ, તો તે મેળવવા માટે પણ નિરંતર ઉપયોગી કામમાં રોકાએલા રહે-વાની જરૂર છે. ફકત ખાવું પીવું, અને ઉંઘ્યા કરવું, અથવા મોજ-શોખમાં તથા એશઆરામમાં પડ્યા રહેવું, એમ આખી જીંદગી આળ-સમાં ગુજારવાથી માણસને બેહદ ગેરફાયદો થાય છે. કામના ઘસારા ક-રતાં કાટના ઘસારાથી જીંદગી જલદીથી ઘસાઇ જાય છે; સારાંશ કે મધ્યમ સર કામ કરવું તે મનને તેમજ તનને માટે જરૂરનું છે. માણસની બુદ્ધિ શરીરના અવયવોના વ્યાપારથી જળવાય છે, અને ટકે છે; અને આરોગ્યતા ભોગવવી હોય તો તેમને ચપળતા ભરેલી કસરત આપવી જોઇએ. ખરા ખોટાનો વિચાર બાજુએ રાખતાં સુખી જીવનનું આવશ્યક લક્ષણ એ છે કે તે ક્રિયાસક્ત અને ઉદ્યોગપૂર્ણ, તેમજ આપણા શરીરની બહારનાં લક્ષ્ય સાધવાના આશયવાળું હોવું જોઇએ. સંસારસાગરમાં મનુષ્યની સુખરૂપી નૌકાને ચિંતા અને કંટાળારૂપી બે ખડકો વચ્ચે થઇને પસાર થવાનું છે. અને જો પ્રયાણમાં સાવધગીરી રાખવામાં ન આવે તો તે એમાંથી એક ખડક સાથે અફળાઇને અવશ્ય ભાગી જાય છે. પોતાની જાત-ની સ્વાર્થી સ્વસ્થતામાં તથા એશઆરામમાં જીવન ગાળનાર માણસ જો કે ચિંતારૂપી ખડકના જોખમમાંથી મુકત રહે છે ખરો, પણ તે ચિત્તના કંટાળારૂપી ખડકના જોખમમાંથી બચી શકતો નથી. નિવાસસ્થા-નની બદલા બદલી કરવાથી, તેમજ ભોગવિલાસ અને મોજશોખનાં સાધનની સંખ્યા તથા વિવિધતામાં વધારો કરવાથી પણ તે માણસ સ્વા-સ્થ્ય ભોગવી શકતો નથી. કાર્લાઇલ કહે છે કે “ તમે સુખની માગણી કરો છો કે, ‘ અરે ! અમને સુખ આપો, ’ ત્યારે લોકો તમારા શરીરના આચ્છાદન માટે અનેક જાતના પોશાક, તથા તમારી જઠરાગ્નિને તૃપ્ત કરવા માટે અનેક જાતના ખાવાના તથા પીવાના પદાર્થ તમારી આગળ રજુ કરી દે છે. આવા ગાદીતકીયા પોશાક વિગેરે સરસામાન તથા ખાવા પીવાના પદાર્થના સેવનથી જો તમને ‘ સુખ ’ થતું હોય, તો ભલે તમે તેમાં આનંદ માનો. તેમની સંખ્યા અને વિવિધતામાં નિરંતર સુધારો

વધારો થયાં કરો. સતત ફેરફારનેજ જો તમે શાશ્વત સુખ માનતા હો, તો ભલે તમને તમારી મનકામના પ્રમાણે ઇપ્સિત પ્રાપ્ત થાઓ. મને તેવા સુખની આકાંક્ષા નથી. * પેગંબરનો શાપ તમને ફળો, અને આ દુનિયામાં તમે ‘ ચક્રની માફક ભમ્યા કરો ! આગગાડી મારફતે મુસાફરી કરો, અને કલાકના પચાસ અગર નજરમાં આવે તો પાંચસે માઇલની ઝડપથી એક જગ્યાએથી બીજી જગ્યાએ પહોંચી જાઓ. ગમે તેમ કરશો, તોપણ તમે ગ્લાનિના ભોગ થઇ પડયા વિના રહેનાર નથી-તમારા ચિત્તને કંટાળો આવ્યા શિવાય રહેવાનો નથી. ભલેને તમને આકાશમાં ગતિ કરવાની શક્તિ પ્રાપ્ત થાય, અને તમે ક્રીડાનૌકામાં બેસી બ્રહસ્પતિની પ્રદક્ષિણા કરી આવો, અગર તો શનિશ્ચર ઉપર હંસગતિથી ગમન કરો, તોપણ કંટાળાનું આવર્તન તમારો કેડો મુકનાર નથી. ”

આ ફકરામાં સમાયલા ગૂઢ સત્યની પ્રતીતિ થવા માટે જીવનનાં ફક્ત થોડાં વર્ષનો અનુભવ બસ છે. જે ધંધો આપણી બુદ્ધિ શક્તિ તથા આપણાં લક્ષણને અનુકૂળ તથા અનુરૂપ હોય, અને

---

* આ સંબંધમાં મહાત્મા ભર્તૃહરિનો નીચેનો શ્લોક મનન કરવા જેવો છે:—

वयमिह परितुष्टा वल्कलैस्त्वं दुकूलैः ।
समइह परितोषो निर्विशेषो विशेषः ॥
सतु भवति दरिद्रो यस्य तृष्णा विशाला ।
मनसि हि परितुष्टे कोऽर्थवान् को दरिद्रः ॥ १ ॥

**અર્થ:**—અમે વલ્કલો ( ઝાડની છાલોનાં વસ્ત્ર ) થી સંતુષ્ટ છીએ, તમે ઉંચાં વસ્ત્રોથી સંતુષ્ટ છો; બન્નેનો સંતોષ સરખોજ છે, માટે તેમાં કાંઇ ભેદ રહ્યો નથી; પણ જેનો લોભ મોટો, તેજ દરિદ્રી છે. મન સંતોષી હોય તો પછી શ્રીમંત કોણ અને દરિદ્રી કોણ ?

જેમાં ઉત્સાહની વૃદ્ધિ કરવાનો તથા ચિંતાથી મુક્ત રાખવાનો ગુણ રહેલો હોય, તેવા ધંધામાં નિયમિત રીતે મચ્યા રહી જીવન પૂરૂં કરવું, એજ જીવનની ઉચ્ચ દશા છે. આવું જીવન ભોગવવા ઘણાજ થોડા માણસો ભાગ્યશાળી નીવડે છે. કારણ કે માણસે કયો ધંધો પસંદ કરવો, એનો મોટો આધાર તેની સ્થિતિ અને બહારના સંજોગો ઉપર રહેલો હોય છે. (જો કે સંસાર વ્યવહારમાં સ્થિત્યંતર કરવાના તથા પ્રયાણમાં બુદ્ધિચાતુર્યનો ઉપયોગ કરવાના ઘણા પ્રસંગ મળતા રહે છે ખરા.) પણ મુખ્યત્વે કરીને એટલો નિયમ ધ્યાનમાં રાખવાનો છે કે આપણે કાંઇ પણ કામ કરવુંજ જોઇએ. આપણે આપણા જીવન માટે કોઈ પણ એક લક્ષ્ય અગર એક નિશ્ચિત ઉદ્દેશ નક્કી કરી રાખવો જોઇએ- અને આપણી કામ કરવારૂપી પ્રવૃતિ ધોરણ વગરની તથા તૂટક તૂટક નહિ પણ નિયમિત, સુસ્થિર અને અવિચ્છિન્ન હોવી જોઇએ. સુખ એ એક જાતનું રત્ન છે, તથા તેને જો કામરૂપી કુંદનમાં જડવામાં આવે, તોજ તેનો ચળકાટ કાયમ રહે છે; અને ઉદ્દેશ વગરનું-નિરૂદ્યમી-જીવન ગાળવું એના જેવું અસહ્ય દુઃખ બીજું એકે નથી; પણ નિરંતર વ્યવસાય અને પ્રવૃત્તિવાળા જીવનને થોડે થોડે અંતરે વિશ્રાન્તિના જે અવકાશ હોય છે, તેમનું સ્મરણ ચિત્તમાં જેટલો સંતોષ અને આનંદ પ્રકટ કરે છે, તેટલો આનંદ બીજા કશાથી અભિવ્યક્ત થતો નથી.

શાણા માણસે સુખ પ્રાપ્તિને નહિ, પણ દુઃખની નિવૃત્તિનેજ પોતાનું પ્રાપ્તવ્ય સમજવું જોઇએ, એ મહાત્મા એરિસ્ટોટલનું વચન પણ સર્વાંશે સત્ય અને ધ્યાનમાં રાખવા લાયક છે. સુખ મેળવવા માટે વલખાં મારવા કરતાં દુઃખનું નિવારણ કરવાની કોશીશ કરવાથી આખરે સુખજ પ્રાપ્ત થાય છે. સુખાન્વેષણની બુદ્ધિપૂર્વક પ્રવૃત્તિમાં મચ્યો રહેનાર માણસ ઘણી વખત મોહ, પ્રપંચ તથા લાલચોમાં ફસાય છે. અને તેના મનોરથ કવચિતજ સિદ્ધ થાય છે. બેશક, અણધારી રીતે ગુજરતી મોટી આફતોના વેગ તથા બળમાં ઘટાડો કરવાની, તથા તાપત્રયની આત્યંતિકી નિવૃત્તિ

કરવાની, માણસના હાથમાં ઘણીજ ઓછી સત્તા રહેલી છે, અને એક રીતે જોતાં તેવી સત્તા તેના હાથમાં બીલકુલ નથીજ. એવા પ્રસંગ ગુજરે છે તે વખતે તર્કશાસ્ત્ર તથા તત્ત્વજ્ઞાન કાંઇ પણ કામમાં આવી શકતાં નથી. મુશીબતોથી ડરી જઇ હૃદયબળ તથા ધૈર્ય ખોઇ બેસવું, તથા ગુજરેલી આફતના સપાટા નીચે ચંપાઇ જઇને પાયમાલ થઇ જવું, અથવા તો ઉલ્લાસવૃત્તિનું સેવન કરી કાર્યશકિતમાં નવું સત્વ તથા નવીન જીવન દાખલ કરવું, એનો આધાર પ્રત્યેક મનુષ્યની મૂળની–સ્વભાવ સિદ્ધ–પ્રકૃતિ ઉપર રહે છે. ધીરપ્રકૃતિવાળા પુરૂષો જ્યારે માથે આફત આવી પડે છે, ત્યારે ખરા મર્દની માફક બહાદુરીથી તેની સાથે બાથ ભીડવા તૈયાર થઇ જાય છે, તેમ કરવાથી તેમનામાં આત્માવલંબનનો ગુણ જાગૃત થાય છે, તથા તેમની શ્રમ કરવાની, તથા સહન કરવાની શકિતઓ સજીવન થાય છે. પણ ભીરૂપ્રકૃતિવાળા બાયલા માણસો સંકટ દેખી છળી મરે છે, તેઓ નિરાશ થઇ દીનત્વને ધારણ કરે છે, અને પોતાની કાર્ય શક્તિ ગુમાવી બેસે છે. આ પ્રમાણે બેની પ્રવૃત્તિમાં ભિન્નતા રહેવાનું કારણ તેમની જન્મની પ્રકૃત્તિ છે; અને જેમ આપણામાં કહેવત છે તેમ 'પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય છે.' તેમ છતાં પણ જો આપણે શાણપણ તથા ચતુરાઇ વાપરી તથા આત્મસંયમના ગુણનો આશ્રય લઇ, આપણી જીવન નૌકાનું સુકાન સાવધગારીથી ચલાવીએ, તો આપણે ઘણી આફતોને આવતી અટકાવી શકીએ, એમ છે; તેમજ જો આપણે આપણી વૃત્તિઓ શુદ્ધ અને પવિત્ર રાખીએ, જુદી જુદી અનેક બાબતોમાં હિત ધરાવતાં શીખીએ, અને ઉદ્યોગમાં મચ્યા રહેવાની ટેવ પાડીએ, તો જીવનને અંગે જે નૈરાશ્ય તથા ઉદ્વેગ રહેલાં છે, તેનું પણ નિવારણ કરી શકાય તેમ છે.

સુખના સંબંધમાં બીજી એક ધ્યાનમાં રાખવા જેવી બીના એ છે કે જીંદગીનાં સૌથી ઉત્તમ મનાતાં સુખ સૌથી વિશેષ ભાગ્યશાળી કે સૌથી વધારે બુદ્ધિશાળી પુરૂષોજ પહોંચી શકે એવી જીવનની ઉચ્ચતમ સ્થિતિમાંજ નિવાસ કરી રહેલાં હોય છે, એમ નથી; પણ ખરૂં સુખ તો સઘળા

માણસો સહેલાઇથી મેળવી શકે, એવી સાધારણ બાબતોમાં રહેલું છે. તપાસ કરતાં જણાશે કે જે માણસોએ પોતાનાં આખાં જીવન મોટાં કામ કરવામાં, તથા પ્રતિષ્ઠાની ટોચે પહોંચવાની પ્રવૃત્તિમાં ગાળેલાં હોય છે, તેમને, તેમજ જેમના ઉપર ભાગ્યદેવીની સંપૂર્ણ મહેરબાની હોય છે, એવા ધનાઢ્ય લોકોને, સૌથી વધારે આનંદ તો તેમની મુખ્ય પ્રવૃત્તિની સાથે બીલકુલ સંબંધ નહિ ધરાવનારી એવી, એટલે સર્વ માણસોની સત્તાની મર્યાદામાં આવી જનારી, એવી સામાન્ય બાબતોમાંથી મળતો હોય છે. અત્યંત મહત્ત્વાકાંક્ષી, બુદ્ધિશાળી, શ્રીમંત, કે ઉંચો દરજ્જો ભોગવનારા માણસોને પણ કુટુંબનો સહવાસ, સૃષ્ટિ સૌંદર્ય, પુસ્તક સહવાસ અગર વાંચન, પ્રવાસ અને મૃગીયા, એવી બાબતો સૌથી વિશેષ સુખ અને આનંદ આપતી હોય છે. લૉર્ડ એલ્થૉર્પ નામના સૌથી વધારે લોકપ્રિય અને ફતેહમંદ રાજદ્વારીના જીવન ચરિત્રમાં એક ઠેકાણે જણાવવામાં આવેલું છે, કે તે એમ કહેતો કે 'મને સૌથી વધારે આનંદ શિકારી કૂતરાને શિકાર કરતાં જોવાથી થતો.' પાર્લામેન્ટમાં આમની સભાની એક બેઠક ઉપર પચાસ વરસ સુધી બેસી રાજકીય બાબતોમાં ઉત્સાહ ભર્યો ભાગ લેનારા એક સભાસદને પોતે પોતાના બાગમાં ઉછેરેલાં વૃક્ષની હકીકત બીજાને કહી બતાવવામાં વધારે આનંદ થતો, અને પાર્લામેન્ટની લાંબી કારકિર્દીના રસાકસીના પ્રસંગો કરતાં પોતાના બાગમાં ઉછેરવામાં આવેલાં ઝાડના સંબંધની વિગતોના સ્મરણથી તેને વધારે સંતોષ થતો. પોતાના દેશની સેવામાં જુદા જુદા દેશોમાં લડાઇઓમાં ભાગ લેનાર એક કુશળ સેનાપતિને પોતાની જન્મ ભૂમીના સ્મરણથી આશ્વાસન, ધૈર્ય, તથા ઉત્તેજન મળતું. એક સમર્થ લેખકે પોતાનો લગભગ આખો જન્મારો એક મોટો ગ્રંથ લખવા પાછળ ગાળ્યો હતો, અને જ્યારે તે ગ્રંથ તેની પોતાની અજાયબી વચ્ચે પૂરો થયો, ત્યારે ચોમેરથી તેના ઉપર અભિનંદનની જે વૃષ્ટિ કરવામાં આવી હતી, તેનાથી તેને જે સંતોષ થયો હતો, તે સંતોષ તેને પોતાનાં બાળકના કાલાઘેલા બોલ સાંભળવાથી જે આનંદ

થતો તેના આગળ લુખો લાગતો. તેજ પ્રમાણે આપણે એકંદર રીતે એમ જોઈ શકીએ છીએ કે નાનકડા કુટુંબના સહવાસથી જે ખરૂં સુખ અભિવ્યક્ત થાય છે, તે આખી દુનિયામાં નામના કાઢવાથી થતું નથી. સારાંશ એ છે કે સુખનાં સાધન સર્વથી સાધ્ય થઈ શકે તેવાં હોવાથી સાધારણ સ્થિતિવાળો માણસ પણ જો ધારે તો સૌથી વધારે શ્રીમંત કે બુદ્ધિશાળી માણસના કરતાં પણ વધારે સુખ ભોગવી શકે એમ છે.

'અરે ઓ કીર્તિદેવીના પૂજારીઓ ! તમારાં તેજસ્વી ઉચ્ચ સ્થાનમાંથી જરા નીચે દૃષ્ટિ કરો, અને, તમને જ્યારે તમારૂં પ્રાપ્તવ્ય સાધ્ય થયું, તથા તમારા જીવનના મનોરથ જ્યારે સિદ્ધ થયા અને તમે શીડીની ટોચે પહોંચ્યા, ત્યારે તમારા ચિત્તમાં જે હર્ષાતિશયનો ઉભરો ભરાઇ આવ્યો હોય, તે, તથા તમારી યાત્રામાં તમને જે સુખ દુઃખનો અનુભવ થયો હોય, તે જરા અમને જણાવો.' તે વખતે અસ્તાયમાન થતા સૂર્યબિંબમાંથી પ્રત્યુત્તર મળ્યો કે 'નહિ, નહિ, સૌથી વધારે પ્રિય, અને સૌથી ઉત્તમ એવી વસ્તુ તો છેક પાસેજ છે, અને તેને વાસ્તે દૂર જવાની તથા ઉંચે ચઢવાની જરૂર નથી. અમારી ફતેહની શ્રેષ્ઠ પળોમાં પણ અમારૂં ચિત્ત, રમણુ રમણી તરીકેનાં સુખ સ્વપ્ન તરફ, નવોઢાનાં ચુંબન તરફ, દૃષ્ટિ સમક્ષ ખેલતા બાળક તરફ, તથા લાંબા ઘાસથી આચ્છાદિત થયેલી કબર તરફ ખેંચાતું હતું. અને જો અમારૂં પ્રેમાસકત હૃદય પ્રથમની માફક પ્રેમના ઉછાળાથી ઉછળે, અને યુવાવસ્થા હમેશને માટે કાયમ રહે, તો અમે કીર્તિ તથા કાંચનની, તેમજ સંસારની મિથ્યા ખટપટની બીલકુલ પરવા કરીશું નહિ.'

સુખ પ્રાપ્તિના સંબંધમાં બીજી એક સૂચના ધ્યાનમાં રાખવા જેવી છે કે, આપણને જે સુખનાં સાધન પ્રાપ્ત થયાં હોય, તે જ્યાંસુધી આપણી પાસે કાયમ રહે, ત્યાં સુધીમાં તેમનો પુરેપુરો ઉપભોગ કરી લેવો જોઇએ, અને તેમનાથી મળતા આનંદનો અનુભવ લઇ લેવો જોઇએ.

ઘણી વખત એમ બને છે કે કોઇ વસ્તુ જ્યાંસુધી આપણી પાસે રહે છે, ત્યાં સુધી આપણે તેની ખરી કદર પીછાનતા નથી, પણ જ્યારે તેનો વિયોગ અથવા વિનાશ થાય છે, ત્યારેજ તેની ખરી કીંમત આપણા લક્ષમાં આવે છે. આગળ જણાવવામાં આવ્યું છે, તેમ તંદુરસ્તીના સંબંધમાં આ પ્રમાણે વારંવાર બને છે. આપણા શરીરની રચનાજ એવા પ્રકારની છે કે જ્યાં સુધી બધા અવયવો સહીસલામત અને વ્યવસ્થિત હોય છે, ત્યાં સુધી આપણને તેમની કૃતિનું ભાન હોતું નથી. પણ જ્યારે તેમનામાં કોઇ જાતની અવ્યવસ્થા ઉત્પન્ન થાય છે, અને એકાદ અવયવનો વ્યાપાર મંદ પડે છે અગર અટકી બેસે છે, ત્યારેજ આપણું લક્ષ તેમના તરફ ખેંચાય છે. આમ હોવાને લીધે જ્યાં સુધી શરીર સ્વસ્થ હોય છે, ત્યાં સુધી સંપૂર્ણ આરોગ્યની ખરી કીંમત આપણે પીછાની શકતાજ નથી. તેમાં જ્યારે વિક્ષેપ પડે છે, ત્યારે, અથવા તો ટુંકી મુદતના વિક્ષેપ પછી પૂર્વની સ્થિતિ જ્યારે પુનઃ પ્રાપ્ત થાય છે, ત્યારે આપણને સ્વસ્થ પ્રકૃતિને અંગે રહેલા સુખનું ખરૂં ભાન થાય છે. મંદવાડમાંથી ઉઠયા પછી જે અપૂર્વ આનંદનો ઉભરો ઝળકી નીકળે છે, તેનું વર્ણન એ કવિએ નીચે પ્રમાણે કર્યું છે:—

'રોગની પીડાથી લાંબી મુદત સુધી પથારીવશ થયેલો દરદી જ્યારે ફરીથી ખડો થાય છે, અને છુટથી ફરવા હરવા જેટલી શક્તિ પ્રાપ્ત કરે છે, ત્યારે તેની સ્થિતિ તરફ લક્ષ કરશો તો તમને જણાશે કે ખીણમાંનું સૌથી હલકી જાતનું પુષ્પ, પવનના સુસવાટથી ઉત્પન્ન થતો ઝીણામાં ઝીણો અવાજ, હમેશનો સૂર્ય, હમેશની હવા, અને હમેશનું આકાશ—એ બધાં એને સ્વર્ગના જેટલાં આહ્‌લાદક લાગે છે.'

આજ હકીકત શરીરસંપત્તિની માફક બીજી બાબતોને પણ લાગુ પડે છે. કોઇ આફત જ્યારે આપણા આયુષ્યક્રમની સરળતામાં વિક્ષેપ પાડે છે, અથવા તો લાંબી મુદત સુધી ભોગવેલી કોઈ કુદરતી બક્ષીસનો જ્યારે

નાશ થાય છે, ત્યારેજ આપણને ગુમાવેલી ચીજની ખરી કીંમતનું સંપૂર્ણ ભાન થાય છે. સુખ-સાધનની પ્રાપ્ત થયેલી સંધીઓ આપણે ઘણી વખત સુખાનુભવ કરી લીધા સિવાય વ્યર્થ ગુમાવીએ છીએ. આગલે દિવસે આપણી જે સ્થિતિ હતી, તે સ્થિતિ પુનઃ પ્રાપ્ત કરવા માટે આપણે સર્વસ્વ આપી દેવા તૈયાર થઇએ, એવા ઘણા પ્રસંગ દરેક માણસના જીવનમાં આવે છે; પણ તેજ આગલો દિવસ આપણે કાંઈ પણ સુખાનુભવ કર્યા શિવાય એમને એમ બેદરકારીથી પસાર થવા દીધેલો હોય છે. કેટલીક વખત પાછળથી આવું ભાન તથા આવી પ્રતીતિ થતાં આપણને ચિરસ્થાયી લાભ પણ પ્રાપ્ત થાય છે. કોઇ તીવ્ર પણ ક્ષણિક સંકટ ગુજરવાથી લાંબા વખત સુધી ઘર ઘાલી બેઠેલી ચિત્તની અસ્વસ્થતા, તથા હમેશનો વિકારી સ્વભાવ સુધરી ગયાનાં ઘણાં દૃષ્ટાંત આપણા સાંભળવામાં આવે છે. પણ આ ઠેકાણે કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે પ્રાપ્ત સંસારી વસ્તુનો એટલે સુખના સાધનનો તે તે પળે રૂડી રીતે ઉપભોગ કરી લેવો જોઇએ. પ્રાપ્ત થયેલી સુખની સંધી કોઇક ગુમાવવી એના જેવી બેદરકારી બીજી એકે નથી; અને ‘ ગઈ કાલ પાછી આવે તો સારૂં ’ એવું કહેવા વારો ન આવવા દેવો હોય તો દરેક માણસે પ્રત્યેક ક્ષણે જે જે સુખનાં સાધન પ્રાપ્ત થયાં હોય, તેમનાથી પુરેપુરો સુખાનુભવ લઇ લેવો જોઇએ.

જ્ઞાન અને પ્રત્યક્ષ અનુભવ વચ્ચે જે ભેદ રહેલો છે, તે બરાબર લક્ષમાં રાખવા જેવો છે. દરેક માણસના મનમાં નિષ્ક્રિય જ્ઞાનનો અમુક જથ્થો ભરી રાખવામાં આવેલો હોય છે, પણ જ્યાં સુધી એકાદ બનાવ આપણી કલ્પનાશક્તિ ઉપર અસર કરી તે જ્ઞાનને ક્રિયારૂપી પ્રવૃત્તિમાં પ્રેરતો નથી, ત્યાં સુધી તે વર્તન અને વિચાર ઉપર કાંઇ પણ અસર કરી શકતું નથી. આપણને જે સુખનાં સાધન પ્રાપ્ત થયેલાં છે, તેમનો પ્રત્યક્ષ અનુભવ દૃષ્ટિ સમક્ષ નિરંતર તાજો રાખવાથી જીવનને જેટલું સુખમય બનાવી શકાય છે, તેટલું બીજા કશાથી થતું નથી. સંતોષી અને અસંતોષી સ્વભાવ વચ્ચે જે તફાવત છે, તે પ્રકૃતિજન્ય-સ્વભાવસિદ્ધ-છે; પણ પ્રાપ્ત સ્થિતિની

સુખકર બાજુનું સતત સ્મરણ કરવા વડે આપણે નિષ્ક્રિય સંતોષવૃત્તિને પ્રત્યક્ષ સુખાનુભવમાં ફેરવી નાંખવાની ટેવ પાડવા ધારીએ તો પાડી શકાય તેમ છે; એટલે કે આપણી હયાત સ્થિતિથી સંતુષ્ટ રહી બેસી રહેવામાં પ્રત્યક્ષ સુખનો અનુભવ થતો નથી, પણ જો આપણે આપણી સ્થિતિની ઉજળી બાજુના વિચાર કર્યા કરીએ, અને 'ઇશ્વરે મને આટલી આટલી જાતનું સુખ આપ્યું છે,' એવા ચિંતનમાં નિમગ્ન રહેવાની ટેવ પાડીએ તો આપણે પ્રત્યક્ષ સુખનો અનુભવ કરી શકીએ છીએ; અને આવી ટેવ સંપાદન કરવાનો મનમાં દૃઢ નિશ્ચય કરીએ, તો તે પ્રાપ્ત થઇ શકે તેવી છે. આ બાબતમાં ધર્મનું શિક્ષણ ઘણું કરી શકે તેમ છે, કારણકે તે આપણને ઈશ્વરની પ્રાર્થના કરવાની સાથે તેનો ઉપકાર માનવાનું પણ શીખવે છે. ભૂત તથા વર્તમાનકાળનાં સુખ બદલ આપણે ઇશ્વરનો ઉપકાર માનીએ છીએ; અને પ્રાર્થના મારફતે ભવિષ્યમાં સુખની આશા રાખતાં શીખીએ છીએ. તેવીજ રીતે સરખામણી તથા મુકાબલો કરવાની ટેવ પણ તેટલીજ ઉપયોગી છે. કેટલાક માણસોને પોતાનાથી સારી સ્થિતિવાળા લોકો સાથે પોતાની સ્થિતિ સરખાવીને સરખામણીમાં પોતાની સ્થિતિ નબળી હોવા બદલ ખેદ કરવાની ટેવ હોય છે. ડાહ્યા માણસો એથી ઉલટો માર્ગ પકડી પોતાનાથી ઉતરતી અવસ્થા ભોગવનારા માણસોની સ્થિતિની સરખામણીમાં પોતાની સ્થિતિ હજાર ઘણી સારી છે, એવા વિચાર કરવાની ટેવ પાડે છે. ડૉકટર જોનસન જણાવે છે તેમ 'પોતાનાથી વધારે અધમ અને વિપન્ન અવસ્થા ભોગવનારા માણસોની દશા જોઇ પોતાની સ્થિતિ વધારે સારી હોવા બદલ જેમને સંતોષ માનવાનો અવકાશજ ન મળે, એવી અધમાધમ દુર્દશા ભોગવનારા માણસો ભાગ્યેજ મળી આવશે.'

આફતમાં આવી પડેલા માણસોને પોતાનાથી વધારે સંકટ ભોગવનારા માણસોની સ્થિતિનો વિચાર કરવાથી આશ્વાસન અને દિલાસો મળેછે, અને તેમને પોતાના દુઃખનો વિસારો પડે છે. આથી કરીને એવી ટેવ ઘણી ઉપયોગી છે. આ પ્રમાણે જો કે નીતિશાસ્ત્રવેત્તાઓ સંતોષવૃત્તિને

સુખના એક મુખ્ય અંગ સમાન ગણે છે, તેમ છતાં હાલના ઉદ્યોગના જમાનાનું વલણ તેવી વૃત્તિને બાધક છે. અર્થશાસ્ત્રનું શિક્ષણ એવું છે કે નવી નવી ભોગેચ્છાઓ ઉત્પન્ન કરવી, નવા નવા વૈભવના પદાર્થો માટે કામનાઓ પેદા કરવી, અને સુખનું સામાન્ય ધોરણ ઉંચા પ્રકારનું બાંધતું શીખવવું, તથા નવી નવી જરૂરીઆતોની ઇચ્છા રાખતાં શીખવવું, એ બધું ઉદ્યમવૃત્તિનું પોષક હોવાથી ઉન્નતિના મૂળરૂપ છે; તેથી કરીને લોકોની જરૂરીઆતોમાં વધારો કરવો, એમાં તેમની ઉન્નતિનો પાયો રહેલો છે. જેમ માણસની જરૂરીઆતો થોડી, તેમ તેને ઉદરનિર્વાહ માટે થોડી ચીજોની જરૂર પડે છે; અને જ્યાં સુધી તેટલી ચીજો મળતી રહે છે, ત્યાં સુધી તેને ભવિષ્યનો વિચાર કરવાની કાળજી રહેતી નથી, અને તે વર્તમાન સુખનો અનુભવ કરી સંતોષી અને કાળજી વગરનું જીવન ગાળ્યા કરે છે. આવા માણસોનાં જીવન એકંદર રીતે સુધરેલા દેશના લોકોનાં જીવન કરતાં ઓછાં સુખી હોય છે, એમ ખાત્રી ભરેલી રીતે કહી શકાયજ નહિ. કારણકે જુદા જુદા યુગ અને જમાનાના લોક કેટકેટલું સુખ ભોગવતા હતા, તેનું પ્રમાણ નક્કી કરનાર યંત્ર બનાવી શકાય તેમ નથી; પણ જો તેવાં યંત્ર મળી શકે તો આપણને સમજાય કે સુખનાં બાહ્ય સાધનોમાં સુધારો વધારો કરવાથી મનુષ્ય જાતિના સુખમાં જે વધારો થાય છે, તે આપણા ધારવા કરતાં ઘણો ઓછો છે. પદાર્થોમાં રહેલી નવીનતામાંજ આનંદ આપવાનો ગુણ રહેલો છે; તેથી કરીનેજ પ્રાપ્તિના અરસામાં કોઇ વસ્તુ જેટલો આનંદ આપે છે, તેટલો લાંબા પરિચય પછી આપી શકતી નથી. તેજ પ્રમાણે આપણું મન સુખનાં નવાં સાધન સાથે અલ્પ કાળમાં પરિચિત થઇ જાય છે, તેથી તેમની સાક્ષાત આનંદ આપવાની શક્તિ થોડી મુદતે નષ્ટ થઇ જાય છે; એનું પરિણામ એ આવે છે કે થોડી મુદત પછી મન પોતાની મૂળની સ્થિતિ ઉપર જઈ બેસે છે; અને એટલેથીજ બસ થતું નથી, પણ વધારામાં નવી નવી ચીજોની લાલસા કરવાનો અભ્યાસ પડવાથી મન અસંતોષી, અને ફેરફાર માટે વલખાં મારવાના સ્વભાવવાળું

થઇ જાય છે. વળી આવા સ્વભાવને ઇચ્છિત વસ્તુના નાશ અગર વિયોગથી બમણો ક્લેશ અને સંતાપ થાય છે. સુધારાના પ્રવાહમાં અનેક કીમતી લાભ ઘસડાઇ આવે છે, એમાં સંશય નથી, પણ તેની સાથે વળી એવી જાતનાં દુઃખ દાખલ થઇ જવા પામે છે કે જેમનું ઓછી સુધરેલી સ્થિતિ ભોગવનારા માણસોને સ્વપ્ન પણ હોતું નથી. સુધરેલા દેશના લોકોની દુઃખની લાગણી પણ તીવ્રતર હોય છે. આજકાલ આપઘાત કરવાના દાખલાની સંખ્યામાં વધારો થતો જાય છે, એનું કારણ આ છે. આ ઉપરથી એમ માનવું પડે છે કે સુધારો પ્રત્યક્ષ સુખમાં વધારો કરવા કરતાં સંકટ અને દુઃખની ભયંકર જાતોમાં ઘટાડો કરવામાં તથા કેટલીક જાતના સંતાપને તદ્દન નાબુદ કરવામાં વધારે ફતેહમંદ ઉતર્યો છે.

પણ અર્થશાસ્ત્રકારોની દૃષ્ટિમાં ઓછી જરૂરીઆતોવાળા માણસોનાં જીવન શોચનીય ગણાશે. તેમનું જીવન ઉન્નત કરવા માટે પ્રથમ તે તેમને પોતાની સ્થિતિથી અસંતુષ્ટ રહેવાનું શીખવશે; તે તેમને વધારે જરૂરીઆતોની ઇચ્છા રાખવાનું શીખવશે; અને સુખનું સામાન્ય ધોરણ વધારે ઉંચા પ્રકારનું બાંધવાનો ઉપદેશ કરશે. હયાત સ્થિતિ પ્રત્યે અસંતોષની લાગણી એ તેમાં સુધારો કરવાની ઇચ્છાનું મૂળ છે; અને આવા પ્રકારની ઇચ્છા એજ ઉન્નતિનું-સુધારાનું ઉત્પત્તિસ્થાન છે. જીવનની આ ભાવના પ્રમાણે ખરૂં સુખ સંતોષમાં નથી, પણ બાહ્યસ્થિતિમાં સુધારો કરવામાં, સુખોપભોગનાં નવાં સાધનને તથા નવી શકિતઓને કેળવવામાં અને વિકસિત કરવામાં, તથા ક્રિયાસકત અને ઉદ્યમશીલ જીવન ગાળવાથી મળતા આનંદમાં રહેલું છે. સંતોષવૃત્તિ, અને ઉત્કર્ષાશા એ બેને આપણી પ્રકૃતિમાં સરખો અવકાશ આપવો એટલે કે પ્રાપ્ત સ્થિતિના ખરા સ્વરૂપની કીમત પીછાની, તેનાથી ઉત્પન્ન થતા સુખનો પુરેપુરો ઉપભોગ કરવો; અને તેની સાથે સુવ્યવસ્થિત અને હિતકર મહત્વાકાંક્ષાનું પોષણ કરવું, આવા બે પરસ્પર વિરૂદ્ધ ગુણનું આપણી પ્રકૃતિમાં યોગ્ય પ્રમાણમાં મિશ્રણ કરવું, એ નાની સુની-સહેલી-વાત નથી; પણ જીવનની ઉત્કૃષ્ટ અને સંપૂર્ણ

અવસ્થા પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર પ્રત્યેક મનુષ્યે આ ઉદ્દેશને નિરંતર દૃષ્ટિ સમક્ષ રાખવાની ઘણી જરૂર છે, **अति सर्वत्र वर्जयेत्** એ સૂત્ર આપણાં લક્ષણ ઘડવામાં પણ ધ્યાનમાં રાખવા જેવું છે, કારણ કે આપણા ચારિત્ર્યનાં કેટલાંક અંગ મધ્યમપણાની હદ ઓળંગી છેડે જઇ બેસે તો ઘણી હાનિ થવાનો સંભવ છે, દૃષ્ટાંત તરીકે વિવેકપુરઃસર અગમચેતી એ ફતેહમંદ જીવનનું એક મુખ્ય આવશ્યક લક્ષણ છે; પણ જો વિવેકથી વર્તવામાં આવે નહિ, તો એજ ગુણ દોષરૂપ થઇ પડે છે. ભાવી સંકટની આગળથી કલ્પના કરીને ઘણા માણસો પોતાના મનને ઘણો સંતાપ આપે છે; એટલુંજ નહિ પણ જે સંકટ કદી આવવાનાંજ હોતાં નથી, તેમના ભયની કલ્પના વડે કરીને તે લોકો પોતાના મનને વ્યગ્ર કરી નાંખે છે. અગમચેતીના ગુણનો દુરૂપયોગ કરી ડગલે ડગલે અનિષ્ટની કલ્પના કર્યાં કરવી અને અનિશ્ચિત ભવિષ્યના ભયની કલ્પનાને લીધે બડકેલા અને ભડકેલા રહેવું એ ઇચ્છવા લાયક અવસ્થા નથી; એવા વ્યાકુળ ચિત્તવાળા મનુષ્યની સ્થિતિ ખરેખર દયાને પાત્ર છે.

# પ્રકરણ ૨ જું.

## સુખ અને નીતિ વચ્ચેનો સંબંધ.

નીતિ અને સુખ એ બેની વચ્ચે ગાઢો સંબંધ રહેલો છે, એ વાત બધે કબુલ રાખવામાં આવે છે. પણ સુખની પ્રાપ્તિ અને દુઃખનું નિવારણ એ બે હેતુ ઉપર દૃષ્ટિ રાખીનેજ મનુષ્યે પોતાનાં ઇચ્છાબળને કાર્યરૂપી વ્યાપારમાં પ્રેરવું જોઇએ; એ નિયમ સર્વમાન્ય થઇ શકે તેવો નથી. તેવીજ રીતે સદાચાર એનું પૃથક્કરણ કરીશું તો જણાશે કે એ ઉચ્ચ પ્રતિનું આત્મહિત છે; એટલે કે સદાચરણી થવાનું કારણ એટલુંજ

છે કે તેવું આચરણ રાખવાથી સુખી થવાય છે, એ અભિપ્રાય પણ કબુલ રાખવા લાયક જણાતો નથી. 'સાચવટ એ સર્વોત્તમ વ્યવહાર-નીતિ છે' એ કહેવતમાં મોટું સત્ય સમાયલું છે, એ વાત ખરી છે, તોપણ એમ જે કહેવામાં આવેલું છે કે પ્રમાણિકપણે ચાલવાથી સંસાર વ્યવહારમાં સૌથી વિશેષ લાભ થાય છે, એવા આશયથીજ જે માણસ પ્રમાણિક વર્તનનું સેવન કરે છે, તે ખરેખરો પ્રમાણિક માણસ નથી, એ વ્યાજબી છે. વળી ઉંચી જાતના સદ્ગુણોમાં નીતિ અને સુખ વચ્ચેનો સંબંધ એટલો બધો સ્પષ્ટ જણાતો નથી. દૃષ્ટાંત તરીકે, શુદ્ધતમ અંતઃકરણવાળા પુરૂષો સ્વાભાવિક રીતે સુખી હોય છેજ એમ હમેશાં દીઠામાં આવતું નથી; ઉલટું સદ્વર્તનશાળી પુરૂષો દુઃખી હાલત ભોગવતા વધારે નજરે પડે છે. સ્વાર્થત્યાગ એ એક મુખ્ય સદ્ગુણ ગણાય છે; પણ મોટા સુખને બદલે નાના સુખનો સ્વીકાર કરવો, એને કદી ખરો સ્વાર્થત્યાગ ગણવામાં આવતો નથી; અર્થાત્ ખરાનિઃસ્વાર્થી અને પરોપકારી પુરૂષ કાંઇ પણ સુખ અગર બદલાની આશા રાખ્યા સિવાય પરોપકાર કરેતોજ તેને ધન્યવાદ મળે છે. વળી ઘણાં માણસોના સંબંધમાં તો એમ બનેલું હોય છે કે તેમના જીવનને સુખી બનાવવામાં સદાચરણ કરતાં પ્રકૃતિ અને શરીર સંપત્તિનો વધારે હાથ હોય છે. કર્તવ્ય ધર્મનું પાલન કરવાથી પ્રકટતી ચિત્તની તૃપ્તિની તથા અંતઃકરણના સંતોષની ખરા સુખમાં ગણના કરવામાં આવી છે; કારણ કે તેટલે દરજ્જે મનુષ્ય પોતાના અંતઃકરણના ઠપકાથી મુક્ત રહે છે. પણ ઘણું ખરૂં તો એમ બને છે કે અત્યંત દુષ્ટ અને પાપી માણસોને અંતઃકરણના દંશની વેદના બીલકુલ થતી નથી; અને સજ્જન પુરૂષોને તેની વેદના ઓછી ભોગવવી પડે છે, એમ પણ બનતું નથી. ઉલટું ચિદ્વૃત્તિ જેમ વધારે શુદ્ધ, વધારે ઉચ્ચ, અને વધારે લાગણીવાળી, તેમ તે સુખને બદલે દુઃખનું સાધન વધારે થઇ પડે છે. તેને લીધે ગજા કરતાં વધારે ઉચ્ચ આશયને પહોંચવાની આપણા મનમાં અભિલાષા ઉત્પન્ન થાય છે. તે આપણને આપણાં આચરણની યોગ્યતા વાસ્તવિક રીતે હોય છે, તેના

કરતાં ઓછી સમજવાનું શીખવે છે. પોતાનામાં જે દોષ રહેલા હોય છે, તેનું યથાર્થ જ્ઞાન થવાથી તે આપણા મનમાં વધારે ખેદને ઉત્પન્ન કરે છે. સારી રીતે ગાળવામાં આવેલી જીંદગીના સ્મરણ વડે સુખનો અનુભવ કરવાને બદલે, તે ઘણી વખત માણસોને દુઃખકર અને છેવટે અફળ શ્રમમાં ફાંફાં મારવા પ્રેરે છે સદાચરણના માર્ગમાંથી જરા પણ સ્ખલિત થવાથી જેને અત્યંત સંતાપ થાય છે, એવા સ્વભાવવાળો માણસ કંકાસનો ભોગ વહેલો થઇ પડે છે. કારણ કે, તેવો સ્વભાવ વિરોધ અને ભિન્નભાવને જન્મ આપે છે; અને જે બાબતને જરા ઓછા શુદ્ધ અંતઃકરણવાળો માણસ ચલાવી લે છે, તે આવા સ્વભાવવાળા માણસના અંતઃકરણને પરિતાપ કરાવે છે. સત્ય ઉપર સાચી અને શુદ્ધ પ્રીતિ રાખનારા, નિખાલસ હૃદયવાળા, તથા નિષ્પક્ષપાતી પુરૂષો, પોતે જે એકતરફી વિચાર બાંધેલા હોય છે. તેમનો એકદમ ત્યાગ કરે છે, સામા પક્ષની વાજબી દલીલોનો તત્કાળ સ્વીકાર કરીને, પોતાના આવેશને અંકુશમાં રાખે છે, અને જે વસ્તુઓ ‘ છે જ ’ એમ આપણે એકદમ જણાવી દઇએ છીએ, તે વસ્તુઓ ‘ હશે ’ ‘ હોવી જોઇએ ’ એમ જણાવે છે; અર્થાત્ જેના સંબંધમાં પુરેપુરી ખાત્રી થઇ શકવાનો સંભવ હોતો નથી, તેના સંબંધમાં નિશ્ચયાત્મક અભિપ્રાય દર્શાવવાની ઉતાવળ કરતા નથી: તેમ છતાં જનસ્વભાવનો જેમને પુરેપુરો અનુભવ થયો હશે, તેઓ એકદમ કબુલ કરશેજ કે ઘણા માણસોને તો પોતાનાજ—એકતરફી—આગળથી બાંધી દીધેલા અભિપ્રાયોને ચીવટપણે વળગી રહેવામાં વધારે આનંદ થાય છે, અને પોતાની પ્રિય આસ્થા અગર માન્યતાને શિથિલ કરાવનારી વિચારણાનો અનાદર કરીને પોતાનું ધારવું અગર માનવું ખરૂંજ છે. એમ માની બેસી રહેવાનું વધારે ગમે છે. સદાચરણી માણસને સદ્‌ગુણનું ફળ મળતું નથી, તેમજ પાપી માણસને પાપનો બદલો મળતો નથી, તેથી કેટલાક માણસો એમ પણ કહેવા તૈયાર થઈ જાય છે કે ‘ ઇશ્વરને ઘેર પણ અન્યાય છે. ’

આવાં આવા કારણોને લીધે નીતિ અને સુખ એ બે એકરૂપ છે; એ બેની વચ્ચે કાર્યકારણ ભાવનો સંબંધ છે, એવો સિદ્ધાંત માની શકાય તેવો નથી. સદાચાર અને સુખ એ બેની વચ્ચે જો કે ગાઢો સંબંધ રહેલો છે. તોપણ સ્ટોઇક લોકો જણાવે છે તેમ સદાચારમાં સુખ આપવાની શક્તિ રહેલી છે, એ વાત ખરી છે, પણ તેટલાજ કારણસર સારા માણસો તેનું સેવન કરતા નથી. સુખ એ આપણા જીવનનો માર્ગદર્શક નથી, પણ સાથી છે. જનસ્વભાવનું બારીક નિરીક્ષણ કરવાથી જણાશે કે સુખથી ભિન્ન અને વધારે ઉચ્ચ, એવું કાંઈ પ્રાપ્તવ્ય પ્રાપ્ત કરવાનું તેનામાં સામર્થ્ય રહેલું છે. સુખથી વધારે ઉચ્ચતર સ્થિતિ પ્રાપ્ત કરવી એ તેનો ઉચ્ચાશય છે; અને જીવનના ઉત્કૃષ્ટપણાનો આધાર આવા ઉચ્ચાશયને પ્રાધાન્ય આપવામાં આવે તેના ઉપર રહેલો છે. આખરે નિર્વાણપદ મેળવવું, આત્માની શાન્તિ મેળવવી, એ પણ જીવનનો ઉદ્દેશ હોવો જોઇએ નહીં. પણ કર્તવ્ય બજાવવું–પ્રાપ્ત ધર્મનું પાલણ કરવું, અને સાચવટથી ચાલવું, એજ જીવનનો ઉદ્દેશ હોવો જોઇએ. કાર્લાઇલ કહે છે તેમ, Let duty, not happiness, be thine ideal. 'સુખ નહીં, પણ ધર્મજ તારૂં પરમ પ્રાપ્તવ્ય સમજ.'

સુખના કરતાં ઉચ્ચતર જીવન પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ હમેશાં દૃષ્ટિ સમક્ષ રાખવો જોઇએ, એ સિદ્ધાંત જો કે માન્ય રાખવા લાયક છે, તોપણ નીતિ અને સુખ એ બેની વચ્ચે જે ગાઢ અને નિકટનો સંબંધ છે તેનું પણ નિરૂપણ કરવાની જરૂર છે. હલકી જાતના સદ્‌ગુણો અને સુખ વચ્ચેના સંબંધમાં તો ભૂલ થવાનો સંભવ નથી. એતો નિર્વિવાદ છે કે ઉદ્યોગ, સંયમવૃત્તિ, અને સાધુવૃત્તિના સેવનથી આરોગ્ય, દીર્ઘાયુષ્ય અને આબાદી ભોગવવાનો જેટલો સંભવ છે, તેટલો તેથી ઉલટા માર્ગનું સેવન કરવાથી પ્રાપ્ત થવાનો સંભવ નથી. અતિશય મદ્યપાન અને વિષયલંપટપણાથી તંદુરસ્તીનો નાશ થાય છે, અને આવરદા ટુંકો થાય છે, આળસ, જુગાર અને કુચ્છંદ સુખસંપત્તિનો નાશ કરે છે; દુષ્ટ સ્વભાવ, સ્વાર્થપરા-

યણુતા અને અસૂયા મિત્રતાનો ભંગ કરે છે, તથા વિરોધ અને અભાવ ઉત્પન્ન કરે છે, એ બધું અનુભવ સિદ્ધ છે. વળી પ્રત્યેક સુવ્યવસ્થિત જનસમાજમાં કર્તવ્યપરાયણતાના માર્ગનું અનુસરણ કરવાથી સંપન્ન અવસ્થા પ્રાપ્ત થાય છે; અને છળકપટ, દગલબાજી, જોરજુલમ અને બળાત્કારના માર્ગ ગ્રહણ કરવાથી, તેમજ અન્ય જનોના હકની અવગણના કરવાથી, કાયદા અગર લોકમત મારફતે શાસન મળ્યા વગર રહેતું નથી. બિશપ બટલરે જણાવ્યું છે તેમ એકંદર રીતે જોતાં સદાચરણનો માર્ગ સુખની પ્રાપ્તિ કરી આપે છે, અને દુરાચાર પરિણામે દુઃખનોજ ભેટો કરાવે છે, અને એટલા ઉપરથી એમ સિદ્ધ થાય છે કે દુનિયાના વ્યવહાર ઉપર નીતિનું અંકુશ રહેલું છે. આગળ જણાવવામાં આવ્યું છે તેમ સુખાન્વેષણ એ જ્યારે આપણી પ્રવૃત્તિનો પ્રત્યક્ષ ઉદ્દેશ નથી હોતો, ત્યારેજ ખરૂં સુખ મળી શકે છે. નિરૂદ્યમી અને આળસમાં ફોકટ ગુમાવેલું જીવતર જાતે નિરસ અને કંટાળાભરેલું થઇ પડે છે, એટલુંજ નહિ, પણ આપણી સઘળી શક્તિઓને હિતાવહ માર્ગમાં પ્રવૃત્તિમય કરવાથી જે ચોકસ આનંદ અભિવ્યક્ત થાય છે, તેનાથી પણ તે આપણને બેનસીબ રાખે છે; તેવીજ રીતે હુંપદ ભરેલું જીવન ગાળવાથી સામા માણસની દિલસોજીથી જે સુખ અને સંતોષ મળે છે તેનાથી બેનસીબ રહેવાય છે; એટલે કે અહંકારી માણસના તરફ કોઇ માણસ દિલસોજી બતાવવાની દરકાર કરતું નથી. દુનિયાના અનુભવથી જે ઉઘાડું શિક્ષણ મળે છે તે એ છે કે ઉદ્યમ, કર્તવ્ય પરાયણતા, અને સુવ્યવસ્થિત આચરણ, એ ત્રણ ચિરસ્થાયી સુખનાં આવશ્યક અંગ છે. દુરાચારથી મળતો આનંદ ક્ષણભંગુર—અશાશ્વત—છે, અને ઘણી વખત તે પોતાની પાછળ કલેશ, નબળાઇ અને પશ્ચાતાપનો વારસો મૂકતો જાય છે. ઉંચા પ્રકારના આનંદ ઘણું કરીને ઉંમર વધવાની સાથે દૃઢ અને વૃદ્ધિગંત થતા જાય છે; અને સુખનાં સર્વ અંગમાં સદ્વર્તન જે સરસાઇ ભોગવે છે, તેનું કારણ એટલુંજ છે કે તે ક્ષણિક સુખથી નહિ લોભાતાં, દીર્ઘદૃષ્ટિ વાપરી સાચા અને લાંબી મુદત ટકે એવા શુદ્ધ

સુખના માર્ગનું દર્શન કરાવે છે.

મનુષ્ય સ્વભાવમાં એવી વિલક્ષણતા રહેલી છે કે તેને સુખ પ્રાપ્તિ માટે બહારનાં સાધનોની અપેક્ષા રહે છે. આપણી જાતનો વિચાર કરવાથી આપણને આનંદ થતો નથી; પણ આપણા જીવનની હાલની સ્થિતિ, તથા તેના ભાવીના સંબંધના વિચાર ઉપરથી મનને પાછું વાળવા માટે બીજી કોઇ બાહ્ય વસ્તુની આપણે ઇચ્છા રાખીએ છીએ. સહવાસ, અને રમત ગમતથી મળતા સુખનો આધાર તેમની આપણી જાતની વિસ્મૃતિ કરાવી આપવાની શક્તિ ઉપર રહેલો છે. આપણું જીવન જે ભય અને અનિશ્ચિતપણાથી ઘેરાયલું છે, તેના વિચાર છીએ, ત્યારે તે આપણને દુઃસહ લાગે છે; અને જો બહારની મદદ ન હોય તો આપણા દુઃખનો પારજ રહે નહિ. આવી બહારની મદદમાં આપણું ચિત્ત જે બાબતોમાં હિત ધરાવવા તથા ઉત્સાહ લેવા શીખે, એવા હિતના વિષયો ઉત્પન્ન કરવા, એવી પ્રવૃત્તિ પહેલું સ્થાન ભોગવે છે. આવા હિતના વિષયોમાં સ્વાર્થપર વિષયો કરતાં પરાર્થપર વિષયો આત્માવલોકનજન્ય ચિત્તના ઉદ્વેગની વિસ્મૃતિ કરાવવાની વધારે શક્તિ ધરાવે છે. અન્ય જનોના હિતના વિચારમાં લીન થઈ જવાથી આપણે આપણા જીવન સંબંધી વિચાર કરવાથી ઉપજતાં વિષાદ અને ખિન્નવૃત્તિથી દૂર રહી શકીએ છીએ; આપણા જીવનની દૃષ્ટિમર્યાદા વધારે બહોળી—વિસ્તૃત—થાય છે; નૈતિક અને પરોપકારશીલ લાગણીઓનો વિકાસ થવાથી સ્વાર્થનિષ્ઠ અને હુંપદ ભરેલી ફિકર ચિંતાઓ દૂર હટી જાય છે, અને આખરે બીજાઓના સુખનું ચિંતન કરવાથી આપણા પોતાના સુખની વૃદ્ધિ થાય છે.

રિચમન્ડના ડયુક જોગા એક પત્રમાં બર્કે સુવ્યવસ્થિત જીવનના ઉદ્દેશોનું જેવું વર્ણન કરેલું છે, તેવું બીજે કોઈ સ્થળે દૃષ્ટિએ પડનાર નથી. “ દુનિયામાં જે પ્રત્યક્ષ હેરાનગતી અને નિરાશાના અનેક પ્રસંગો ગુજરતા હોય છે, તે બધાનો વિચાર કરતાં, માણસે પોતાના મનને સંતોષ આપનારાં સાધન જેમ બને તેમ વધારે સંખ્યામાં તૈયાર રાખવાં એ ડહાપણ

ભરેલું છે. જ્યારે આપણે આપણું ચિત્ત એકજ બાબત ઉપર એકાગ્ર કરીએ છીએ—ચોંટાડીએ છીએ, ત્યારે જો તે બાબતનું અને આપણા જીવનનું એકરૂપ થઇ જાય તોજ તેમાંથી આનંદ મળે છે.; (પણ તેમ થવું સહેલું નથી.) તેમ છતાં મનને રોકવા માટે એકથી વધારે વિષયો તૈયાર રાખવામાં જો કે શાણપણ રહેલું છે, તો પણ, તેમાંથી એક વિષયને પસંદ કરી તેને પ્રાધાન્ય આપવું જોઇએ, અને બીજા વિષયોને ઘટતી રીતે ગૌણસ્થાન આપવું જોઇએ. " આની સાથે એ પણ સત્ય છે કે આવી બાબતોમાં તથા આવા વિષયોમાં સ્વાર્થ—આત્મહિત—સાથે બીલકુલ સંબંધ નહિ ધરાવનારા એવા પરાર્થપર વિષયો વધારે પસંદ કરવા લાયક છે. કારણ કે જેમ જેમ આપણે સ્વાર્થ ઓછો શોધીએ છીએ, તેમ તેમ આપણી રહેણી વધારે નિયમસર થાય છે, અને આપણે વધારે સુખી થઇએ છીએ; કેમકે નિઃસ્વાર્થી જીવન દુર્ગુણોનો નાશ કરે છે, લાલસાઓને નાબુદ કરે છે, આત્માને દૃઢ કરે છે, અને મનને ઉન્નતિમાં આણી તેમાં વધારે ઉચ્ચ વિચારોનો સંચાર કરેછે; આથી કરીને આપણા આચાર વિચાર આપણા સ્વાર્થમાંજ લીન ન થવા દેવા માટે આપણે સાવધ રહેવું જોઇએ; તથા પરાર્થપર પ્રવૃત્તિનું વધારે સેવન કરવું જોઇએ, એટલે કે પરોપકારનાં કામ કરવા તરફ મનને વધારે વાળવું જોઇએ. કેટલાક માણસોની આ વિષયને લગતી પ્રવૃત્તિ પોતાના કુટુંબની મર્યાદામાંજ સમાઇ રહે છે; અર્થાત્ 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો' આપવાનું મૂર્ખાઇપણું તેઓ બતાવતા નથી. કેટલાક તેથી આગળ વધી પોતાની પરાર્થવૃત્તિના પ્રવાહને પોતાની પડોશની સાથે સંબંધ ધરાવનારી છુટી છવાયી ફરજો અને સખાવતો તરફ વહેવા દેછે, અને પોતાની પડોશમાં રહેતા લોકોનાં સુખમાં વધારો થાય એવાં કામને ઉત્તેજન આપે છે. કેટલાક માણસો વળી તેથી પણ આગળ વધી સમગ્ર જનમંડળનું હિત સાધે એવાં સાર્વજનિક કામમાં, તથા રાજકીય, જનહિતકારી, અને ધર્માદાનાં કામમાં ઉલટ ભર્યો ભાગ લેછે. જીવનને સુખી બનાવવામાં બુદ્ધિ કરતાં સારાં

લક્ષણનો હાથ વધારે હોય છે, તેથી કરીને આપણા સ્વભાવની પરોપકારશીલ વૃત્તિઓને કેળવવી એ નૈતિક શિક્ષણનો પહેલો પાઠ છે, એટલુંજ નહિ, પણ એ દુનિયાદારીના ડહાપણનો માર્ગ પણ છે.

બીજી બાબતોની માફક આવી ટેવ સંપાદન કરવામાં પણ શરૂઆતમાં મુશીબતો નડે છે; પણ દૃઢ અભ્યાસથી તે ટેવ સાધ્ય થઇ જાય છે, અને તેમ થયું એટલે પછી પરગજુ થવાનો, અને પરોપકારી કામ કરવાનો આપણો સ્વભાવજ પડી જાય છે. પોતાનો સ્વભાવ બદલવાની, તથા પોતાનાં લક્ષણમાં સુધારો કરવાની માણસની સત્તાની મર્યાદા જો કે ઘણી સાંકડી છે, તોપણ એટલું તો સત્ય છે કે બુદ્ધિનો વિકાસ કરવામાં જેટલો પ્રયાસ પડે છે, તેના કરતાં એમાં ઓછો પડે છે. ઘણા માણસોને બુદ્ધિ વિકાસને માટેનાં આવશ્યક દ્રવ્ય અને ફુરસદ મળી શકતાં નથી, અને જે માણસો તે મેળવવા જેટલા ભાગ્યશાળી હોય છે, તેમના મોટા ભાગની રૂચિ, વૃત્તિ, અને સમજશક્તિને જ્ઞાન અને ચિંતનના ઘણા વિષયો અનુકૂળ હોતા નથી; તેથી તેવા વિષયોમાં ઘણા લોકો ચંચુ પ્રવેશ કરી શકતા નથી. પણ થોડા ઘણા પ્રમાણમાં સ્વાર્થત્યાગ–સ્વાર્પણ–કરતાં, અને આત્મભોગ આપતાં શીખવું; સત્યને માર્ગે ચાલવું; સાચવટ ઉપર પ્રીતિ રાખવી; અને પોતાના મોટા દોષ મટાડવા, મોટી ખોડો સુધારવી; એ બધું દરેક માણસનાથી બની શકે તેવું છે. બુદ્ધિબળમાં પાછળ પડી ગયેલા –ઓછી બુદ્ધિવાળા–માણસોમાં પણ સ્વાર્થત્યાગ કરી પરોપકાર કરનારા, શાંત હિમ્મત બતાવનારા, આફત અને સંકટ વખતે મન વાળી ધૈર્ય તથા સહનશીલતા બતાવનારા, દિલગીરી ભરેલી ફરજ શાંતપણે બજાવનારા, અને બીજાના હાથથી નુકસાન થતાં ક્ષમાવૃત્તિ રાખી મોટું મન રાખનારા, એવા કેટલા બધા માણસો મળી આવે છે !

એકલપેટાપણાનો દુર્ગુણ આપણા સ્વભાવમાં દાખલ થઇ જતો અટકાવવાની, તથા સ્વાર્થપરાયણતાની કુટેવ વધી જતી અટકાવવાની માણસે

ઘણી કાળજી રાખવાની જરૂર છે, એ તો ઉઘાડુંજ છે; પણ પારમાર્થિક-પરોપકારશીલ વૃત્તિઓને અંકુશમાં રાખવાની જરૂર નથી એમ માનવું ભૂલ ભરેલું છે. પાત્ર અપાત્રની તપાસ કર્યા વગર વગર વિચાર્યું પુણ્યદાન કરવાથી જનસમાજને જે ભારે નુકસાન થાય છે, તે સખાવતનું ખરૂં સ્વરૂપ નહિ સમજવાની ભૂલને લીધે થાય છે. ઘેર ઘેર ભટકી ભીખ માગનારા મજબૂત બાંધાવાળા ભીખારીઓને નિર્વાહ પૂરતો ખોરાક મળવાથી, તેમને મહેનત કરવાની તથા ધંધે વળગવાની ગરજ રહેતી નથી, તેમનો આત્માવલંબનનો ગુણ નાશ પામે છે, અને તેઓ બેફિકરા, આળસુ અને અવિચારી થઈ જાય છે. સવારથી સાંજ સુધી મહેનત અને ઉદ્યોગ કરનારાઓનાં પેટ ભરાતાં નથી, પરંતુ નિરૂદ્યમી લોકો ભીખ માગી સુખેથી નિર્વાહ કરી શકે છે. આથી કરીને જનસમાજ ઉપર માઠી અસર થાય છે. આળસ અને અવિચારને ઉત્તેજન મળે છે, અને સ્વાશ્રયી થવાનો ગુણ નાશ પામે છે. ધંધાથી કંટાળેલા એવા લોકો પણ સહેલો અને સીધો એવો ભીખનો માર્ગ પકડે છે, અને ખરા પરસેવાની કમાઇ ખાનારા મહેનતુ વર્ગ ઉપર તે લોકો એક બોજા સમાન થઇ પડે છે. વળી 'નવરો બેઠો નખોદ વાળે' એ કહેવત પ્રમાણે અનુદ્યમી ભીખારીઓનો કાળ ખટપટમાં જાય છે. ભીખારી વર્ગમાંથી સાધારણ ગુન્હા કરનારા માણસો ઉત્પન્ન થાય છે; આથી કરીને તેવા માણસોને ભીખ આપવી એ પોતાને ખરચે ગુન્હેગાર મંડળી ઉભી કરવા જેવું થાય છે. આ ઉપરથી સમજાશે કે આવા જે અનર્થ ઉભા થવા પામે છે, તે પરોપકારનું ખરૂં સ્વરૂપ નહિ સમજવાને લીધે થાય છે. જે વર્તન સમાજની ઉન્નતિ કરવામાં સહાયભૂત થઇ પડે તેનેજ પરોપકાર ગણવો જોઇએ. પણ જે પૈસાદાર માણસ પોતાની પાસે ભીખ માગવા આવનાર ભીખારીની આગલી પાછલી હકીકતથી વાકેફ થવાની દરકાર કરતો નથી, પોતાની સખાવતનું પરિણામ કેવું આવશે, તેનો વિચાર કરતો નથી, અને યાચના કરનારને દ્રવ્ય આપવામાંજ પોતાની ફરજની સમાપ્તિ થાય છે, એમ માને છે, તે જનસમાજને ભારે નુકસાન કરે છે. અપંગ, નિરાધાર, કે અનાથ માણ-

સોનેજ મદદ કરવી જોઇએ એવો નિશ્ચય બાંધી વર્તનાર માણસ કોઇ કોઇ વખતે જરૂર કરતાં વધારે સખ્ત ધોરણે ચાલવાની ટેવવાળો થઈ જાય છે, એ વાત જો કે ખરી છે, અને સુપાત્ર કુપાત્રની પરીક્ષા કરવા જતાં ઘણી વખત એમ પણ બને છે કે આપણે હાથે બીલકુલ સખાવત થતી નથી, એ વાત પણ ખરી છે; અને તેથી એવો સ્વભાવ પડી જતો અટકાવવાની ખાસ કાળજી રાખવી ઘટે છે; તેમ છતાં વિચાર વગરની સખાવતથી વધારે હાનિ થાય છે, એની ના પાડી શકાય તેમ નથી.

પરાર્થપર વૃત્તિઓને તથા પરોપકાર બુદ્ધિને વળગેલા બીજા કેટલાક દોષ વધારે હાનિકારક અને અનિષ્ટજનક છે. આથી કરીને તેમાં જે વિકાર દાખલ થઇ જવાનો સંભવ છે, તેનાથી સાવધ રહેવાની વધારે જરૂર છે. આવા દોષ અને વિકારને વધારે ભયંકર ગણવાનું કારણ એટલું છે કે પરોપકાર બુદ્ધિથી થતાં સઘળાં કામ નીતિમય છે, અને પરાર્થપરાયણતા એ આપણા સ્વભાવની ઉચ્ચતર દશા છે, એમ માનીને આપણે આપણી પરાર્થપર વૃત્તિઓને સ્વચ્છંદે વર્તવા દેવાની ભૂલ કરીએ છીએ, અને તેમના ઉપર અંકુશ અને દેખરેખ રાખવાની આપણને જરૂર લાગતી નથી. પણ આવી વૃત્તિઓ અવળે માર્ગે ચઢી જવાથી કેવો ભારે અનર્થ થવાનો સંભવ છે, તેનો વિચાર કરીશું તો આ સૂચના ઉપયોગી લાગ્યા સિવાય રહેશે નહિ. આગલા વખતમાં ધર્મને નામે જે જુલમ ગુજારવામાં આવતો હતો, તે આવી સમજને આભારી હતો. મુસલમાન લોકો અંતઃકરણપૂર્વક એમ માનતા કે જબરાઇ વાપરીને પણ કાફર લોકોને મુસલમાની ધર્મમાં વટલાવવા એ તેમના ઉપર મોટા ઉપકાર કરવા સમાન છે, અને તેમ કરવું એ આપણી ફરજ છે. ધર્મઝનુની લોકો એમ માને છે કે પરધર્મી લોકો આપણો ધર્મ સ્વીકારતા નથી એ તેમની ભૂલ છે, અને તેથી તેમના કલ્યાણનો માર્ગ બંધ થાય છે, તેમજ પાખંડમત લોકોમાં વધારે વિસ્તારમાં ફેલાવાથી જન સમાજને ભારે નુકસાન થાય છે, માટે તેવા ધર્મનો ઉપદેશ

કરનારા લોકોને જીવતા બાળી નાખવા, તેમના ઉપર હરેક પ્રકારનો જુલમ ગુજારવો, અને ખોટા ધર્મ છોડી પોતે જેને સત્ય ધર્મ માનતા હોય છે, તેનો સ્વીકાર કરવાની તેમને ફરજ પાડવી એ બધાં કાર્ય કરવાથી જનસમાજના ઉપર મોટો ઉપકાર થાય છે, અને તેમાંજ માણસ જાતનું કલ્યાણ રહેલું છે. સાર્વજનિક કામને અંગે કોઇની જમીન પડાવી લેવી, અગર બીજી રીતે ગેરવાજબી લાભ લેવા, એમાં કાંઇ ખોટું નથી, તથા તેવાં કામને અંગે જે પાપાચરણ કરવામાં આવે, તેમાં કાંઇ પાપ નથી; એવું માનનારા તથા તે પ્રમાણે વર્તનારા ઘણા માણસો આપણા દીઠામાં આવે છે.

અસ્થાને અને અઘટિત રીતે તથા પ્રમાણ વગરની દયા દેખાડવાથી દુનિયા ઉપર જેટલો અપકાર થાય છે, તેટલો બીજા કશાથી નથી થતો. આપણા સ્વભાવનો ગુણ એવો છે કે જે દુઃખનો આપણે પ્રત્યક્ષ અનુભવ લઇ શકીએ છીએ, તેનાથીજ આપણું હૃદય પીગળે છે, અને જુદી જુદી જાતનાં સંકટ આપણી કલ્પનાશક્તિ ઉપર જે ઓછી વત્તી અસર કરી શકે છે, તેનો તેમના મહત્ત્વના પ્રમાણ ઉપર કશો આધાર હોતો નથી. જે ખરેખરો પરોપકારી પુરૂષ હશે, તેના અંતઃકરણ ઉપર પણ પોતાની પડોશના કોઇના અકાળ મૃત્યુથી, અગર કોઇ ખેદકારક હોનારતથી. જેટલી લાગણી થશે, તેટલી બીજા દૂરના દેશમાં ધરતીકંપ અગર મરકીએ કરેલી ખરાબીથી નહિ થાય. લોકોમાં વધારે જાણીતા થયેલા અપરાધીના મરણ તરફ જેટલી દિલસોજી ખેંચાય છે, તેટલી બીજા કોઇ માણસનું મરણ ખેંચી શકતું નથી. તેવીજ રીતે કોઇ પ્રખ્યાત ખુનીને ફાંસીને લાકડે લટકાવવાથી જેટલી લોક લાગણીને જન્મ મળે છે, તેટલી લાગણી દૂરની લડાઇમાં માર્યા ગયેલા બહાદૂર સિપાઇઓ તરફ બતાવવામાં આવતી નથી. આવા પ્રકારની વિવેકબુદ્ધિ વર્તન ઉપર પણ અસર કર્યા વગર રહેતી નથી. બહાર દેખાઇ આવતા સંકટની આપણી દયાવૃત્તિ ઉપર ભારે અસર થાય છે, અને તેથી તેનું નિવારણ કરવાના ઉપાય અજમાવવા માટે આપણે એકદમ કમરકસી તૈયાર થઇ જ-

ઇએ છીએ; પણ તે વખતે એટલો વિચાર કરવા થોભતા નથી કે આપણાં કૃત્યનાં દેખીતાં અને પ્રત્યક્ષ પરિણામ કરતાં છુપાં અને પરોક્ષ પરિણામ વધારે વિશાળ અને દૂરગામી હોય છે; નાના અનર્થને ટાળવા જતાં બીજો નહિ ધારેલો અનર્થ બીજી બાજુએથી છુપી રીતે ડોકું ઉંચું કરે છે, અને તેની માઠી અસર વધારે વિશાળ અને બહોળા વિસ્તારમાં થાય છે. ફોજદારી કાયદામાં અપરાધીઓને માટે જે સજા ફરમાવવામાં આવેલી હોય છે, તેની સખ્તાઇમાં ઘટાડો કરવા, તથા અપરાધીઓને સારે માર્ગે ચઢાવવા માટે જે કોશીશ કરવામાં આવે, તે પ્રશંસાને પાત્ર છે, પણ તુરંગમાં ખમવાં જોઇતાં સંકટમાં એટલો બધો ઘટાડો કરવાની તજવીજ થાય, કે તેથી સજાને અંગે રહેલો ગુન્હા થતા અટકાવવાનો ગુણ નષ્ટ થાય અને ગુન્હા કરવાના કામને ઉત્તેજન મળે તથા અપરાધીઓને નિરપરાધી દરિદ્રી માણસોના કરતાં સારી સ્થિતિ ઉપર લાવી મૂકવા જેવું થાય, તો એવા પ્રકારની દયાવૃત્તિ જનસમાજના ઉપર હિત કરતાં અહિત વધારે કરે છે. તેજ પ્રમાણે જનસમાજમાં રહેલા પ્રત્યેક ખોટા ચાલ અને હાનિકારક રિવાજનું નિવારણ કરવા માટે નિયામક કાયદા મારફતે સરકારની સત્તાનો ઉપયોગ કરાવવાની ઉતાવળ કરનારા માણસોને તેવી પદ્ધતિને અંગે રહેલા માણસોની સ્વાશ્રય, ઉદ્યોગ, અને જાત મહેનતની ટેવોને શિથિલ કરી નાખવાના વલણનો પૂરેપૂરો ખ્યાલ હોતો નથી; તેવીજ રીતે આવાં પગલાં ભરવાથી રાજ્યને માથે ખર્ચના બોજામાં વધારો થવાથી તરફડીયાં મારતા ઉદ્યોગ હુન્નર ઉપર તદન કચરી મારનારા કર નાખવાની જરૂર ઉભી થાય છે, અને તેથી દેશની આબાદીના આધારરૂપ ઉદ્યોગ હુન્નર નાશ પામવાનો સંભવ ઉભો થવા પામે છે એનો વિચાર તેમને આવતો નથી. રાજાના જુલમથી રીબાતી કોઇ પ્રજાનો અગર પ્રજાના એક વર્ગનો ઉદ્ધાર કરવાની શુદ્ધ લાગણીને વશ થઇને જનહિતૈષી પુરૂષો કેટલીક વખત એવા ઉપાય સૂચવે છે કે તેથી વધારે અનર્થ ઉપજાવનારા વિગ્રહનાં બીજ રોપાય છે. કેટલીક વખત દયાની ખોટી લાગણીને વશ થઇને રાજ્યતંત્રના શુકાનીઓ સખ્તાઈ ભરેલાં પગલાં ભરવામાં આનાકાની કરે છે,

પણ તેનું પરિણામ ઉલટું એવું આવે છે કે શરૂઆતમાં થોડી સખ્તાઇથી અટકાવી શકાત, એવાં મોટાં હુલ્લડ કરવા માટે લોકોને ઉત્તેજન મળે છે, અથવા તો રાજ્યવહિવટમાં અવ્યવસ્થા થઇ જાય છે, અને હજારો જાનની ખુવારી થાય એવા ગુંચવણ ભરેલા સંજોગ ઉભા થાય છે.

મજુર વર્ગનાં સ્ત્રી પુરૂષોની પાસેથી ગજા ઉપરાંતનું કામ લેતાં અટકાવવાના, તથા તેમની સુખાકારી સાચવવાના, ઉદ્દેશથી બાંધવામાં આવતા કાયદા ઘડતી વખતે જો વિવેક અને શાણપણથી વર્તવામાં ન આવે, તો તેથી આ સ્પર્ધાના જમાનામાં તેમને ધંધા વગરના થઇ રખડવાનો પ્રસંગ આવે, તેમનાં નિર્વાહનાં સાધનોની સંખ્યામાં ઘટાડો થાય, તેમને મળતા મુસારાનો દર ઘટી જાય, અને તેથી આખરે તેમના જીવનનાં સુખ ઉપર અત્યંત માઠી અસર થાય, એ દેખીતું છે. જો રમત ગમ્મતો સર્વાંશે શુદ્ધ અને નિર્દોષ નહિ હોવા છતાં, ઘણા લોકોના આનંદનાં સાધન સમાન હોય છે, તેમાં ભાગ લેતાં અટકાવવાના કાયદા બાંધવામાં આવે છે તો તેનું પરિણામ એવું આવે છે કે લોકો છુપાપણ વધારે હાનિકારક વિલાસનું સેવન કરવા લલચાય છે. આગળ જણાવવામાં આવ્યું છે તેમ સખાવત કરવામાં વિવેક નહિ રાખવાથી, તેમજ નિરાશ્રિત કાયદાનો અમલ વધારે ઉદાર અને ઉડાઉપણાના ધોરણથી કરવાથી, ઉંદ્યોગની તથા કરકસરની ટેવોનો નાશ થાય છે, અને ગરીબ લોકોની સ્થિતિ સુધરવાને બદલે ઉલટું લોકો વધારે ગરીબ થતા જાય છે. જો માબાપ બાળકને અત્યંત લાડ લડાવી, તથા તેને કાલો બનાવી સ્વચ્છંદપણે વર્તવા દેછે; વાંક પડયા છતાં પણ કોઇ પણ જાતની શિક્ષા કરતાં કચવાય છે; અથવા તો તે જે માગે તે બધું લાવી આપી તેનું મન કોઇ પણ રીતે દુભાય નહિ, તેની ખાસ કાળજી રાખે છે, તે પોતાના બાળકને માટે સુખી જીવનનો પાયો તૈયાર કરે છે, એમ કોણ કહી શકશે ? જે માણસ ખર્ચ ખુટણની બાબતમાં અવિચારી તથા ઉડાઉ હોય છે, તથા જે દુરાચરણી હોય છે, તેમનાં જીવતર ખરાબ થઇ જાય છે, આ

નિયમનું ભાન ભુલાવનાર, તથા તેની અસરને નબુદ કરનાર પરોપકારી પુરૂષ ખરેખરો પરોપકાર કરે છે, એમ શી રીતે કહી શકાય ?

વિવેક વગરના પરમાર્થની મોટી ખોડ એ છે કે તે સમીપ વર્તી પ્રત્યક્ષ, અને તરતના પરિણામ ઉપરજ દૃષ્ટિ રાખે છે, અને દૂરનાં તથા પરોક્ષ પરિણામનો તેને વિચારજ હોતો નથી. પ્રાણીઓ ઉપર દયા રાખવી એ એક જાતનો પરોપકારજ છે, અને પ્રાણીઓ ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવવા માટે ઈંગ્લાંડમાં કાયદા પણ બાંધવામાં આવ્યા છે. જે દેશમાં **'अहिंसा परमो धर्मः** મનાય છે ' અને જ્યાંના લોકોને માંસ ભક્ષણનો નિષેધ છે, તેમની વાત નિરાળી છે; પણ જ્યાં તેવો કશો પ્રતિબંધ નથી, અને માંસ ભક્ષણની છુટ છે, ત્યાંના લોકો પણ મનુષ્ય જાતિના અત્યંત દુષ્ટ અને અસાધ્ય ગણાતા વ્યાધિઓને માટે ઉપાય શોધી કાઢવાની ખાતર ઘણી સાંકડી હદમાં, તથા ઘણીજ સાવધતાથી પણ જીવતાં પ્રાણી ઉપર પ્રયોગ અજમાવવામાં આવે તેની સામે પોકાર ઉઠાવે અને તેમ કરી મનુષ્ય જાતિના કલ્યાણનો ઉપાય શોધી કાઢવાનો માર્ગ સદંતર બંધ કરે એ દયાવૃત્તિ કેવી કહેવાય! જે લોકોને હડકાયાં કૂતરાં કરડયાં હોય તેમની સારવાર તથા દવા કરવા માટેનું પાસ્ચ્યર ઇન્સ્ટીસ્ટયુટ પોતાના દેશમાં સ્થાપવા દેવાની ઈંગ્લાંડના લોકો ના પાડે છે, અને તેમ છતાં જે ઉપચારને પોતાના દેશમાં નિષિદ્ધ ઠરાવેલા છે, તેમનો લાભ લેવા માટે તેવા રોગના ભોગ થઇ પડેલા દરદીઓને પારિસ ખાતે મોકલવામાં તેઓ કશો બાધ ગણતા નથી! શિકારને બહાને હજારો પશુ પક્ષીનો વધ કરનારા માણસો અસાધ્ય ગણાતા રોગના ઉપાય શોધી કાઢવા માટે જીવતાં પ્રાણીઓ ઉપર અખતરા અજમાવવાના કામને ગુન્હા સમાન ગણે છે! કેટલીક વખત પોતાની સ્ત્રીની પ્રત્યે ગેરવર્તણુક ચલાવવા બદલ જેટલી શિક્ષા ફરમાવવામાં આવે છે, તેના કરતાં બિલાડીને હેરાન કરવા બદલ વધારે શિક્ષા ફરમાવવામાં આવે છે! એક વખત કૂતરાંની સારવાર કરનારા એક ડાકટરના લાભમાં સાત કૂતરાંની દવા કરવાના ખર્ચ બદલ

તેમના માલીક પાસેથી ૨૫ પૌંડ વસુલ કરી લેવાનું હુકમનામું કરી આપવામાં આવ્યું હતું. તે કૂતરાંના ખોરાકને લગતું જે બીલ રજુ કરવામાં આવ્યું હતું, તે જોતાં આપણા મનમાં એવો વિચાર આવ્યા વગર રહેતો નથી કે એવી સારવાર જો દવાખાનામાં રહેનારા દરદીઓની કરવામાં આવતી હોય તો તે કેટલા ભાગ્યશાળી ગણાય ! તેજ દેશમાં વળી કેટલાક માણસો મૃગયાના વહિવટને પણ નિંદ્ય અને નિષિદ્ધ ગણે છે; પણ મૃગયાનો શોખ કેટલો બધો હિતકર છે એનો તેમને બીલકુલ ખ્યાલ હોતો નથી. વળી શિકારથી નાશ પામનારાં અસંખ્ય પ્રાણી જો હયાત રહ્યાં હોત તો તેમની શી વલે થાત તે પણ વિચારવા જેવું છે. તેમજ જે પ્રાણીઓ જાતેજ બીજા પ્રાણીનો શિકાર કરી જીવે છે, તેમનો નાશ કરવાથી સમગ્ર પ્રાણીવર્ગના દુ:ખમાં વધારો થવાનો સંભવ છે કે કેમ તે પણ ધ્યાનમાં લેવા જેવું છે. કારણ કે એક મગરમચ્છ મરે છે, ત્યારે લાખો નાનાં માછલાં રાજી થાય છે, અને એક સિંહનો વધ કરવાથી હજારો નાનાં પશુના જીવ ઉગરે છે.

જંગલી જનાવરોના સંરક્ષણના સંબંધમાં કાયદા મારફતે એટલુંજ કરી શકાય કે તેમનામાંના નિરૂપદ્રવી વર્ગની માદાઓના જ્યારે પ્રસવ કાળ જતો હોય, અને તે જ્યારે પોતાનાં બચ્ચાંને ઉછેરવાના કામમાં રોકાયલી હોય, તે વખતે તેમનો વધ કરવો નહિ. પ્રાણીઓ પ્રત્યેનો દયાભાવ આવા પ્રકારનો હોવો જોઇએ. વળી આવા પ્રકારના અંકુશ બીજાં કારણસર પણ જરૂરના છે. મનુષ્ય જાતની વસ્તીમાં મોટો વધારો થયો છે, અને જીવ લેનારાં શસ્ત્રોની શક્તિમાં ઘણો સુધારો થયો છે, તેથી જો લોકોના મૃગયાના શોખ ઉપર અંકુશ મૂકવામાં નહિ આવે તો પ્રાણીઓની કેટલીક જાતો દુનિયા ઉપરથી તદ્દન નાબુદ થઇ જવાનો ડર રહે છે. છેવટે જે કોમળ હૃદયવાળી સ્ત્રીઓ મૃગયાના ચાલને વખોડી કાઢે છે, તથા જીવતાં પ્રાણીઓ ઉપર પ્રયોગ અજમાવવાના વહિવટને નિંદ્ય ગણે છે, તેમને જ્યારે

પોતાના પોશાકમાં તથા ટોપીઓમાં પક્ષીનાં સુંદર અને ભાતભાતનાં રંગવાળાં પીછાં ઘાલીને ફરતી જોઇએ છીએ, ત્યારે આપણા મનમાં ખેદ થયા વગર રહેતો નથી; કારણ કે તેવાં પીછાં મેળવવા માટે કેટલાં બધાં પક્ષીઓનો ઘાતકી રીતે નાશ કરવામાં આવતો હશે !

## પ્રકરણ ૩ જું.

### નૈતિક ભાવનાઓ.

આપણી પરોપકાર બુદ્ધિને વિચારશક્તિ અને ઇચ્છાબળની લગામ સિવાય સ્વચ્છંદપણે વિચરવા દેવામાં આવે, તો તેમાં કેટલું બધું જોખમ રહેલું છે, એ આપણે પાછલા પ્રકરણમાં આપવામાં આવેલા દાખલા ઉપરથી જોઈ ગયા છીએ. પ્રમાણપરત્વે વસ્તુસ્થિતિનું ખરૂં સ્વરૂપ સમજવું, અને વિકારી કલ્પનાશક્તિના દોરાયા દોરાવું નહીં; એ બે ધોરણ હમેશાં ધ્યાનમાં રાખવા જેવાં છે. તેમ છતાં દરેક જમાનાની નીતિનું સર્વોત્તમ ધોરણ જુદું જુદું હોય છે. દરેક જમાનામાં જે ફેરફાર થાય છે, તે ખરા ખોટાના સંબંધની સમજ અગર ભાવનામાં નથી થતા, પણ જુદી જુદી જાતના સદ્‌ગુણ તથા દુર્ગુણને જે જે જુદાં જુદાં સ્થાન એટલે પ્રાધાન્ય અગર ગૌણપદ આપવામાં આવે છે તેમાં રહેલા છે. જે સદ્‌ગુણોને દુનિયાની તવારીખના એક ભાગમાં ઉચ્ચ સ્થાન આપવામાં આવેલું હોય છે, તેમને બીજા કોઇ જમાનામાં છેક નીચે ધકેલી પાડવામાં આવે છે; તેવીજ રીતે જે દુર્ગુણોને એક જમાનામાં અત્યંત નિંદ્ય અને સર્વથૈવ ત્યાજ્ય ગણવામાં આવે છે, તેમને બીજા કાળમાં તેટલા ધિક્કારને પાત્ર ધારવામાં આવતા નથી. કોઇ કાળમાં શૌર્યાદિ તેજસ્વી સદ્‌ગુણો, તથા સ્વદેશાભિમાનાદિ ગુણો બીજા સદ્‌ગુણો ઉપર સરસાઇ ભોગવતા હોય છે. બહાદૂર તથા કાબેલ વીર પુરૂષો, તથા સ્વદેશપ્રેમી દેશભકતો સમાજના માનીતા ગણાય

છે. ઉત્તમ પુરૂષોનો સ્વાર્પણનો પ્રવાહ એ દિશાઓમાંજ વહે છે. આવા યુગમાં કામકાજમાં સાચવટ રાખવી, તથા સદાચરણથી ચાલી કુટુંબની તથા જનસમાજની શુદ્ધતા જાળવવી, વિગેરે સદ્‌ગુણો તરફ આદરભાવ બતાવવામાં આવે છે ખરો; પણ જનસમાજના કલ્યાણને માટે તેવા સદ્‌ગુણો આવશ્યક છે, એ કારણસરજ તેમનું સેવન કરવામાં આવે છે. જે વીર પુરૂષે સિપાઇગીરીના ધંધામાં સંપૂર્ણ કાબેલીયત મેળવેલી હોય છે, તથા જે સ્વદેશપ્રેમી પુરૂષ પોતાની જન્મભૂમિના હિતની ખાતર પોતાના અંગત સુખનો, પોતાની ઉત્કર્ષાશાનો, તથા આખરે પોતાની જીંદગીનો પણ ત્યાગ કરવા તૈયાર થાય છે; તેવા પુરૂષો સર્વોત્તમ ગણાય છે; અને તેમનું ખાનગી જીવન કેટલાંક દૂષણથી કલુષિત થયેલું હોય, તોપણ તેમની પ્રતિષ્ઠામાં ઘટાડો થતો નથી.

વળી બીજા કોઈ યુગમાં સિપાઇગીરીનો ધંધો એટલુ બધું માન ખાટી જતો નથી. એ કાળમાં નીતિશાસ્ત્રવેત્તાઓ ક્ષાત્રગુણોને ઉચ્ચસ્થાન આપતા નથી, તેમજ સદ્‌ગુણની શ્રેણીમાં સ્વદેશ પ્રીતિ છેક નીચલી પાયરીએ જઇ બેસે છે; પણ પરોપકારવૃત્તિ, નમ્રતા, ઇંદ્રિયનિગ્રહ, ધર્મનિષ્ઠપણું, અને મન, વચન, કર્મ તથા વિચારની શુદ્ધિ, ઇત્યાદિ ગુણો ઉત્કૃષ્ટ મનાય છે. સાચવટ, પ્રમાણિકપણું વિગેરે જુદી જાતના સદ્‌ગુણો પણ જુદા જુદા જમાનામાં જુદું જુદું સ્થાન ભોગવતા જણાય છે. સત્યની ખાતરજ સત્યને ચહાવું, કોઈ પણ જાતનું અસત્ય ઉચ્ચારવું નહિ; વાતચીતમાં અતિશયોક્તિનો અનાદર કરવો, અયથાર્થ નિરૂપણને અવકાશ આપવો નહિ, તથા નવી હકીકત જોડી કાઢવી નહિ; એવા અસિધારા વ્રતને સર્વ યુગમાં સરખું માન મળતું હોતું નથી. વળી કોઇ કાળમાં તો વિરક્ત અવસ્થાજ સર્વોત્કૃષ્ટ મનાય છે, અને લોકોની બધી પ્રવૃત્તિ પોતાના આત્માના કલ્યાણને ઉદ્દેશીનેજ થતી હોય છે. ધર્મે દાન કરવામાં આવે છે ખરાં, પણ તેમાં ગ્રહણ કરનારના હિતનો ઉદ્દેશ રાખવામાં આવતો નથી; દાન કરવાથી પુણ્ય

થાય છે, દાન કરનારના આત્માને સુખ પ્રાપ્ત થાય છે, એવી સમજથી દાન કરવાની પ્રવૃત્તિ થતી હોય છે.

વળી એક કાળમાં સંસારી વસ્તુઓ ઉપરની આસક્તિ મટાડવી, અને વિરક્ત અવસ્થા ભોગવવી, એ સાધુ પુરૂષનાં લક્ષણ મનાતાં. પ્રવૃતિ માર્ગનો ત્યાગ કરી ઇશ્વર ચિંતનમાં દિવસ નિર્ગમન કરવા, સંસારની જંજાળથી દૂર રહેવું, સ્ત્રી પુત્રાદિ ઉપર પ્રીતિના મોહપાશથી બંધાવું નહીં, ઐહિક સુખ તરફ ઉદાસીનતા દર્શાવવી, અને પારલૌકિક સુખને પરમપ્રાપ્તવ્ય સમજવું એ આ જમાનાના ઉત્તમ પુરૂષોનાં ઉત્તમ વ્રત હતાં. તેમજ મનોવૃત્તિઓના બહારના વિષયો ઉપરના વ્યાપાર બંધ કરી તેમને અંતરાભિમુખ વાળવામાં આવતી, અને અધ્યાત્મવિદ્યાની પ્રાપ્તિ કરવાની ખાતર પ્રવૃત્તિમય કર્તવ્યના માર્ગ બંધ પડતા. 'ઉપાધિનો ત્યાગ કર એટલે તને ઇષ્ટની પ્રાપ્તિ થશે. તૃષ્ણાનો ત્યાગ કર એટલે શાન્તિ પ્રાપ્ત થશે ! આપ્ત વર્ગ ઉપર આપણે જેટલી આસકતિ રાખીએ છીએ, તેટલી ઈશ્વર ઉપરની પ્રીતિમાં ન્યૂનતા રહે છે.' 'જ્યાં સુધી આસક્તિ મટતી નથી, ત્યાં સુધી ઇશ્વર ચિંતનમાં ચિત્તની એકાગ્રતા થઇ શકતી નથી' ! આવા ઉપદેશવાળાં વાકયો તે જમાનામાં ઘણાં મળી આવે છે.

વળી કોઈ જમાનામાં તો ધર્મ મંડળની વ્યવસ્થાને માણસો જન્મભૂમિના જેટલી માનાર્હ અને પૂજનીય ગણતા. માણસ જેટલે દરજ્જે સ્વધર્મની સેવામાં સ્વાર્થ ત્યાગ કરી શકે, તેટલે દરજ્જે તે ઉચ્ચ મનાતો, અને તેવા માણસો મોટા ગુન્હા કરે તોપણ લોકો તે દરગુજર કરતા. આવા વિચાર ફેલાવાનું કારણ એ છે કે લોકોની માન્યતા એવી હતી, કે ધર્મગુરૂ એ દુનિયા ઉપર ઇશ્વરનો અવતાર છે, અને એમનું વચન એજ નીતિ અને એજ પ્રમાણ છે; આથી કરીને મંદિરના કે ધર્મ મંડળના હિતની ખાતર જે જે કૃત્ય કરવામાં આવે, તેમાં પાપના સદ્દભાવનો લેશ પણ અંશ સંભવતો નથી. મોક્ષ પ્રાપ્તિને માટે ધર્મ ઉપરની અડગ આસ્થા આવશ્યક

છે, એવો મત પ્રચલિત હોવાથી, મોટા પુરૂષોનાં કૃત્ય તરફ જોવું નહિ, પણ તેમના વિચાર કેવા છે તે તપાસવું, એમ લોકો માનતા. ખોટો ધર્મ માનવો એ ઇશ્વરનો મોટો અપરાધ કર્યા બરાબર છે, અને તેવો ધર્મ માનનાર રૈરવ નર્કનો અધિકારી થાય છે; તથા પાખંડ મતનો ઉપદેશ કરનાર પુરૂષ મનુષ્ય જાતનો મોટામાં મોટો દુશ્મન છે. એવા વિચાર લોકોના મનમાં ઘર ઘાલી બેઠેલા હોવાથી, જે કૃત્ય અત્યારે આપણને અધમ અને નિંદ્ય લાગે છે, તે ધર્મ ઉપર આસ્થાવાળો ઝનુની માણસ મોટા ઉત્સાહથી કરતો. ધર્મને નામે ગુજારવામાં આવતો જુલમ આવી આસ્થાને લીધે શાસ્ત્ર સંમત ગણાતો. ધર્મના ફરમાનને લીધે ધીરેલાં નાણાંનું વ્યાજ ખાવાનું કામ નિષિદ્ધ ગણાતું, અને મુસલમાની ધર્મમાં હજુ પણ વ્યાજ લેવાનો પ્રતિબંધ છે.

કયાં કૃત્ય નીતિશાસ્ત્રની મર્યાદામાં આવી જાય છે અને કયાં નથી આવતાં તેના સંબંધની લોકોની સમજમાં પણ વખતો વખત ફેરફાર થતા આવ્યા છે. સાધારણ વાતચીતમાં ધર્મ વિરૂદ્ધના સોગન ખાવાની ટેવને ખ્રિસ્તી ધર્મશાસ્ત્ર પાપજનક ગણે છે. પ્રાચીનકાળમાં સોગન ખાનાર માણસ શિક્ષાને પાત્ર થતો, અને તેને લગતા કાયદા પ્રાર્થના વખતે દેવળોમાં વાંચી જવાની પાદરીઓ ઉપર ફરજ નાખવામાં આવતી હતી. મનુષ્ય જાતના સુખ દુઃખ ઉપર ઘણીજ ઓછી અસર કરનારી આ ટેવને શિક્ષણીય ગુન્હાના વર્ગમાં શાથી ગણવામાં આવી હશે, તેની આપણી હાલની વિચાર શક્તિને સમજણ પડતી નથી. એક કાયદામાં તો એવો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો, કે એવી ટેવ ઇશ્વરને ગુસ્સે કરી મનુષ્યના ઉપર ગુજરતા દૈવીકોપની સંખ્યામાં વધારો કરે છે! તેમ છતાં આવો જે અતિનિંદ્ય અને શિક્ષણીય ગણાતો ચાલ ધર્મસમાજના સર્વોપરિપણાના સમયમાં પણ બંધ પાડી શકાયો નહોતો, તે હાલના જમાનામાં એકાએક એની મેળે બંધ પડી ગયો છે, કારણ કે બોલે બોલે સોગન ખાવા એ અસભ્યતા ભરેલું ગણાય છે. સાધારણ વાતચીતમાં 'કુચાલ' શબ્દ

ફક્ત વ્યભિચારના અર્થમાંજ વપરાય છે, તેથી જો કોઇ માણસ જુઠો, એકલપેટો, નિર્દય, અને ઉડાઉ હોય, તો પણ જો તે સ્ત્રીઓ સાથેના સંબંધમાં ચોખ્ખો હોય, તો તે 'કુચાલ' ચાલે છે એમ લોકો કહેતા નથી ! દેશની સેવા બજાવનારા આગેવાનોની ચાલચલગતના સંબંધમાં અભિપ્રાય બાંધતી વખતે પણ ખાનગી દૂષણ અને મોટા રાજકીય ગુન્હા સંબંધી ટીકા કરવામાં લોકો પ્રમાણ જાળવવાની દરકાર રાખતા નથી. જે રાજદ્વારી પુરૂષ પોતાના અંગત લોભ અગર સ્વાર્થની ખાતર, પોતાના દેશને જરૂર વગરના અગર અન્યાય ભરેલા વિગ્રહમાં ઉતારે છે, અથવા તો જન સમાજના જુદા જુદા પક્ષ અથવા કોમો વચ્ચે ભિન્નભાવ વિરોધ, તથા કુસંપ કરાવે છે, અગર છળકપટ અને દગલબાજીને ઉત્તેજન મળે એવા કાયદા પસાર કરાવવાની કોશીશ કરે છે, તે એવા મોટા ગુન્હા કરે છે કે તેમનાં પરિણામ તરફ દૃષ્ટિ કરતાં તેમના આગળ ખાનગી દુરાચરણ કાંઇ પણ હિસાબમાં નથી. તેમ છતાં બાહોશ અને ફતેહમંદ રાજદ્વારીઓના સંબંધમાં આવી બાબતો તરફ તેમના વખતના લોકો તેમજ ઇતિહાસકારો કેવો ઢાંકપિછોડો કરે છે !

આ એક હાલના જમાનાની ખાસ ખુબી છે કે લોકોને નીતિને માર્ગે વાળનારી ચલન વલન શકિતયો પ્રથમના વખતના કરતાં વધારે વિવિધતા ભરેલી છે તથા પહેલાંના જેટલી સરળ નથી. મનુષ્યના વર્તનના ઉપર એક કાળમાં ધર્મસમાજ અને બીજા કાળમાં રાજસત્તા જેવું સામ્રાજ્ય ભોગવતાં હતાં, તેવું હાલ છે નહિ. હાલનો સુધારો ઉદ્યોગના જમાનાનો છે; અને લોકોને રૂચતી નીતિની ભાવનાનું સ્વરૂપ નકકી કરવામાં ઉદ્યમ વિષયક ખાસીયતો સૌથી વધારે સત્તા ભોગવે છે. ઉદ્યોગનો જમાનો ઉદ્યોગને પ્રાધાન્ય આપે છે, અને નીતિનું ધોરણ ઉદ્યોગ વિષયક ટેવોને અનુસરતું થતું જાય છે. ગુલામગીરીનો ચાલ ઉદ્યોગની ટેવોના વિકાસનો પ્રતિબંધક હોવાથી બંધ પાડવામાં આવ્યો છે. ધંધાદારી વર્ગનો દરજ્જો હલકો મનાવનાર Feudal ફ્યુડલ પદ્ધતિનો નાશ થયો છે. કુલીનતાને

મળતા ખાસ હક અને માનમાં ઘટાડો થવા લાગ્યો છે, અને દ્રવ્યની કિંમત વધવા લાગી છે. કરકસર કરવી, મિતવ્યયી થવું, નિરંતર ઉદ્યમમાં પ્રવૃત્ત રહેવું, વચન પાળવામાં નિયમિતપણું જાળવવું, અને ભવિષ્યનો વિચાર કરી અગમચેતી રાખવી; એટલા ગુણ હાલના જમાનાની સુધરેલી પ્રજાઓની નીતિ સંબંધી ભાવનામાં અગ્રસ્થાન ભોગવે છે. તેમ છતાં એ ગુણોની નૈતિક સત્તાનું ભાન કરાવનાર ખ્રિસ્તી ધર્મ નથી પણ ઉદ્યોગનો જમાનો છે. વળી ધર્મભાવનામાં પણ સુધારો થતો ચાલ્યો છે, તેથી દૈનિક વ્યવહારમાં પગલે પગલે ધર્મનો બાધ નડતો હતો તે બંધ પડયો છે, અને જે વહેમ લોકોના મનમાં ઘર ઘાલી બેઠા હતા તે પણ જતા રહ્યા છે. નીતિની બાબતમાં ધર્મની આજ્ઞાને પ્રમાણ ગણી ચાલવાના બંધનમાંથી છુટકારો થયો છે. જે સદ્‌ગુણ કુદરતના નિયમોને અનુરૂપ છે, તથા જે મનુષ્ય જાતિના સુખમાં વૃદ્ધિ કરવાનું વલણ ધરાવતા હોય છે, તેમના તરફ લોકોની ચાહના વધારે ખેંચાવા લાગી છે. બીજા લોકોનાં સંકટ અને જરૂરીઆતોની વધારે સ્પષ્ટ સમજણ પડતી જતી હોવાથી સખાવત અને પરોપકારના માર્ગ પણ સુધરતા ચાલ્યા છે. હાલના પરોપકારમાં કર્તવ્યની લાગણીનો અંશ વધવા લાગ્યો છે. અને રૂઢિની તથા મોટાઇ બતાવવાના ગુણની સત્તામાં જો કે ઘણો ઘટાડો થયો નથી, તોપણ તેમાં શુદ્ધ દયાની લાગણી ભળેલી માલમ પડે છે. તેમજ આજની સખાવતમાં લોકો પરલોકમાં પોતાને લાભ મળવાની આશા રાખવા કરતાં પારકાનું કલ્યાણ કરવાનો ઉદ્દેશ વધારે રાખે છે. વળી આગળના વખતમાં કોઇ ધર્માદાના કામને માટે જોઇતો પૈસો ભેગો કરવા માટે ધર્મ ગુરૂઓ આશીપત્રનો ( Indulgences ) જેવો ઉપયોગ કરતા, તેવી રીતે હાલના વખતમાં ગરીબ લોકોના લાભની ખાતર ફેન્સી બજાર ભરવામાં આવે છે, ધર્માદા ખેલ મૂકવામાં આવે છે; તથા નાચના મેળાવડા કરવામાં આવે છે.

ખરૂં શું અને ખોટું શું એને લગતી દુનિયાની સમજમાં કદી ફેર પડશે, એમ ધારી શકાતું નથી. પણ જે ફેરફાર થતા ગયા છે અને હજી

પણ થશે, તે જુદા જુદા ગુણ અવગુણના ઉપયોગીપણાના પ્રમાણની સમજને લગતા છે, તે પ્રમાણે જરૂર વગરના સ્વાર્પણ ઉપરની લોકોની પ્રીતિમાં ઘટાડો થયો છે: અને દેહદમનની લોકપ્રિયતા નષ્ટ થઇ છે. આગળના વખતના લોકો દુઃખને આત્માની શુદ્ધિનું સાધન ગણી ખુશીથી સ્વીકારતા એટલુંજ નહિ, પણ જાણી જોઇને દેહને કષ્ટ આપતા. ખ્રિસ્તી ધર્મ પુસ્તકમાં એક એવી કલ્પિત વાર્તા છે કે એક વખત ઇસુખ્રિસ્તે એક કેથોલીકપંથી સન્યાસીને દર્શન દીધાં, અને તેના ઉપર પ્રસન્ન થઇ વરદાન માગવાનું કહ્યું, ત્યારે તેણે એવી માગણી કરી કે 'હે પ્રભુ, હું અત્યંત કષ્ટ સહન કરૂં એવો વર આપો.' સંત પુરૂષો એમ માનતા કે દુઃખ ભોગવવાં એ દેહનો ધર્મ છે, અને તે ભોગવ્યાથીજ સિદ્ધિ છે. આવી સમજને લીધે કેટલાક સાધુઓ રોગના નિવારણને માટે ઔષધ પણ લેતા નહિ. આ બધો પ્રકાર ઝપાટા બંધ અદૃશ્ય થતો જાય છે. અનિવાર્ય આપત્તી ધીરજ અને શાન્તિથી સહન કરવી, તેમજ ક્રોધ ઘટિત અને લોકોપયોગી કાર્યની ખાતર હિમ્મત અને ખંતથી જોખમ અને સંકટની સામે બાથ ભીડવી, એવું શિક્ષણ હાલ પણ ચાલુ છે, અને લોકો તે પ્રમાણે વર્તવામાં બીલકુલ આનાકાની કરતા નથી; પણ દુઃખની ખાતરજ દુઃખ સહન કરવું, જાણીજોઇને સંકટને તેડું મોકલવું, એ વાત હાલ રૂચતી નથી; અને ખરેખર શાણા માણસે એમજ કરવું જોઇએ.

અર્વાચીન નૈતિક ભાવનાનો પ્રવાહ કઇ દિશામાં વહે છે, તેનો ખરો ચિતાર ગેટી કવિએ નીચે પ્રમાણે આપ્યો છે, "નિરર્થક અને અફળ વિમર્શનો ત્યાગ કરવો; અજ્ઞેય, અનિવાર્ય, અને અપ્રતિકાર્ય બાબતોના વિચાર ઉપરથી મનને પાછું ખેંચી લેવું; આપણા વિચારોને પ્રાપ્ત અને સમીપવર્તી કર્તવ્યના ચિંતનમાં એકાગ્ર કરવા; હદ ઉપરાંતના અંતરાવલોકનમાં, પોતાની જાતની અતિશય અવજ્ઞા કરવામાં, તથા વારંવાર તેના દોષદર્શનમાં, નૈતિક સામર્થ્યનો મિથ્યા વ્યય કરવો નહિ; પણ આપણી શક્તિઓનો સંપૂર્ણ વિકાસ કરવો, અને તેમનો યથોચિત

ઉપયોગ કરવો, એને આપણા જીવનનો મુખ્ય ઉદ્દેશ અને આશય સમજવો; ઉદ્યમ અને અભ્યાસની મદદ વડે ક્લેશ અને ખેદનું શમન કરવું; ઉદ્વેગકર વિચારોથી દૂર રહેવું; નાની નાની ફિકર ચિંતાઓને પંપાળી પંપાળીને તેમને મહાભારતરૂપ આપવું નહિ; તથા પ્રયત્ન અને પ્રવૃત્તિ એ બે કર્તવ્ય અને સુખનાં મુખ્ય અંગ છે એમ સમજી ચાલવું." આ ગેટીનો મુખ્ય ઉપદેશ હતો. 'જેનું ચિત્ત સૌથી નજીકનો કર્તવ્ય ધર્મ બજાવવા માટે હમેશાં તત્પર રહે છે, અને ક્રિયાસક્ત ચૈતન્ય ધારણ કરે છે, તેનેજ ગુણી માણસ જાણવો' 'પોતાની શક્ત્યનુસાર કર્તવ્યમાં પ્રવૃત્ત રહેવું, એનું નામજ સદ્વર્તન છે' 'તમારૂં કર્તવ્ય બજાવવવાની કોશીશ કરો, એટલે તમે કેવાં કેવાં કાર્ય કરવા સમર્થ છો એ તમને સમજાશે.' 'ધર્મશીલતા એ એક પ્રાસવ્ય નથી, પણ આત્માની શુદ્ધતમ શાન્તિદ્વારા ઉત્કર્ષ પ્રાપ્ત કરાવી આપનારૂં એક સાધન છે.' 'દુનિયાના ગૂઢ પ્રશ્નોનું નિરાકરણ કરવા આપણે જન્મ્યા નથી, પણ તે પ્રશ્નોનું મૂળ કયાં છે તે શોધી કાઢવું, અને પછી આપણાથી જેટલું ગ્રાહ્ય તથા સાધ્ય થઇ શકે તેટલી મર્યાદામાં રહેવાનું છે' 'સત્ય ઉપર શુદ્ધ પ્રીતિ રાખવી અને એક તરફી, ઝનુની, વહેમ ભરેલા, તથા અતિશયોક્તિ ભરેલા વિચારોથી અલગ રહેવું.' 'આપણને જેવી પ્રતીતિ થતી હોય, આપણે જેવું દેખતા, વિચાર કરતા, અનુભવતા, કે કલ્પતા, હોઇએ તેને અનુરૂપ શબ્દ વાપરવાની કોશીશ કરવાની ટેવ રાખવી.' 'ગુણગ્રાહકપણું એજ ,ખરી ઉદારતા છે.' 'દરેક વસ્તુમાં રહેલી સારી અને સવળી બાજુ શોધી કાઢી, તેની કદર પીછાનતાં શીખવવું, એ સત્ય ઉપરની યથાર્થ પ્રીતિ દર્શાવવાનો સર્વોતમ માર્ગ છે.

જીવનની આ ભાવનામાં અને પ્રાચીન ભાવનામાં મુખ્ય ભેદ એ છે કે હાલ કર્તવ્ય પાલનને મુખ્ય સ્થાન આપવામાં આવે છે, અને પહેલાં પાપની નિવૃત્તિ ઉપર વિશેષ લક્ષ આપવામાં આવતું. જેમ જેમ આપણા જ્ઞાનમાં વધારો થતો જશે, તેમ તેમ આપણે માણસની પરીક્ષા તેના સ-

મગ્ર જીવનના છેવટના પરિણામ ઉપરથી કરવા શીખીશું; આપણે એવું ધોરણ લઇ બેસીશું કે 'તેણે દુનિયાનું કેટલું ભલું કર્યું છે, કેટલી નિઃસ્વાર્થી પ્રવૃત્તિ કરી છે, અને પોતાની શક્તિઓનો તથા પોતાને મળેલી તકોનો કેવી રીતે અને કયી બાબતોમાં ઉપયોગ કર્યો છે.' નિરૂધમી જીવન તરફ હાલના કરતાં વધારે અપ્રસન્નતા બતાવવામાં આવશે. માણસોની અંતરાવલોકનની ટેવ ઓછી થતી જશે, તથા બાહ્યપ્રવૃત્તિ વધશે; અને ઉપયોગી કામ કરવું એ નીતિનું મુખ્ય સૂત્ર થઇ પડશે.

જો આપણે ઇશ્વરદત્ત શક્તિઓનો બરાબર વિકાસ કરીએ નહિ અને મુવા પછી આપણી ખોટ માલમ પડે એવું કંઇપણ કામ ઉપયોગી કરીએ નહિ તથા નિષ્ક્રિય અને આળસુ સ્થિતિમાં પડી રહીએ, તો કદાચ આપણું જીવન દુનિયા જેને ખોટાં આચરણ કહે છે, તેનાથી મુક્ત રહી શકે એ વાત જો કે ખરી છે, તથા આપણે છેક એકલપેટા નહિ થઇ જવાની સાથે મળતાવડો અને આનંદી સ્વભાવ રાખી શકીએ, એ બનાવ જોગ છે; તેવીજ રીતે આવા જીવનને ઘણા નીતિ શાસ્ત્રવેત્તાઓ, પારકાના કલ્યાણની ખાતર હમેશાં પોતાના હિત અને સ્વાર્થના ભોગ આપવાના સ્વભાવવાળા, પણ એકાદ દુર્ગુણથી કલુષિત થયેલા એવા એક બીજા જીવન કરતાં ઉંચા પ્રકારનું ગણશે, એ પણ ખરૂં છે, તેમ છતાં જે જીવન એની 'સરખામણીમાં દૂષણ રહિત છે, તે વાસ્તવિક રીતે જોતાં એળે ગયેલું છે. કાંઇ પણ ઉપયોગી કામ કર્યા વગર ફોકટ ગુમાવવામાં આવેલું છે; અને બીજું જીવન દોષવાળું હોવા છતાં, જીવનનો ઉદ્દેશ સાર્થક કરી શક્યું છે; કારણકે આપણી શક્તિઓનો સંપૂર્ણ વિકાસ કરવો, અને તેમને ઉપયોગી કામમાં રોકવી, એ આપણા જીવનનો મુખ્ય આશય હોવો જોઇએ. કેટલાક માણસોની ચિત્તવૃત્તિ એટલી બધી કોમળ અને લાગણી વાળી હોય છે કે તે તેમના દરેક કાર્યની આડે આવે છે, અને તેમનો સંકોચશીલ સ્વભાવ તેમને કાંઇપણ ઉપયોગી કામ કરતાં અટકા-

વે છે. આવો સ્વભાવ ઉમદા જીવનને સહાયભૂત થવાને બદલે પ્રતિબંધકારક થઇ પડે છે.

એમ માનવાને કારણુ કે છે કે જેમ જેમ દુનિયા આગળ વધતી જશે તેમ તેમ નીતિનો પ્રવાહ ઉપર જણાવેલી દિશામાં વધારે અને વધારે વહેવા લાગશે. નૈતિકવર્તનની કસોટી જનમંડળના સુખ દુઃખમાં વધારો ઘટાડો કરવાની શક્તિના પ્રમાણુ ઉપર કાઢવાનું વલણુ વધતું જશે; એટલે જે કાર્ય માણુસ જાતના સુખમાં વધારો કરવાનું વલણુ ધરાવશે, તે નીતિમય ગણુાશે અને જેથી દુઃખમાં વધારો થશે તે અનીતિમય ગણુાશે. માણુસ જાતના સુખની સાથે પ્રત્યક્ષ સંબંધ નહિ ધરાવનારાં એવી જાતનાં સ્વાપર્ણુ અને ઉત્સાહનાં સંખ્યામાં કામનો ઘટાડો થતો જશે, અને તેમના તરફની માનની લાગણી કમી થતી જશે, ખર્ચખુટણુમાં હદ ઉપરાંતનું ઉડાઉપણું રાખવું, અને જેમને માટે ઉદર નિર્વાહનો સારો બંદોબસ્ત કરી શકાય તેમ નથી, એવાં બાળક પેદા કરવાં, વિગેરે અવિચારી કામ આજ સુધી નીતિશાસ્ત્રની મર્યાદામાં આવી શકયાં નથી. પણુ આગળ ઉપર એવાં કામ ફોજદારી કાયદામાં શિક્ષણીય ગણુવામાં આવેલાં અપકૃત્યો કરતાં વધારે ગંભીર ગુન્હા જેવાં ગણુાશે.

અમુક માણુસ દુનિયાનું કેટલું ભલું કરી શકે છે, એ ઉપર તેના જીવનની પરીક્ષા કરવાની હાલના જમાનાની પદ્ધતિ ઘણી ઉપયોગી અને ફાયદાકારક છે. નીતિના ચાલતા શિક્ષણુનો પાયો ધર્મની શ્રદ્ધા ઉપર રચાયલો છે, અને આ જમાનામાં મનુષ્યોની ધર્મ ઉપરની શ્રદ્ધા શિથિલ થતી જતી હોવાથી નીતિનો પાયો ઢીલો થઈ ગયો છે, તેથી કરીને ઉદ્યોગશીલ, ઉપયોગી અને પ્રવૃત્તિમય જીવન ગાળવાની દરેક માણુસની રજ છે, એવી સમજ દૃઢ થાય તોજ વ્યક્તિની તેમજ પ્રજાની નીતિ ટકી રહેવાનો સંભવ છે. નીતિના પ્રદેશમાં વિચાર કરતાં આચાર વધારે ઉચ્ચ સ્થાન ભોગવે છે; આપણી શંકાઓનું નિરાકરણુ કરવામાં, ગુંચવણુોમાંથી

છુટકારો કરવામાં, તથા આપણા ગંતવ્ય માર્ગને પ્રકાશિત કરવામાં પણ ક્રિયાસકતપણું વધારે મદદગાર થઇ પડે છે. સમીપવર્તી પ્રાપ્ત ધર્મનું ઉત્સાહ પૂર્વક પાલન કરવાથીજ ભવિષ્યના કર્તવ્ય સંબંધી સમજ વધારે સ્પષ્ટ થતી જાય છે, અને જેઓ ઉદ્યોગમાં વધારે મચ્યા રહે છે, તેમને જીવનની મુશ્કેલીઓ ઓછી હેરાન ગતિ આપે છે, અને તે સંકલ્પ વિકલ્પમાં પડતા નથી. આ જમાનામાં દ્રવ્યને લોકો વધારે કિંમતી ગણવા લાગ્યા છે, કુલીનપણાનો આધાર શ્રીમંતાઇ ઉપર મનાવા લાગ્યો છે, અને શ્રીમંતાઇ અને તેને અંગે રહેલી ખાસ ફરજો વચ્ચેનો સંબંધ તુટવા લાગ્યો છે, આવાં કારણોને લીધે પણ આળસુ અને નિરૂદ્યમી જીવન તરફ લોકોના તિરસ્કારની લાગણી વધારે દૃઢ થતી જાય, અને લોકોપયોગી કામ કરવાની કર્તવ્ય બુદ્ધિ વધારે મજબુત થતી જાય, એ વધારે ઇચ્છવા લાયક છે. નિર્ધન અને તેથી કરીને કેટલેક અંશે તાબેદાર એવા ખેડુત વર્ગથી વીંટાયલા જમીનદારને, તથા હજારો મજુરોને રોજી પૂરી પાડનારા મોટાં કારખાનાંના માલીકોને તથા દુકાનદારોને, પોતાના આશ્રિત એવા હાથ નીચે કામ કરનારા નોકર તથા મજુર વર્ગ તરફ ખાસ ફરજો અદા કરવાની હોય છે, એ દેખીતું છે; સ્વતંત્રતાની લાગણી વધતી જતી હોવાથી, પોતાના વર્તન તથા કામકાજની વચ્ચે પડવાના પોતાનાથી ભિન્ન વર્ગના લોકોના વહિવટ તરફ લોકો વધારે ને વધારે નાપસંદગીની લાગણીથી જોવા લાગ્યા છે; અને માણુસ માણુસ વચ્ચેના સંબંધ તથા કરારની શરતો કાયદા મારફતે નક્કી કરવાનો વહિવટ વધતો જાય છે: આ બધાને લીધે જમીનદાર તથા કારખાનાંના માલીકોની પોતાના આશ્રિતો તરફની કર્તવ્યની લાગણી શિથિલ થવા લાગી છે; વળી મોટી આવકવાળા ઘણા શ્રીમંતોને તો કોઇ પણ જાતની ખાસ ફરજો સાથે બીલકુલ સંબંધ હોતો નથી. શેર અગર લોનોમાં નાણાં રોકનારા તવંગર લોકોને, જેમની મહેનત તેમની આવકનાં સાધન પૂરાં પાડે છે, તેમના તરફ કોઇ પણ જાતની ફરજ બજાવવાની હોતી નથી, તથા તેમના કામકાજમાં હિત ધરા-

વવાની તેમને કાંઇ ગરજ હોતી નથી. કારણ કે તેમને તો ઘેર બેઠાં નિયમિત રીતે વ્યાજ મળ્યાં જાય છે, એટલે પછી જે ધંધામાં અગર કારખાનામાં લોન અગર શેર ખરીદ કરી તેમણે પોતાનાં નાણાં રોકેલાં હોય છે, તેમાં મહેનત કરનારા મજુર વર્ગની સ્થિતિ કેવી છે, તેમને કઇ કઇ બાબતોમાં ફર્યાદ ઉઠાવવાનું કારણ છે, એ વગેરે બાબતોની ચોકસી કરવાની તેમને કશી જરૂર જણાતી નથી. તેમ છતાં આ જમાનામાં એવા વર્ગના લોકોની સંખ્યા વધતી જાય છે, અને તેને અંગે મોટી દહેશત સમાયલી છે. આવી આવકવાળા માણસોને ભોગવિલાસ તથા એશઆરમમાં દિવસ નિર્ગમન કરવાની ટેવ પડી જાય છે; અને ખાનદાનીનું ડોળ રાખવા માટે તેમને ખોટા ડોળ દીમાખ રાખવાની જરૂર પડે છે. આવા વર્તનની જનમંડળ ઉપર ઘણીજ ભૂંડી અને નુકશાનકારક અસર થાય છે. આવા લોકોના મનમાં એવો મમત ભરાય છે કે આપણે ગૃહસ્થની રીત પકડતાં શીખવું જોઇએ, આપણામાં ખાનદાનીનાં લક્ષણ જણાય એવી કોશીશ કરવી જોઇએ. આવા વિચારને આધીન થઈ વર્તવાથી તેઓ ફાંકડેરાવ થઇ જાય છે, તેમને સારાં સારાં કપડાં પહેરવાનો શોખ થાય છે, તેઓ ખાનદાનીનો રૂઆબ પકડતાં શીખે છે, તેઓ એશ અશરતમાં ગરક થઇ જાય છે, અને મોજમઝા તથા રમત ગમ્મતમાં નવી સંદા નીપજે છે. વળી તેમને કામ કરવામાં નાનમ લાગે છે. પણ આળસ એ અનીતિનું મૂળ છે, એ નીતિ શાસ્રનો સર્વ માન્ય સિદ્ધાંત છે. આપણામાં કહેવત છે કે ‘ આળસ તો હીઝડાનું વ્યસન છે. ’ હાલના જમાનામાં તો ચોખ્ખી રીતે એમ મનાવા લાગ્યું છે કે આળસ અને નિરૂદ્યમીપણું એ એક દુર્ગુણ છે, અને જે માણસને પોતાની સ્થિતિ અગર સામાજીક દરજ્જાના કારણસર કોઇ ખાસ ધંધામાં જોડાવાની જરૂર રહેતી નથી, તેણે પણ કોઈ કામ ખોળી કાઢવું જોઇએ, એ હાલના જમાનામાં દરેક માણસની પહેલી ફરજ ગણાય છે. એમ કહેવામાં આવે છે કે મહારાણી વિકટોરિયાના અમલની શરૂઆતમાં ઇગ્લાંડનો યુવક વર્ગ

વાસ્તવિક રીતે ઉદ્યમી છતાં બહારથી આળસુપણાનો ડોળ રાખતો હતો, અને હાલના જુવાનીઆ ખરેખરી રીતે આળસુ છતાં ઉદ્યમી હોવાનો ઢોંગ રાખે છે; એ બીના ઉપરથી લોકમતનો પ્રવાહ કઇ તરફ વહે છે એ સ્પષ્ટ સમજાય છે.

અમુક આચરણ અગર વહિવટને નીતિ પુરઃસર અગર અનીતિ ભરેલો ગણવો તેના સંબંધી લોકોની સમજ અગર વિવેક બુદ્ધિમાં સુધારો કરવો એ સુધારાનું મુખ્ય કર્તવ્ય છે, કારણ કે જનસમાજની નીતિમાં સુધારો થવાનો આધાર તેના ઉપર છે. અમુક આચરણ અગર માણસ જનમંડળને નુકસાન કર્તા હોય તે છતાં તેને પ્રશંસાપાત્ર અને અનુકરણ કરવા લાયક ગણવામાં આવતું હોય તો તેવી ટેવ લોકોને જેટલે દરજ્જે અવળે રસ્તે દોરી જાય છે, તેટલું બીજા કશાથી થતું નથી. ઉપરા ઉપરી જીતો મેળવનાર વીર પુરૂષનાં જે હદ ઉપરાંતનાં વખાણ થાય છે, તે આવી ટેવનું એક પ્રત્યક્ષ દૃષ્ટાંત છે. તેને માનથી વધાવી લેતી વખતે તેણે વહોરી લીધેલા વિગ્રહની ન્યાય પુરઃસરતા અગર તો તે કેવી મતલબથી યુદ્ધમાં પ્રવૃત્તમાં થયો હતો, તેનો યથાર્થ વિચાર કરવાની કોઇ દરકાર કરતું નથી. આવી અવળી સમજનું જોર એટલું બધું વધી ગયું છે કે અતિશય યુદ્ધ કૌશલ્ય ધરાવનાર પુરૂષ કીર્તિના લોભમાં પડી નવા નવા વિગ્રહ ઉભા કરવાની લાલચમાં પડયા વગર રહેતો નથી. લોકમતનું અવળે રસ્તે ચઢી જવું એજ આવા પરિણામનું મુખ્ય કારણ છે. ગેરવાજબી વિગ્રહમાં જીત મેળવનાર વિજયી પુરૂષને જો લોકો તરફથી વાહવા મળતી નહોય તેમજ પારકાનું રાજ્ય પડાવી લેવાના ઇરાદાથી લડાઇ ઉભી કરનાર વીરપુરૂષ જો લોકોના તિરસ્કારને પાત્ર થતો હોય, તો દુનિયા ઉપરના ઘણા વિગ્રહ ઓછા થઇ ગયા વગર રહેજ નહિ.

મોટા આડંબર તરફ પૂજ્યભાવ દર્શાવવાનું બીજું તેટલુંજ પ્રસિદ્ધ દૃષ્ટાંત ભોગવિલાસ અને મિથ્યા આડંબર પાછળ થતા ખર્ચમાં જતાવવામાં

આવતી સ્પર્ધાને લગતું છે. કેટલીક વખત એકજ મીજલસ અગર તમાસા પાછળ એટલો બધો ખર્ચ કરવામાં આવે છે કે તેટલી રકમથી કોઇ પડી ભાગેલો હુન્નર પગભર કરી શકાય, અગર તો ઘણા નિર્ધન અને નિરાધાર માણસોના સંકટનું નિવારણ સહેલાઇથી કરી શકાય. મોજશોખ પાછળ કેટલો ખર્ચ કરવો, એનો જો કે ચોકસ હદ બાંધી શકાય તેમ નથી; અને વળી કેટલાક તો એવું કારણ આગળ ધરી એવા ખર્ચનો બચાવ કરવા તૈયાર થશે કે તેથી ઘણા માણસોને રોજી મળે છે; તોપણ અર્થ-શાસ્ત્રની દૃષ્ટિથી જોતાં પણ એવાં ખર્ચનો બચાવ થઇ શકે તેમ નથી, કારણ કે ખોટા ડોળડમાકના મોજશોખ પાછળ જેટલી મુડીનો અનુત્પાદક રીતે વ્યય કરવામાં આવે છે, તેટલી મુડી ઉત્પાદક કાર્યોમાંથી ખેંચી લે-વામાં આવે છે, અને તે એક મોટું ગંભીર પ્રકારનું નુકસાન છે. વળી તેમાં ખર્ચાતી રકમના પ્રમાણમાં જે આનંદ મળે છે, તે ઘણો જૂજ છે; અને તેનાથી લોકોનું બીલકુલ ભલું થતું નથી. વળી તેને લીધે લોકો મોટાઇ અને ખાનદાનીના સંબંધમાં હલકાં ધોરણ બાંધવા શીખે છે; દ્રવ્ય ઉપરની આસક્તિ વધવાથી લોકોની અધમ મનોવૃત્તિઓ પ્રબળ થતી જાય છે; અને દેખાદેખીથી ગજા ઉપરાંતના ખર્ચ કરવાની લાલચમાં પડવાથી ઘણા લોકોની દુર્દશા થાય છે. એકંદર રીતે દરેક દરજ્જાના લોકોના ખર્ચનું ધોરણ ઉચું જતું જાય છે; લોકો વધારે ખર્ચાળ થવા શીખે છે; અને જેઓ અમીરાત ખાનદાનીનાં માણસોમાં, તથા મોટા ગણાતા લોકોમાં દા-ખલ થવા તથા હરવા ફરવાને માટે ખાસ લાયક હોય છે એટલુંજ નહિ, પણ પોતાની હાજરીથી તેવા લોકોને શોભા આપે એવા હોય છે, તેઓ તેમનામાં ભળી શકતા નથી, આથી કરીને જનસમાજની નૈતિક ભાવના એકંદર રીતે ઉતરતી જાય છે. વળી મનુષ્ય જાતના સુખમાં વધારો કરી શકે એવું દ્રવ્ય શ્રીમંત લોકોના સ્વાર્થી અને ખોટા આડંબર પાછળ ઉડા-ઉપણે ખર્ચાતું જોઇ ગરીબ લોકોની આંખોમાં ઝરઝર આવે છે, તેઓ શ્રીમંત લોકોની અદેખાઇ કરવા શીખે છે, અને આખરે તોફાન

પણ કરે છે.

માણસોની ચાલ ચલગતની પરીક્ષા કરવામાં તેમના ઉચ્ચાશય કેવા છે, તે સમજવાની પહેલી જરૂર છે. તેમને કેવા પ્રકારનાં જીવન, કેવા માણસો, કેવા ગુણ અને કેવી સ્થિતિ ઉપર વધારે પ્રીતિ અને પક્ષપાત હોય છે, તે શોધી કાઢવું જોઇએ. પદવી, દરજ્જો, દ્રવ્ય, સૌંદર્ય, બુદ્ધિ કૌશલ્ય, અને સદ્‌વર્તન, એ બધામાંથી શાને માટે તેમને વધારે પક્ષપાત છે, શાના ઉપર તેમની ચાહના વધારે છે, એ કાળજી પૂર્વક નિરીક્ષણ કરવાથી સમજાયા વગર રહેતું નથી. કોઇ માણસનો ઉચ્ચાશય સમજાયો, એટલે તેના ચારિત્ર્યની ખરી કુંચી આપણા હાથમાં આવી ગઈ, એમ નક્કી સમજવું. આ ઉપાય મારફતે તેની ચાલ ચલગતની મોટી મોટી દિશાઓ, તેની કલ્પના શક્તિનું સ્થાયી વલણ, તેના સ્વભાવની ઉચ્ચતા અગર અધમતા, એ બધું જેટલી સહેલાઇ અને સ્પષ્ટતાથી સમજાય છે, એટલું બીજા કશાથી સમજાતું નથી. જે માણસના આશય ઉંચા હોય છે, અને જે ઉદાત્ત વર્તનનીજ પ્રશંસા કરે છે, તે કદાચ મોટા દુર્ગુણથી દૂષિત થયેલો હોય, તો પણ છેક અધમ કદી હોતો નથી; અને જે માણસના આશય નીચા હોય છે, જેને હલકાં આચરણની પ્રશંસા કરવાની ટેવ હોય છે, તે કદી સારો માણસ હોઇ શકેજ નહિં.

એ પરસ્પર વિરૂદ્ધ દુરાચાર અગર દૂષણમાં વધારે નિંદ્ય અને હાનિકારક કયું છે, તેનું ખરૂં તોલન કરવાની માણસનું મન જેટલી શક્તિ ધરાવે છે, તેના કરતાં સારૂં શું છે અને નરસું શું છે, એ નક્કી કરવાની તે વધારે શક્તિ ધરાવે છે. ખરાખોટાને લગતી તેની પરીક્ષા લગભગ હમેશાં સાચી અને યથાર્થ હોય છે, પણ દુરાચારની અધમતાનું પ્રમાણ નક્કી કરવાની તેની પરીક્ષા લગભગ હમેશાં ભૂલ ભરેલી હોય છે. અને તેવી ભૂલ થવાનું મુખ્ય કારણ એ હોય છે, કે જેમની ચાલ ચલગત અને હાલત આપણાથી તદન જુદી જાતની હોય છે, તેમની સ્થિતિમાં આપણે

આપણી જાતને મૂકી શકતા નથી. સામા માણુસની સ્થિતિની ખરી કલ્પના કરવાનું કામ અત્યંત વિકટ અને મુસ્કેલ છે; અને જો આપણે સામાની સ્થિતિનો ખરો ચિતાર આપણા મનમાં ખડો કરી શકીએ તો જ તેના વર્તનના ગુણદોષ આપણે યથાર્થ રીતે સમજી શકીએ છીએ. આવા પ્રકારની કલ્પના શક્તિના અભાવને લીધે ખરૂં શું છે અને ખોટું શું છે, એના સંબંધના આપણા વિવેક ઉપર વિશાળ અસર થાય છે. ઉત્કૃષ્ટપણાનું જે ધોરણ પોતે નક્કી કરી રાખેલું હોય છે, તેનાથી ભિન્ન એવા બીજા ધોરણનું ખરૂં સ્વરૂપ સમજવા જેટલી કલ્પનાશક્તિ ઘણાજ થોડા માણસોમાં હોય છે. ઉત્કૃષ્ટપણાના જે ધોરણે આપણે પહોંચી શકયા હોઇએ છીએ, તેજ સર્વોત્તમ છે; અને જે ખાસીયતો અને રૂચિઓ આપણાથી વિરૂદ્ધ પ્રતિની હોય છે, તે નિંદ્ય અને નકામી છે એવી સમજ આપણા મનમાં પેસી જવાનું કારણ મિથ્યાભિમાન કરતાં આવી કલ્પનાશક્તિનો અભાવ વધારે હોય છે. સ્થિતિ ભેદને લીધે ચાલચલગતમાં અને નૈતિક ભાવનામાં કેટલો મોટો તફાવત પડી જાય છે, એ સમજવાનું કામ સૌથી વધારે મુસ્કેલ છે. ભૂતકાળના બનાવોના સંબંધનાં આપણાં અનુમાન તથા આપણા વિચાર ઘણી વખત ખોટા પડે છે, તેનું કારણ આજ છે, તેમજ જુદી જુદી જાતના માણુસોના સ્વભાવનું, તેમજ જુદી જુદી સ્થિતિઓનું ખરૂં સ્વરૂપ સમજવાની સમર્થ કલ્પના શક્તિની ઇતિહાસકારોને વધારે જરૂર પડે છે, તેનું ખરૂં કારણ પણ આજ છે. ઉત્તમ માણસો પણ જે સમાજમાં, જે જમાનામાં, અને જે ધંધામાં પડેલા હોય છે, તેની નૈતિક ભાવનાનો પાસ તેમના વિચાર અને સ્વભાવ ઉપર પડયા વગર રહેતો નથી, એ બીના ઇતિહાસકારો પૂરતી રીતે ધ્યાનમાં લેતા હોય એમ જણાતું નથી. તેમ છતાં ભૂતકાળના લોકોની ચાલચલગતના સંબંધનું આપણું તોલન, ચાલતા વખતના લોકોના વર્તન સંબંધના આપણા અભિપ્રાય કરતાં ઘણી વખત વધારે યથાર્થ અને વાસ્તવિક હોય છે. પાછલા વખતના લોકોનાં અપકૃત્ય સંબંધી અભિપ્રાય આપતી વખતે આપણે એવો વિચાર કરીએ છીએ, કે જો તેવાંજ કૃત્ય

હાલના વધારે સુધરેલા અને વધારે શુદ્ધ નૈતિક આવરણવાળા વખતમાં કરવામાં આવે તો તે જેટલાં નિંદ્ય અને તિરસ્કારપાત્ર ગણાય તેટલાં અધમ એમનાં તે કાળનાં કૃત્ય ગણાવાં જોઇએ નહિ, કારણકે હાલના સમય, સંજોગો અને નૈતિક ભાવનામાં અને તે વખતના સમય, સંજોગો અને નૈતિક ભાવનામાં આસમાન જમીનનો ફેર છે. પણ એકજ જનમંડળના જુદા જુદા વર્ગના લોકોનાં વર્તન સંબંધી અભિપ્રાય બાંધતી વખતે આપણે આવા ધોરણથી કામ લેવાની જરૂર ધારતા નથી. શિષ્ટ અને સુધરેલા સમાજમાં સર્વમાન્ય થયેલા નિયમમાં રાખનાર અને નીતિને રસ્તે ચઢાવનાર સંસ્કારમાં ઉછરેલા માણસો હલકા વાતાવરણમાં ઉછરેલા નીચ વર્ણના લોકોને હાથે થતાં દુષ્કૃત્યો બદલ તેમને દોષપાત્ર ગણતી વખતે સ્થિતિ ભેદનો વિચાર કરવાની ધીરજ બતાવતા નથી. તેઓ પોતાના મનમાં એવો પ્રશ્ન કરે છે, કે ' આવું કૃત્ય મારે હાથે થયું હોત, તો હું કેવો દુષ્ટ ગણાત !, આવા લોકો અમુક કૃત્યનું ખરૂં સ્વરૂપ સમજી શકે છે ખરા: પણ તેના કર્તાની સ્થિતિ, ચાલ ચલગત, અને સંજોગોના સ્વરૂપનો યથાર્થ ખ્યાલ તેમના મગજમાં આવી શકતો નથી.

તેમ છતાં આવા ટીકાકારની અને દુર્વ્યસની, અજ્ઞાન અને દુરાચરણી માબાપને પેટે જન્મેલાં, અને કંગાલ અવસ્થામાં ઉછરેલાં છોકરાંની સ્થિતિ વચ્ચે કેટલો બધો તફાવત છે તેનો જરા વિચાર કરો. બચપણથીજ, છાકટાપણું, ગાળાગાળી, ઇશ્વર નિંદા, બેઇમાની, અને ભ્રષ્ટાચાર એ તેમના હમેશના પરિચિત અનુભવ હોય છે. તેમની આસપાસનું સામાજીક આવરણ તેમને અનીતિને માર્ગે ચઢવાને લલચાવવાના વલણવાળું હોય છે. જેમ જેમ તે પુખ્ત ઉમરે પહોંચતાં જાય છે, તેમ તેમ તેમને પોતાના આયુષ્યક્રમને માટે બેમાંથી એક માર્ગ પસંદ કરવાનો હોય છે. કાંતો સખ્ત મહેનત મજૂરી કરી પેટ ભરવું, પણ તેવી રોજી પણ હમેશાં મળેજ એમ ચોકસ હોતું નથી, અને મજૂરી પણ

મહેનતના પ્રમાણમાં ઘણી થોડી મળે છે, અને ઘણા મજુરોને આખરે અનાશ્રમનો આશ્રય લેવો પડે છે; અથવા તો ગુન્હા કરવાનો માર્ગ પકડવો, કારણુ કે તેમાં ઘણી વખત વધારે સહેલાઇથી ઘણો લાભ મળે છે–પણુ તેના પરિણામમાં વહેલું મોડું કેદખાનાનો અગર અકાળ મૃત્યુનો આશ્રય લેવાનો હોય છે. એ બે સિવાય ત્રીજો માર્ગ તેમને માટે ખુલ્લો હોતો નથી. વળી ઘણી વખત તો તેમનામાં દુષ્ટ મનોવૃત્તિઓ પેઢીએ ઉતરેલી હોય છે, આથી કરીને તેમના સ્વભાવ નીચ થઇ ગયેલા હોય છે, તેમનું હૃદય બલ નબળું થઇ ગયેલું હોય છે, અને ઉત્કર્ષના માર્ગ ઉપર રૂચિ ઉત્પન્ન કરાવે એવી કોઇ મનોવૃત્તિ તેમનામાં રહેલી હોતી નથી; તેથી એકંદર રીતે જોતાં ખોટું કામ કરવાનું તેમને અંદરથી દબાણુજ થતું હોય છે, અને તેની સામે થવા જેટલું હૃદયબળ તેમનામાં હોતું નથી. આવી વૃત્તિઓ સાથે તેઓ લલચાવનારા અને અવળે માર્ગે ચઢાવવાના વલણવાળા આવરણુ અને સંજોગોમાં પડેલા હોય છે; તેથી તેઓ દુષ્કર્મની જાળમાં ફસાય અને ગુન્હા કરે એમાં કાંઇ નવાઇ નથી. બેશક, આવા સંજોગો છતાં પણુ ખરાખોટાની વિવેક બુદ્ધિ તદ્દન નષ્ટ થઇ જાય છે, અથવા તો ઇચ્છાબળના વ્યાપાર માટે બીલકુલ અવકાશજ રહેતો નથી, એમ કાંઇ છેક નથી; તેમજ ગમે તેવી મતલબથી, તથા ગમે તેવી લાલચથી ફસાઇને ગુન્હા કરવામાં આવે, તેને શિક્ષાપાત્ર ઠરાવી જનસમાજને પોતાનું રક્ષણુ કરવાનો સંપૂર્ણુ હક છે, એ વાતની પણુ ના પાડી શકાય તેમ નથી. પણુ નીતિની દૃષ્ટિથી જોતાં આવા ગુન્હા કરનારા કંગાલ પુરૂષો કેટલા ઠપકાને પાત્ર છે, એનું ધોરણુ કોનાથી નક્કી કરી શકાય તેમ છે ? તેમજ આવી સ્થિતિમાં પડેલા માણુસોને હાથે ગુન્હા થાય અને સુધરેલા આવરણુમાં પડેલા અને સારા સંસ્કારમાં ઉછરેલા માણુસોને હાથે જે ગુન્હા થાય તે બેની સરખામણીમાં તેમના ગુન્હા ઘણાજ થોડા ઠપકાને પાત્ર છે, એ દેખીતું છે.

વળી સારી સ્થિતિવાળા માણુસોના સંબંધમાં પણુ યથાર્થ તોલન કર-

વાનું કામ અત્યંત વિકટ છે. માણુસ જન્મે છે, ત્યારે દરેકનામાં જે ઇચ્છાબળ અને વિકારોની સામગ્રી હોય છે, તેના સામર્થ્યના પ્રમાણુમાં મોટો તફાવત હોય છે. એકજ જાતના સંજોગોમાં પડેલા બે માણુસો ઉપર એકજ જાતની લાલચ, એકજ જાતનું પ્રલોભન–ઓછાવત્તા પ્રમાણુમાં અસર કરે છે. જે લાલચ એક માણુસને એકદમ ફસાવે છે, તે બીજાના ઉપર જીવ જેવી અસર કરી શકતી નથી. અને જે માણુસ કોઇ અમુક મનોવિકારની સત્તાનો ભોગ થઇ પડેલો હોતો નથી, તેને તે મનોવિકાર બીજાના ઉપર કેટલી બધી પ્રબળ સત્તા ચલાવે છે, તેનો ખરો ખ્યાલ કદી પણ આવી શકતો નથી. જે માણુસ સ્વભાવથીજ સંયમશીલ હોય છે, તેને દારૂ દેખી જન્મના વ્યસનીના મનમાં કેટલી બધી તાલાવેલી થઇ આવે છે, તે કદી બરાબર રીતે સમજાતુંજ નથી; તેવીજ રીતે વિષયાસક્ત માણુસના મનોવિકાર વિરક્ત અનુરાગહીન–માણુસના ખ્યાલમાં કદી આવી શકતાજ નથી. સ્વાદવાળા પદાર્થો દેખી જીહ્વાલૌલ્યવાળા ખાધાના લાલચુ માણુસોના મોંમાં પાણી કેમ છુટતું હશે, એ સ્વાદેંદ્રિયને અંકુશમાં રાખનારો અને ખાટા ખારા ઉપર ઓછી પ્રીતિવાળો માણુસ સમજી શકતો નથી.

શરીરની પ્રકૃતિની સુખ ઉપર કેટલી બધી અસર થાય છે એ આગળ જણાવવામાં આવ્યું છે. નીતિ ઉપરની તેમની અસર પણ ઓછી ભયંકર નથી. કેટલાક વ્યાધિ રોગીના સ્વભાવને ચીડીયો કરી નાખે છે એટલુંજ નહિ, પણ શુદ્ધ મનોવૃત્તિને મલીન અને વિકારી બનાવી દે છે, અને શુદ્ધ અંતઃકરણમાં અપવિત્ર વિચારોનું સ્ફુરણ કરાવે છે. બીજા કેટલાક રોગ હૃદય બળનો નાશ કરી, મનનું સમતોલપણું ખુંચાવી લે છે, સંયમવૃત્તિને શિથિલ કરી નાખે છે. ઘણી વખત એમ બને છે કે કોઇ માણુસનાં દૂષણુ બદલ આપણે તેને આખો જન્મારો ઠપકો દેતા હોઇએ છીએ, પણ આખરે જ્યારે તે માણુસ આત્મહત્યા કરે છે, અથવા તો લાંબી મુદતથી છુપી અસર કરનારો કોઇ શારીરિક અગર માનસિક વિકાર ઉઘાડો પડી જાય છે, ત્યારે તેના અઘટિત વર્તનનો ખુલાસો થઇ

જાય છે, અને તે ઠપકાને બદલે આપણી દિલસોજીને પાત્ર થાય છે. ગાંડછાને લીધે સારા ખોટાને લગતી સમજ કેવળ ઉલટા સુલટી થઇ જાય છે, અને વ્યવસ્થિત જીવનમાં છુપી રહેતી મનોવૃત્તિઓ એકદમ પ્રબળ થઇ જાય છે. નીતિની દૃષ્ટિથી જોતાં આપણે આવા માણસને કોઇ રીતે જવાબદાર ગણતા નથી; પણ ગાંડછાનું પ્રમાણ પણ ઓછું વત્તું હોય છે, અને તેનાં જુદાં જુદાં સ્વરૂપ આપણાથી ચોખ્ખી રીતે સમજાય એવાં હોતાં નથી; અને તેમનાં કૃત્ય સંબંધી અભિપ્રાય બાંધતી વખતે એકજ ધોરણે ચાલવાનું હોતું નથી.

આ બધા ઉપરથી એવો સાર નથી લેવાનો કે દુનિયામાં ઇચ્છાની સ્વતંત્રતા જેવું કાંઇ છેજ નહિ, અથવા તો આપણાં કૃત્ય બદલ આપણે બીલકુલ જવાબદાર નથી; તેવીજ રીતે સામા માણસનાં કૃત્યનું તોલન કરવાની, અથવા તો આપણા જાત ભાઇઓમાં સારો કોણ અને દુષ્ટ કોણ છે, એ પારખી કાઢવાની, આપણામાં બીલકુલ શકિત નથી, એમ પણ સમજવાનું નથી. કહેવાની મતલબ એટલીજ છે કે નીતિની દૃષ્ટિથી જોતાં જ્યારે આપણે કોઈ અપરાધ અગર દુષ્કર્મની અધમતાનું પ્રમાણ નક્કી કરવા બેસીએ છીએ, તે વખતે આપણો અભિપ્રાય સ્ખલનશીલ–ભૂલ ભરેલો હોવાનો સંભવ વધારે છે. કેટલીક વખત માણસો પોતાની ગયેલી જુવાનીને પણ જોઇએ તે કરતાં વધારે ઠપકા પાત્ર ગણે છે, કારણ કે જુવાનીમાં અવળે માર્ગે ચઢાવનારી લાલચોનું જોર કેટલું બધું હતું, તે તેઓ વૃદ્ધાવસ્થામાં બરાબર સમજી શકતા નથી. બીજી બાજુએ, દુનિયાના કાર વ્યવહારનો વધારે અનુભવ થતાં જુદા જુદા માણસોના નૈતિક સંજોગોમાં રહેલા બહોળા તફાવતનું આપણને જ્ઞાન થતું જાય છે, તેથી કરીને અભિપ્રાય બાંધવામાં આપણે જરી ઓછા દુરાગ્રહી અને વધારે ઉદાર થતા જઇએ છીએ. દુનિયામાં કેટલાક માણસોના પાસા એવા અવળા પડેલા હોય છે; અને સંજોગ બળને લીધે, અગર મનોવૃત્તિઓના પ્રકૃતિસિદ્ધ વલણને લીધે તેમને અવળે માર્ગે ચઢાવનારી લાલચો એટલી

બધી પ્રબળ હોય છે કે, જો કે સમાજના બંધારણ પરત્વે તેમને કેટલેક દરજ્જે ઠપકા તેમજ શિક્ષાને પાત્ર ગણવા પડે છે ખરા, પણ નીતિની દૃષ્ટિએ જોતાં આપણે તેમને જંગલી ઉપદ્રવી પ્રાણીઓ કરતાં વધારે જવાબદાર ગણવા જોઇએ નહિ, દુનિયામાં સુખ દુઃખની વહેંચણીમાં જેમ આપણી પ્રાકૃત દૃષ્ટિને અન્યાય માલમ પડે છે, તેવી જ રીતે નૈતિક સંજોગોના સંબંધમાં પણ ઘણી વખતે એવી બીના આપણી નજરે પડે છે કે કેટલાક માણસોને એવા સંજોગોમાં મૂકેલા હોય છે, તથા કેટલાકના સ્વભાવજ એવા ઘડેલા હોય છે કે, તેમને અનીતિનો માર્ગ પકડયા સિવાય છુટકોજ થતો નથી, અને તેઓ પાપકર્મમાં વધારે અને વધારે ઉંડા ઉતરતા જાય છે; ત્યારે કેટલાક અનાયાસે નીતિને માર્ગેજ ચાલ્યા જાય છે, અને સત્કર્મ કરવા રૂપી પ્રવૃત્તિમાં વધારે અને વધારે આગળ વધ્યા જાય છે.

આ પ્રમાણે જો કે બીજાના વર્તનનું તોલન કરવાની આપણી શક્તિ અલ્પ અને અપૂર્ણ છે, તેમ છતાં આપણે તેનો ઉપયોગ વારંવાર કરવો પડે છે. એટલું તો ખરૂં છે કે નીતિ શાસ્ત્રની દૃષ્ટિએ દોષપાત્ર ગણાતાં ઘણાં કૃત્ય ફોજદારી કાયદાની સત્તાની બહાર રાખવામાં આવે છે, અને તેથી તે બન્નેની મર્યાદા એક સરખી નથી; તેમ છતાં ગુન્હાનું સ્વરૂપ તથા શિક્ષાનું પ્રમાણ નક્કી કરતી વખતે નૈતિક જવાબદારીનો તેમજ ગુન્હાના ગંભીરપણામાં ઘટાડો વધારો કરનારા આસપાસના સંજોગોનો વિચાર કર્યા સિવાય ચાલતું નથી. એક માણસના કૃત્યથી બીજા માણસને પ્રત્યક્ષ રીતે નુકસાન થતું હોય તેવાં કૃત્યનોજ ફોજદારી કાયદામાં સમાવેશ કરવો જોઇએ. લોકમતની મર્યાદા વાજબી રીતે વધારે બહોળી છે. જે કૃત્યને ફોજદારી કાયદો પહોંચી શકતો નથી, એવાં ઘણાં કૃત્ય જનમંડળના ઠપકાની તથા નાપસંદગીની બહાર રહી શકતાં નથી. તેમ છતાં એમ બને છે કે મનોવિકારના સ્વચ્છંદ વિહાર અને મદ્યપાનને લગતા ગુન્હા તરફ લોકમતનો કટાક્ષ વધારે કડક હોય છે; તેવીજ રીતે ગરીબાઇ અને અજ્ઞા-

નતાના કારણસર કરવામાં આવતા ગુન્હાના સંબંધમાં પણ પ્રજામત વધારે સખ્ત ધોરણે કામ લે છે; બીજી બાજુએ કીર્તિલોભ, ધનલોભ, અદેખાઇ, કૃતઘ્નતા, અને સ્વાર્થપરાયણતા એ બધાને લીધે થતા ગુન્હા તરફ લોકો વધારે ઉદારતાથી જુએ છે; તેવીજ રીતે અયોગ્ય માર્ગે દ્રવ્ય સંપાદન કરવાનાં કામ તરફ તેમજ દ્રવ્યના દુરૂપયોગ તરફ લોકોની તિરસ્કારની લાગણી જોઇએ તેવી સખ્ત હોતી નથી.

અનીતિના માર્ગનું પહેલું પગલુંજ સૌથી વધારે મુશ્કેલ હોય છે. દુષ્કર્મમાં પહેલી વખત પ્રવૃત્ત થતી વખતે મનને લાજ આવે છે, સંકોચ થાય છે, અને પાછળથી પસ્તાવો થાય છે પણ તે બધું તરતજ ઓછું થવા માંડે છે, અને જેમ જેમ દુષ્કર્મમાં વધારે મચ્યા રહેવાય છે, તેમ તેમ દુરાચરણની ટેવ વધારે દૃઢ થતી જાય છે. નીતિના સંબંધની આપણી વિવેકબુદ્ધિના સંબંધમાં પણ એવોજ પ્રકાર બને છે. નવી ઢબનો પોશાક ગમે એટલો બેડોળ દેખાતો હોય, તોપણ થોડા વખતમાં લોકો તેના તરફ પસંદગી બતાવવા માંડે છે. લાંબી મુદત સુધી ગ્રામ્ય અને અસભ્ય રીતભાતવાળા લોકોમાં રહેનાર સભ્ય અને રસજ્ઞપુરૂષના શિષ્ટાચારમાં તથા તેની રસજ્ઞતામાં દેખાઈ આવે એવો ફેરફાર પડી ગયા વગર રહેતો નથી. તેવી જ રીતે મન ઉપર દુરાચરણનો પટ જલદીથી બેસી જાય છે; સહવાસ અને પરિચયને લીધે નિષિદ્ધ વર્તન તરફનો અભાવ અને તિરસ્કાર ઓછો થતો જાય છે; અને જો એકંદર રીતે લોકોનું નીતિનું ધોરણ હલકા પ્રકારનું હોય છે તો આપણે પણ તેના પ્રવાહમાં તણાયા વગર રહેતા નથી. આથી કરીને નીતિનું સામાન્ય ધોરણ ઉતરતું જતું અટકાવવાની ખાસ કાળજી રાખવાની છે બીજા શબ્દોમાં બોલીએ તો હલકા આશય તરફ લોકોનો આદરભાવ વધતો જતો અટકાવવા માટે સાવધ રહેવાની ઘણી જરૂર છે.



# પ્રકરણ ૪ થું.

## મનુષ્ય સ્વભાવ.

રોગીના શરીરના બંધારણની તેમજ તેમાં દાખલ થઇ ગયેલા વિકારની ખરી ચિકિત્સા કર્યા સિવાય વૈદનાથી તેને માટે પથ્યાપથ્ય નિયમ નક્કી કરી શકાતો નથી; તેવીજ રીતે ચારિત્ર્યની કેળવણીને લગતી વિવિધ યોજનાઓના ગુણ દોષનો વિચાર કરતા પહેલાં આપણે જન સ્વભાવને લગતી સંપૂર્ણ માહીતિ મેળવવાની પહેલી જરૂર છે. મનુષ્યનો સ્વભાવ મૂળથીજ દુષ્ટ છે, કે સારો છે, એ તકરાર આ વખતે આપણી સમક્ષ ખડી થાય છે. આ વિષયની તકરારમાં બન્ને પક્ષવાળાના વિચાર અતિશયોકિત ભરેલા છે. રૂસોના પક્ષનું માનવું એવું છે કે માણસ સ્વભાવસિદ્ધ સારૂં હોય છે; અને દુનિયા ઉપર જે અનીતિ ફેલાયલી માલમ પડે છે, તેનું કારણ માણસ જાતની સ્વભાવસિદ્ધ દુષ્ટતા નથી, પણ વહેમ, અવળે માર્ગે ચઢાવનારી કેળવણી, જન સમાજનું ખામી ભરેલું બંધારણ અને ખરાબ સંસ્થાઓ છે. આના ઉત્તરમાં એટલુંજ કહેવું બસ થશે કે જો મનુષ્ય સ્વભાવ તેમના માનવા જેવો શુદ્ધ હતો તો તેને ભ્રષ્ટ કરનારી સંસ્થાઓ વિગેરેને જન્મ મળવાનો સંભવ કેવી રીતે ઉભો થયો? અથવા તો તે સંસ્થાઓ મનુષ્ય સ્વભાવની શુદ્ધતા ઉપર કેવી રીતે કાબુ મેળવી શકી ? બીજી બાજુએ કેટલાક ધર્મોપદેશકો એમ જણાવે છે, કે માણસ જન્મથીજ દુષ્ટ અને નીચ હોય છે; એડનના બાગમાં મનુષ્ય જાતના મૂળ પુરૂષની ભૂલ થવા પછી માણસ ભ્રષ્ટ અને પતિત થઈ ગયું છે, તેને ખોટા• ઉપર સ્વાભાવિક પ્રીતિ હોય છે, અને તેનામાં સારાં કામ કરવાની ટેવનાં બીજ હોતાં નથી. વળી કેટલાક નીતિ શાસ્ત્રવેત્તાઓ પણ એમ જણાવે છે કે મનુષ્ય સ્વભાવમાં નિ:સ્વાર્થીપણા જેવું કશું છેજ નહિ, અને દુનિયાનો સઘળો વહિવટ સ્વાર્થની દ્રષ્ટિથીજ ચાલે છે, પરો-

પકાર કરવામાં પણ એક જાતનો સ્વાર્થ રહેલો હોય છે, અને તેથીજ લોકો બીજાનું ભલું કરવા તૈયાર થતા હોય છે. આ ઉપરથી તેઓ એમ પ્રતિપાદન કરે છે કે મનુષ્યની સ્વાર્થવૃત્તિને વિવેકની મર્યાદામાં રહેતાં શીખવવું, અને પોતાનો સ્વાર્થ પોતાના પડોશીના સ્વાર્થની સાથે એક રૂપ છે, એમ માનતાં શીખવવું, એમાંજ કેળવણીની તેમજ સારી રાજ્ય વ્યવસ્થાની ખુબી રહેલી છે. પણ જો મનુષ્યનો સ્વભાવ આટલો બધો દુષ્ટ હોત તો જન સમાજનું બંધારણજ શક્ય નહોતું. દુનિયા જંગલી જનાવરોથી ભરેલા એક પાંજરા જેવી થઇ પડત, અને અંદર અંદરના નિરંતર વિગ્રહને લીધે મનુષ્ય જાત દુનિયા ઉપરથી ક્યારનીય સમૂળગી નાબુદ થઇ ગઇ હોત.

મનુષ્ય સ્વભાવના અવલોકનથી આપણને સમજાય છે કે આ ચિતાર ખરો નથી. બેશક, સંસારના વ્યવહારમાં અદેખાઇ, મત્સર, વેરભાવ, અને એકલપેટાપણું એ બધાની ભારે અસર નજરે પડે છે, અને તેમની અધમતા જુદાં જુદાં મોહક સ્વરૂપ નીચે ઢંકાઇ રહે છે, એ વાતની ના પાડી શકાય એમ નથી. વળી એક મનુષ્યદ્વેષી નીતિ શાસ્ત્રવેત્તાએ જણાવ્યું છે તેમ નીતિને જો મિથ્યાભિમાનની સોબત ના હોત, તો તે આટલી બધી લોકપ્રિય થઇ પડવાની નહોતી; અને આપણાં દુષ્કર્મ એકલાંજ નહિ પણ આપણાં ઘણાંખરાં સત્કર્મ પણ સ્વાર્થદૃષ્ટિથી પ્રેરાયલાં હોય છે. તેમ છતાં નીચેનું અતિશયોક્તિ ભરેલું ચિત્ર યથાર્થ છે એમ કોણ કહી શકનાર છે? કેટલાક એમ જણાવે છે કે મિત્રતા એ એક બીજાના સ્વાર્થની અદલા બદલી છે, એટલે કે એક બીજાની પાસેથી કંઇક કંઇક સ્વાર્થ સાધી લેવાની મતલબથીજ માણસો મિત્રતાનો સંબંધ બાંધે છે. સ્ત્રીઓના સંબંધમાં કેટલાક એમ કહે છે કે ઘણી સ્ત્રીઓ પતિવ્રતા રહી શકે છે, એનું કારણ એવું હોય છેકે તેમને આડે માર્ગે ચઢાવનાર કોઇ મળતું નથી, અને તેવા પ્રસંગ નહિ મળવા બદલ તેમને ખેદ પણ થતો હોય છે. કેટલાક વળી એમ કહે છે કે આપણે આપણા કેટલાક દોષ કબુલ કરી દઇએ છીએ

એનું કારણ એમ હોય છે, કે તેમ કરી આપણે આપણા મનને એવો દિલાસો દઇએ છીએ કે, આપણામાં હવે બીજી બારે ખોડો નથી; અથવા તો આપણે માટે બીજાઓનો જે સારો અભિપ્રાય હોય છે, તે ટકાવી રાખવાની મતલબથી આપણે એમ કરતા હોઇએ છીએ; તેનજ આપણે બીજાનાં વખાણ કરીએ છીએ, તે એવી મતલબથી કે તેના બદલામા બીજા આપણાં વખાણ કરે; આપ્ત જનના મરણ માટે આપણે જે શોક પ્રદર્શિત કરીએ છીએ, તે ઘણી વખત તો એવી ધારણાથી કરવામાં આવે છે, કે તેથી સામા માણસના મનમાં દયાની લાગણી ઉત્પન્ન થાય, અને ઘણી વખત તેના મરણથી આપણે સુખ અગર આનંદની પ્રાપ્તિનું એક સાધન ગુમાવ્યું છે, એવી ખાત્રી થવાથી આપણે શોક કરતા હોઇએ છીએ. વળી કેટલાકના અભિપ્રાય પ્રમાણે દુનિયામાં અદેખાઇની લાગણીનું એટલું બધું ચલણ છે કે લોકો પોતાનાથી ઓછા બુદ્ધિશાળી લોકોનેજ, અને સ્ત્રીઓ પોતાનાથી ઓછી સ્વરૂપવાન સ્ત્રીઓનેજ, ખરા જીગરથી ચહાતી હોય છે; અને સઘળા સદ્‌ગુણ એ આત્મહિત, અને ખોટ લાભની ગણતરીના પરિણામરૂપ હોય છે. પણ આ ચિત્રમાં એટલી બધી અતિશયોક્તિ રહેલી છે, કે તે જેનાથી ના સમજાય, તેને ખરેખર દુનીયાનો ઘણોજ કડવો અને ખેદજનક અનુભવ થયેલો હોવો જોઇએ !

રૂસો વગેરેનો ચળકતો ચિતાર સત્યથી જેટલો વેગળો છે, તેટલોજ આ ચિતાર પણ છે. દુનિયામાં જે સ્વાર્થરહિત અને સ્વાર્થત્યાગપર પરોપકાર પ્રસરી રહેલો છે, તે નિષ્પક્ષપાતી નિરિક્ષણ કરનારની દૃષ્ટિએ પડ્યા વગર રહેતો નથી. નિરૂપદ્રવી અને નિર્દોષ જીવન ગાળનારા તો હજારો માણસો મળી આવે છે, એમાં નવાઇ નથી, પણ કેટલા બધા માણસો કર્તવ્ય ધર્મનું પાલન કરતા માલમ પડે છે; કેટલા બધા માણસો પારકાના કલ્યાણને માટે સતત અને ઘણી વખત કષ્ટસાધ્યશ્રમ કરતા હોય છે ! મનુષ્ય સ્વભાવનું બંધારણજ એવા પ્રકારનું છે કે બીજાનાં સુખ તેજ આપણું સુખ છે, એવું સમજવાની, તથા તેનો સાક્ષાત્કાર ક-

રવાની શક્તિ આપણામાં જેમ વધારે તેમ આપણને વધારે આનંદ અને વધારે સુખ પ્રાપ્ત થાય છે. બીજાનું દુઃખ દેખીને આપણી દયાવૃત્તિ જાગૃત થાય છે. સામાની મમતા અને માયાળુપણું આપણી ઉપકારવૃત્તિને સતેજ કરે છે. દુર્ગુણ અને દુરાચરણ કરતાં સદ્ગુણ અને સદ્વર્તન ઉપર આપણો પક્ષપાત સ્વાભાવિક રીતે વધારે હોય છે. કલ્પિત વાર્તામાં પણ સારા માણસના ઉપર દુઃખ પડતાં દેખીને આપણને સ્વાભાવિક રીતે વધારે લાગણી થાય છે. શૌર્ય અને સ્વાર્થત્યાગનાં વર્તન દેખી તથા વાંચી આપણે આનંદ અને ઉત્સાહમાં આવી જઇએ છીએ. કુટુંબ સ્નેહ એક અપવાદ સમાન નથી, પણ સ્વદેશ પ્રીતિ એ બહોળા વિસ્તારવાળો કુટુંબ સ્નેહ છે. સ્વદેશાભિમાનની પ્રેરણાને વશ થઇને કેટલા બધા લોકો સ્વાર્થરહિત ઔદાર્ય પ્રકટ કરવા તૈયાર થાય છે; પોતાનાં અંગત સ્વાર્થની સાથે સંબંધ નહિ ધરાવનારાં એવાં કાર્ય માટે પોતાના જીવને જોખમમાં નાંખવા કેટલા બધા માણસો તૈયાર થઇ જાય છે!

દુનિયાને હીનપત લગાડનાર પાતક અને દુષ્કર્મનું આપણે બારીક નિરિક્ષણ કરીશું તો આપણને સમજાશે કે મનુષ્ય સ્વભાવમાં પાપકર્મ તરફ ખેંચનારી વૃત્તિ સ્વભાવસિદ્ધ હોય છે, તેને લીધે આપણે પાપકર્મ કરવા પ્રવૃત્ત થઇએ છીએ એ બીના ખરી નથી; પણ ખરી બીના એ છે કે આપણી ચિદ્વૃત્તિની નિયામક સત્તા ખામી ભરેલી છે, અને એ ચિદ્વૃત્તિની નબળાઇ એજ દુરાચારનું મૂળ કારણ છે. પશુઓના તથા માણસોના વર્તનમાં એટલો ફેર છે કે પશુઓના સ્વેચ્છાચાર ઉપર ફક્ત બીકનોજ અંકુશ હોય છે, તેમને પોતાની કામનાઓ તૃપ્ત કરવામાં બીક સિવાય બીજો કોઇ પ્રતિબંધ આડે આવતો નથી; પણ માણસના વર્તન ઉપર ઇશ્વરે નૈતિક આત્મનિગ્રહનો અંકુશ મૂકેલો છે. માણસની કામનાઓ ઉપર જ્યાં સુધી ચિદ્વૃત્તિની સત્તા કાયમ હોય છે, ત્યાં સુધી તે કામનાઓ મનને નિષિદ્ધ આચરણ કરવા પ્રેરી શકતી નથી. મૂળની કામના દૂષિત હોતી નથી, પણ મનોનિગ્રહનો અંકુશ જ્યારે તેના સ્વેચ્છાચારની સામે થવા જેટલો

બળવાન હોતો નથી, ત્યારેજ દુષ્કર્મ થવા પામે છે. અપ્રમાણિકપણું અને અદેખાઇ એ બે દુર્ગુણ જે અપકૃત્યને જન્મ આપે છે, તેનું પૃથક્કરણ કરીશું, તો જણાશે કે ઇચ્છવા લાયક વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા એ તેમનો પાયો હોય છે. અને આવી ઇચ્છા તો સ્વભાવિક રીતે દરેક હૃદયમાં ઉત્પન્ન થાય છે, અને તે ટાળી શકાય તેવી હોતી નથી, પણ જ્યારે તેવી સ્વાભાવિક ઇચ્છા ઉપર અંકુશ હોતો નથી, ત્યારે આપણે ઇચ્છવા લાયક પણ બીજાની માલીકીની વસ્તુ મેળવવાની લાલસામાં પડીએ છીએ અને તેવી ઇચ્છાને વશ થઇને આપણે જે કામ કરીએ છીએ, તે નિષિદ્ધ ગણાય છે. વિષયભોગની ઇચ્છા પણ પ્રકૃતિસિદ્ધ છે, ઇંદ્રિયોને તૃપ્ત કરવાની ઇચ્છા આપણા મનમાં સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છેજ, પણ જ્યારે તે આસકિતને અમુક વિહિત મર્યાદામાં રાખનાર મનોનિગ્રહનો અભાવ હોય છે, ત્યારે જે વિષયાસક્તિજન્ય આચરણ નિષિદ્ધ ગણાય છે. દુનિયામાં જે દયાહીનતા, કઠોરપણું, અને પારકાનાં દુઃખ તરફ ઉદાસીનતા નજરે પડે છે, તે બીજાનાં સંકટનું ખરૂં સ્વરૂપ સમજી જવાની કલ્પનાશકિતના અભાવને લીધે ઉત્પન્ન થવા પામે છે. અમર્યાદ અને અંકુશ વગરની ભોગેચ્છાઓજ મનુષ્યનાં ઘણાં પાપકર્મનું મૂળ હોય છે, અને વૃત્તિઓ સ્વેચ્છાચારી અને સ્વચ્છંદી થવા પામે છે એનું કારણ મનોનિગ્રહની નબળાઇ હોય છે; તેમ છતાં બીજાઓના હક સાચવીને આપણી કામનાઓને તૃપ્ત કરવા રૂપી મનોનિગ્રહનો સદ્ભાવ આપણા સ્વભાવમાં થોડે ઘણે અંશે પણ છે: અન્ય પ્રાણીઓને ઇશ્વરે તે સત્તાની બક્ષીસ કરી નથી.

મનુષ્ય સ્વભાવની દુષ્ટતાના સંબંધમાં જે અતિશયોક્તિ ભરેલા ઉદ્ગાર આપણા સાંભળવામાં આવે છે, તેમને મર્યાદામાં રાખવા માટે આવા પ્રકારની વિચારણા જરૂરની છે, એ વાત જો કે ખરી છે; તોપણ મનુષ્યનો સ્વભાવ એટલો બધો ભ્રષ્ટ છે કે જો તેના ઉપર કાયદાનાં અને સામાજીક વ્યવસ્થાનાં બંધન ન હોય, અને તેને નિરંકુશપણે વર્તવા દેવામાં આવે, તો તેમાં ઘણું જોખમ સમાયેલું છે, એ વાત ભૂલી જવા

જેવી નથી. અધમતનાં દૃષ્ટાન્ત જોવા માટે આપણે તુરંગની મુલાકાત લેવાની જરૂર નથી; પણ મનુષ્યનાં ઘણાં વર્તનમાં તેની અસર ઉઘાડી રીતે દેખાઈ આવે છે. રણસંગ્રામમાં એક માણસ બીજા માણસનો પ્રાણ લેવા માટે, તથા તેને દુઃખ દેવા માટે જે ઇરાદાપૂર્વક મથન કરે છે, અને જે અનેક યુક્તિઓ અજમાવે છે, તે જોઇનેજ મનુષ્યનો સ્વભાવ ઘણોજ સારો હોવાનો ખ્યાલ આપણા મગજમાંથી એકદમ નીકળી જાય છે. અને વિગ્રહનાં મૂળ કારણ શાં હોય છે? પોતાના અંગત સ્વાર્થ અને લાભની ખાતર વિગ્રહના પ્રસંગ ઉભા કરી રાજકર્ત્તાઓએ તથા ખટપટીઆ દરબારીઓએ હજારો માણસોના જાનમાલનું બળીદાન આપેલું હોય છે, એ વાત જો કે ખરી છે, તો પણ જો પ્રજાવર્ગે તેમનાં વખાણ કરી તેમને ઉત્તેજન આપ્યું ના હોત તો તેમનો કીર્તિલોભ મર્યાદામાં રહેત, એમાં કાંઈ સંશય નથી. વળી હાલના વખતમાં તો વિગ્રહનાં મૂળ બે પ્રજાઓ વચ્ચેના વેરભાવમાં તથા એક બીજા પ્રત્યેની અદેખાઇની લાગણીમાં રહેલાં છે. દેશની પુંજી અને વસ્તીનો કેવડો મોટો ભાગ લડાઇને માટે તૈયારી કરી રાખવાના કામમાં નિરંતર રોકાયલો હોય છે? જીવલેણ અસ્ત્રશસ્ત્રની શોધ કરવામાં કેટલા બધા માણસોની બુદ્ધિ કામે લાગેલી હોય છે? અને એ બધું જોઇ આપણે કબુલ કરવું પડે છે કે મનુષ્યોની હિંસકવૃત્તિ અને કીર્તિલોભને અંકુશમાં રાખવાની બાબતમાં નીતિસિદ્ધ અંકુશો કરતાં સ્વાર્થના વિચાર વધારે અસરકારક થઇ પડે છે. વિગ્રહની પાછળ થતો અઢળક ખર્ચ, તેમને લીધે વેપાર રોજગારને તથા દેશની આબાદીને થતી ભારે હાનિ, પરિણામનું અનિશ્ચિતપણું, હારનાર પક્ષની થતી ખુવારી-એ બધા વિચારોજ પ્રજાઓને વિગ્રહમાં ઝંપલાવતાં અટકાવે છે; બાકી મનુષ્યની પાશવવૃત્તિનું ધર્મના શિક્ષણને લીધે શમન થયું છે, એમ તો છેજ નહિ. પારકાના વસ્તુ પડાવી લેવાનો માર્ગ જો સહેલો, જોખમ વગરનો, લાભકારક, અને સલામતી ભરેલો હોત, તો દુનિયા ઉપર સલાહશાન્તિ ઓછી નજરે પડત.

એટલું તો ખરૂં છે કે વિગ્રહ બધી રીતે તથા હમેશાં અનર્થકારકજ હોય છે એમ નથી. કેટલાક વિગ્રહ ન્યાય પુરઃસર અને કેટલાક જરૂરના હોય છે; કેટલીક વખત કોઈ ગરીબ પ્રજા ઉપર જુલમ ગુજરતો દેખી જનહિતૈષી પુરૂષોના મનમાં દયા ઉત્પન્ન થાય છે અને તેની લાગણી વિગ્રહ ઉત્પન્ન કરાવે છે. વળી વિગ્રહને લીધે ઘણી વખત શૌર્ય, હિમ્મત, સ્વાર્પણ, અને સહનશીલતાના ગુણ કસાય છે, અને પ્રકાશમાં આવે છે. વિગ્રહના યથાર્થ કારણનું વાસ્તવિકપણું નહિ સમજ્યા છતાં પણ કેટલા બધા માણસો પોતાના જાનને જોખમમાં નાખવા તૈયાર થઇ જાય છે ! તેમ છતાં દુનિયામાં બીજી ઘણી બાબતોમાં આપણે ધારીએ છીએ તેના કરતાં વધારે દ્વેષભાવ, અધમતા, અનિષ્ટચિંતન તથા પારકાનો દ્રોહ, વિગેરે માલમ પડે છે. જાહેર જીવનમાં મનુષ્ય સ્વભાવની આ અંધકારમય બાજુ વધારે નજરે પડે છે. બે પક્ષ, કોમો, કે પ્રજાઓ વચ્ચે કુસંપ કરાવવા વિરોધ વધારવાના, તથા તે ઉદ્દેશ પાર પાડવા માટે જુઠાણું ફેલાવવાના, કામમાં જાહેર છાપાનો કેટલો બધો ઉપયોગ કરવામાં આવે છે ! વેરભાવ, અદેખાઇ, મિથ્યાભિમાન વિગેરે મનોવિકારોને ઉશ્કેરનારા ગ્રંથ કેટલા બધા લોકપ્રિય થઇ પડેલા હોય છે તેમજ તેવા મનોવિકારોને ઉશ્કેરવાથી પાર્લામેન્ટની કેટલી બધી બેઠકો મેળવી લેવામાં આવે છે, તથા કેટલી બધી લાગવગવાળી અને સારો નફો કરી આપનારી જગ્યાઓ હાથ કરી લેવામાં આવે છે ? તેમ છતાં આવા પ્રયત્ન કેટલી બધી વખત સ્વદેશ પ્રીતિ અને જનતાના નામથી પસાર થઇ જાય છે, અને પોતાનું અધમ સ્વરૂપ છુપાવી રાખે છે।

કેટલીક વખત તો મનુષ્યની અધમતા કાયદાની સત્તાની બહાર રહી જાય છે, એટલુંજ નહિ. પણ દુનિયાની આંખમાં પણ ધુળ નાખી લોકમતના ઠપકામાંથી બચી જાય છે, રાજકીય ગુન્હા આ વર્ગમાં આવી જાય છે. ઘણા લેખકો તો બે પ્રજાઓ અગર કોમો વચ્ચેના વેરભાવમાં વધારો કરનારાં લખાણ મારફતેજ પોતાનું ગુજરાન ચલાવતા હોય છે. ઘણા તો

સ્વદેશાભિમાનના નામને ઓથે રહી પોતાના દેશને લડાઇમાં ઝંપલાવવા ઉશ્કેરે છે. જે માણસોએ પોતાનો ધન લોભ અગર કીર્તિ લોભ તૃપ્ત કરવા માટે હજારો માણસોનાં ગળાં રેંસેલાં હોય છે, તથા જેમણે પોતાની ખ્યાતિ વધારવાની ખાતર હજારો માણસોની સુખ સંપત્તિનો, તથા પોતાના દેશના ખરાહિતનો ભોગ આપેલો હોય છે, તેમને જાહેર જગ્યાઓમાં હાજરી આપતાં મનને બીલકુલ સંકોચ લાગતો નથી, તથા તેમના તરફ કોઇ નાપસંદગીની દૃષ્ટિથી પણ જોતું નથી ! દુનિયામાં ભૂલ, બેદરકારી અગર અતિશયોક્તિ કરવાની ટેવને, લીધે જેટલું જૂઠાણું ઉભું થવા પામેલું હોય છે, તેનાથી વધારે જુઠાણું દ્વેષ બુદ્ધિ તૃપ્ત કરવા અગર બીજી કોઇ નેમથી જાણી બુજીને ચલાવવામાં આવેલું હોય છે. કેટલાકને તો જુઠી વાત ફેલાવવામાં, તથા બીજાને વિનાકારણ નુકસાન કરવામાં આનંદ જ થતો હોય છે. વળી કેટલાક પોતાના દુશ્મન ઉપર વેર લેવાના ઇરાદાથી, તથા તેની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડવાના ઇરાદાથી જુઠા ગોળા ગબડાવી પરિણામની રાહ જોતા ડાહ્યા થઇ ઠંડે પેટે બેસી રહે છે.

વળી શેરના સટ્ટામાં પણ આવો વહિવટ વધારે પ્રચલિત હોય છે. જામીનગીરીઓની કિંમતમાં વધારો ઘટાડો કરી નાખવાનો, થાપણ રોકનારાઓને લલચાવવાનો, તથા અજ્ઞાન અને ભોળા લોકોને ફસાવીને એકદમ શ્રીમંત થઇ જવાનો, દગાખોર અને લુચ્ચા લોકોનો એ એક હમેશનો વહિવટ છે. જ્યારે એકદમ પૈસાદાર થઇ જવાનો ઉપાય હાથમાં આવી જાય છે, ત્યારે લોકો હજારો માણસોને પાયમાલ કરી નાખનારા તથા જરૂર પડે તો દુનિયાને માથે ખુનખાર વિગ્રહનાં સંકટ ઠોકી બેસાડનારા ઉપાય અજમાવવામાં પાછી પાની કરતા નથી. આવા માણસોની સંખ્યા ઘણી નાની હોય છે. એ વાત ખરી છે, પણ એટલું ધ્યાનમાં રાખવા જેવું છે કે જો એકદમ પૈસાદાર થઇ જવાની તક બધાને સરખી રીતે મળતી હોત, તો એ સંખ્યા નાની રહેત કે કેમ એ શંકા ભરેલુ છે! વળી આવાં નિંદ્યકર્મ કરનારા માણસોના ગુન્હા દરગુજર કરનાર વર્ગની

સંખ્યા નાની હોતી નથી. કાયદાની ચુંગલમાં આવી પડેલા માણસોજ મોટા ગુન્હા કરનારા હોય છે, અને તુરંગની બહાર અપરાધીઓ હોતાજ નથી એમ માનવું ભૂલ ભરેલું છે. નાના પાયા ઉપરની લુચ્ચાઈ તથા હલકું અપ્રમાણિકપણું એકદમ પકડાઇ આવે છે, અને તેવાં કૃત્ય કર- નારા શિક્ષાને પાત્ર ઠરે છે; પણ મોટા ગુન્હા કરનારા બદમાશો હમેશાં કાયદાના પંઝામાંથી છટકી જવા પામે છે. ચોર અને ખીસ્સાકાતરૂ લોકોને શિક્ષા થયા વગર રહેતી નથી, પણ મોટી કંપનીઓના વહિવટ ચલાવ- નારા, તથા મોટાં સાહસ અને સટ્ટાનાં કામ કરનારા સુધરેલા બદમાશો હજારો માણસોને રડાવીને અન્યાય માર્ગે અઢળકવિત્ત સંપાદન કરે છે. તથા હજારો રૂપીયા પોતાના ખીસ્સામાં મૂકી દે છે. તેમનાં કૃત્ય લુચ્ચાઇ અને દગાબાજી ભરેલાં છતાં કાયદાની સત્તા તેમને પહોંચી શકતી નથી. તેમ છતાં દુનિયા પણ તેમને માફ કરે છે, અને તેમની અધમતા તરફ આંખ આડા કાન કરે છે, એ ઘણું ખેદકારક છે. વધારામાં અન્યાય માર્ગે દ્રવ્ય સંપાદન કરી શ્રીમંત થઇ બેઠેલા બદમાશોને ફક્ત તેમની શ્રીમંતા- ઇના કારણસર માન અને પ્રતિષ્ઠા મળે છે અને તેમની પહેલાંની જીંદગી ભૂલી જવામાં આવે છે, એ એક હાલના સુધારાની ખામી છે.

સારાંશ એટલોજ છે કે જેવી રીતે દુનિયામાં મોટા પ્રમાણમાં નજરે પડતા પરોપકાર, સ્વાર્થ ત્યાગ, ભૂત દયા, શરાતન વગેરે જન સ્વભાવના ઉજળા ગુણોની હયાતીની ના પાડવી, એ મનુષ્ય સ્વભાવની બદનક્ષી કરવા બરાબર છે, તેવીજ રીતે સંસારના કાર વ્યવહારમાં જે સંયમવૃ- ત્તિની ગેરહાજરી તથા દુષ્ટ મનોવિકારની સત્તા નજરે પડે છે, તે નાકબુલ રાખવું એ પણ વાજબી નથી. જેમ જેમ આપણો દુનિયાનો અનુભવ વધતો જાય છે, તેમ તેમ આપણો મનુષ્ય સ્વભાવના સારાપણા ઉપરનો વિશ્વાસ ઓછો થતો જાય છે. દિવસે દિવસે આપણી ખાત્રી થતી જાય છે કે જનસમાજનાં સઘળાં અંગને સ્વસ્થ અને સંયુક્ત રાખવા માટે રૂઢિ, ધર્મ, અને કાયદાનાં બંધન આવશ્યક છે, અને જે સંસ્થાઓ મ-

નુષ્યની ઉમદા ખાસીયતોને દૃઢ કરી, નીતિ સિદ્ધ અંકુશોની સત્તામાં વધારો કરવાનું વલણ ધરાવતી હોય છે, તેમના તરફ લોકોનો પક્ષપાત વધતો જાય છે. વળી આપણા આશય ઘણાજ ઉંચા રાખવામાં, તથા લોકોની પ્રાકૃત દૃષ્ટિ પહોંચી ન શકે એવી ઘણી ઉચ્ચ નૈતિક ભાવનાને અનુસરીને ચાલવાની બીજા માણસોને ફરજ પાડવામાં જે જોખમ સમાયલું છે, તે પણ આપણે વધારે સારી રીતે સમજી શકીએ છીએ. દુનિયાના વ્યવહારમાં આપણે બીજી બાબતોમાં જેમ છુટ મુકીને ચાલવું પડે છે, તેવી રીતે નીતિની બાબતમાં પણ છુટછાટનો નિયમ સ્વીકારવો. એવુ શિક્ષણ આપણને દુનિયાના વધારે અનુભવથી મળે છે.

---

## પ્રકરણ ૫ મું.

### નીતિની બાબતમાં છુટછાટ.

'નીતિની બાબતમાં છુટછાટ, અગર તોડજોડ' એ શબ્દ કાનને ઘણા કઠોર લાગે છે, કારણ કે શુદ્ધ નીતિમાં લાભાલાભની ગણના આવતી નથી. શુદ્ધ નીતિના માર્ગમાંથી થોડે ઘણે અંશે પણ સ્ખલિત થવાની છુટ લેવી એ વિનાશનું કારણ છે; કેમકે નીતિનો માર્ગ મુસ્કેલી ભરેલો અને વિકટ છે; અને અનીતિનો માર્ગ સરળ અને સહેલો છે; તેમજ આપણા મનને સહેલી વાત ઉપર સ્વાભાવિક રીતે વિશેષ પ્રીતિ હોવાથી નીતિના માર્ગમાંથી સ્ખલિત થવાનાં બહાનાં શોધી કાઢતાં તેને વાર લાગતી નથી, અને

**विवेकभ्रष्टानाम् भवति विनिपातः शतमुखः**

'ભ્રષ્ટ થયું જરી તેનો શત મુખ વિનિપાતજ નિર્મેલો.' વળી શુદ્ધ નીતિના માર્ગમાંથી જો થોડે અંશે સ્ખલિત થવાય તો હાનિ નથી, એમ

ગણવામાં આવે તો પછી કેટલે સુધી અને કેવા સંજોગોમાં છુટ લઈ શકાય એ વિગેરે ઘણા ગુંચવણ ભરેલા પ્રશ્નો આપણી સમક્ષ ખડા થાય છે, અને તેમનું નિરાકરણ કરવાનું કામ સહેલું નથી. તેમ છતાં સંસાર વ્યવહારમાં તેવા પ્રશ્નોનું નિરાકરણ કર્યા સિવાય આપણો છુટકો થતો નથી. ધર્મ શાસ્ત્રકારોએ નીતિના સંબંધમાં જે અસિધારા વ્રતનો ઉપદેશ કરેલો છે, તેવું વ્રત પાળનારા પુરૂષો સંસારમાં ભાગ્યેજ મળી આવે છે. આપણા શાસ્ત્રમાં કહેલું છે કે

**निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु ।**
**लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ॥**
**अद्यैव वा मरणमस्तु युगान्तरे वा ।**
**न्यायात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥१॥ भर्तृहरि.**

વ્યવહાર નીતિમાં નિપુણ એવા પુરૂષો નિંદા કરો કે સ્તુતિ કરો; લક્ષ્મી આવો, કે મરજી પ્રમાણે ચાલી જાઓ; આજે જ મરણ થઓ કે યુગ પછી થાઓ; પરંતુ ધીર પુરૂષો નીતિના માર્ગમાંથી એક પગલું પણ ડગતા નથી.

તેવીજ રીતે કાર્ડિનલ **ન્યુમેન** જણાવે છે કે " ધર્મશાસ્ત્રની આજ્ઞા એવી છે કે સૂર્ય અને ચંદ્ર આકાશમાંથી સ્થાન ભ્રષ્ટ થઇ નીચે પડી જાય, પૃથ્વીની ગતિ બંધ થઇ જાય અથવા તો તેના ઉપર વસનારાં કરોડો પ્રાણીઓ ભૂખમરાની અસહ્ય વેદના વેઠીને કાળનો ભક્ષ થઇ જાય, એ બધું બને તે સારૂં, પણ એક જીવાત્મા ભ્રષ્ટ થાય, અને નાનું સરખું પણ પાપાચરણ કરે અર્થાત્ એકાદ વખત અસત્ય બોલે, અથવા તો બીજાની પાઇ સરખી પણ ચોરી લે, એ બનવું જોઇએ નહિ. "

આપણે ઉંડો વિચાર કરીશું તો જણાશે કે આવા સખ્ત વ્રતને અડગ પણે વળગી રહેવું, આવા ધોરણને સર્વાંશે અનુસરવું, એ સંસાર વ્યવહારમાં લગભગ અશક્ય જેવું છે. જે માણસો સંસારનો ત્યાગ કરી

સન્યસ્ત ગ્રહણ કરે , તેમનેજ આવા ધોરણે ચાલવું પાલવે એમ છે. આ ધોરણે ચાલવા જઇએ, તો સઘળા સુધારાનો સમૂળગો નાશ થઇ જાય છે, અને આવી શુદ્ધિ નીતિ જો કે ઘણા માણસોને માન્ય હશે ખરી, પણ પ્રત્યક્ષ વ્યવહારમાં તેને અનુસરીને ચાલવા જેવી દ્દઢ શ્રદ્ધા કોઇની ભાગ્યેજ મળી આવશે. ‘ પાપ કર્મ જાતે એટલું બધું દારૂણ છે અને તેનાં પરિણામ એટલાં બધાં ભયંકર છે કે, જેમાં પાપનો ઉદય થવાનો લેશ પણ સંભવ ન હોય, એવી અસહ્ય અસ્માની સુલતાની સહન કરવી, અને આખી મનુષ્ય સૃષ્ટિનો થોડીવારમાં નાશ થતો હોય તો થવા દેવો, પણ તેને ( પાપ કર્મને ) છાંયે પણ ઉભા રહેવું નહિ, ’ આ સૂત્રજો માન્ય રાખવામાં આવે, તો પછી પાપ વાસનાથી દૂર રહેવું એ મનુષ્ય જીવનનો મુખ્ય ઉદ્દેશ છે એમ માનવું જોઇએ; અને એ ઉદ્દેશ સિદ્ધ કરવાનો સૌથી શ્રેષ્ઠ ઉપાય સર્વ પ્રકારની વાસનાનો લય કરવો એજ છે, એ સ્પષ્ટ છે. કારણ કે, વધારે વસ્તુઓની આકાંક્ષા રાખવી, ઇચ્છાના વિષયોની સંખ્યામાં વધારો કરવો, એ લાલચોમાં વધારો કરવા સમાન છે, અને તેનું પરિણામ એ આવે છે કે પાપકર્મની સંખ્યામાં વધારો થાયછે.’ આ મત પ્રમાણેતો જેને અંગે પ્રત્યક્ષ અગર પરોક્ષ રીતે પાપાચરણમાં સહેજ પણ વધારો થવાનો સંભવ હોય, એવો માણસ જાતના સુખમાં વધારો કરનારો તથા સંકટ અને ઉદાસીનતાનાં કારણોમાં ઘટાડો કરનારો, હરેક જાતનો સુધારો અનર્થકારક જ ગણવો જોઇએ. દરેક રાજકર્તાએ બીજા દેશની સાથે લડાઈમાં ઉતરતા પહેલાં એવો વિચાર લેવો જોઇએ કે પોતાની પ્રજાના વેપારનો સદંતર નાશ થઈ જાય, પોતાના તાબાના મુલકમાંથી એકાદ કિંમતી પ્રાંત ગુમાવી બેસવાનો પ્રસંગ આવે, અને પોતાના દેશની સત્તા અને પ્રતિષ્ઠા હમેશને માટે નાબુદ થાય, એ બધું થાય તે થવા દેવું, પણ જે વિગ્રહને પરિણામે નાનું પણ પાપાચરણ થવાનો સંભવ હોય, એક પણ અબળાના શીયળનો ભંગ થવા પામે, નાની સરખી પણ ચોરી કરવામાં આવે, એવા વિગ્રહને દૂરથી નમસ્કાર કરવા જોઇએ. તેણે એવો વિચાર કરવો જોઇએ

કે લશ્કરની મદદ વડે દેશના ઉપર ગુજરતી આફતોનું નિવારણ કરવા મારફતે જેટલો લાભ થવાનો સંભવ છે, તેના કરતાં તેને લીધે અનાચારમાં વૃદ્ધિ થવાનો જે સંભવ છે, તે વધારે હાનિકારક છે, એમ ગણી તેણે દેશના તથા રૈયતના જાનમાલના રક્ષણને માટે પણ લશ્કર રાખવું જોઇએ નહિ. પ્લેગ અને દુકાળ દેશને પાયમાલ અને લાચાર કરી નાખે છે ખરા, પણ કેટલીક વખત તેવા ઇશ્વરી કોપ લોકોને ઇશ્વરના અસ્તિત્વનું ભાન કરાવી તેમને પાપ કરતી વખતે પાછું વાળીને જોતાં શીખવે છે, તેથી રાજાએ તેવા પ્રસંગોને ખુશીથી વધાવી લેવા જોઇએ. સારાંશ કે સાધનસંપત્તિમાં વધારો કરવો, નવી નવી કળાઓનાં અને સુખનાં સાધનોની શોધ ખોળ કરવી, અને એકંદર રીતે ઐહિક સુખની વૃદ્ધિ કરવી, એ બધાં વાસનાની વૃદ્ધિ કરનાર હોવાથી, પાપના ઉદયનાં બીજ થઇ પડે છે, તેથી તેમને ઉત્તેજન મળવું જોઇએ નહિ.

આવા પ્રકારની વિચારણાથી તાવી જોતાં આપણી શુદ્ધ નીતિ ઉપરની શ્રધા કેવી પોકળ અને કૃત્રિમ છે તે સ્પષ્ટ જણાઇ આવે છે. તહેવારના દિવસોએ કામ નહિ કરવાનો વહિવટ હોવાથી મજુર વર્ગના લોકોને દારૂ પી છાકટા થવાની તક મળે છે, તેટલા કારણસર એવો વહિવટ બંધ પાડવા કોઇ ડાહ્યો માણસ તૈયાર થવાનો નથી, તેજીજ રીતે તેવો વહિવટ જો તોફાન અને મારામારીના પ્રસંગોમાં વધારો કરે તો તેના ઉપર અંકુશ મુકવાથી ગમે તેવો દયાળુ ધારાશાસ્ત્રી હશે તેના મનમાં પણ બીલકુલ સંકોચ નહિ થાય. વસ્તુ સ્થિતિના તારતમ્યની ગણના કરવાની આવી પદ્ધતિ જીવનની ઉચ્ચ ભાવનાની આડે આવે છે એમ માનવાનું કારણ નથી. આપણું જીવન સદ્વર્તનશીલ–નીતિ પુરઃસર હોવું જોઇએ, એ નિયમ તો હમેશાં લક્ષમાં રાખવાનો છેજ. વળી કેટલાક વિલાસ એવા હોય છે, કે તે જનસમાજની નીતિમાં ઘણો બગાડ કરે છે, અને તેથી તેમનામાં રહેલા આનંદ આપવાના ગુણને લીધે તે જેટલો ફાયદો કરે છે, તેના કરતાં લોકોને અનીતિને માર્ગે ચઢાવવાના વ-

લણુને લઘે તે નુકસાન વધારે કરે છે, આ બીના પણ લક્ષ બહાર થવા દેવા જેવી નથી. તેમ છતાં એટલું તો આપણે કબુલ કરવું પડે છે, કે જીવનના પ્રત્યક્ષ વ્યવહાર નીતિનાં શુદ્ધતમ સૂત્રની કસોટી ઉપર ટકી શકે એવા શુદ્ધ હોતા નથી. દુનિયાદારીમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં હિત ઘણી વખત એક બીજા પ્રત્યે વિરૂધ્ધતા ધરાવતાં હોય છે, અને તેઓ કેટલીક વખત તો એક બીજાની અસરને તદન નાબુદ કરે છે. આથી કરીને સંસાર જો સારી રીતે ચલાવવો હોય તો ઘણી વખત છુટ મુકીને અને તોડજોડ કરીને ચાલવું પડે છે. કેવી વખતે કેવું વર્તન રાખવું, તેના સંબંધી ચોકસ નિયમ બાંધી શકાય એમ નથી. આપણે સારા નિયમોને અનુસરીને ચાલવાનું છે, પણ તેમનો પૂરેપૂરો અમલ કરવાનું પાલવે એમ નથી, આપણે જુદાં જુદાં ધોરણ પ્રમાણે વર્તવાનું છે, પણ તેમના સંબંધમાં એક ચોકસ નિયમ બાંધી શકાય તેમ નથી.

દૃષ્ટાંત તરીકે લોકાચારને માન આપીને વિવેક અને સભ્યતાની ખાતર આપણે કેટલી બધી વખત અસત્ય વચનનો આશ્રય લેવો પડે છે, તે જુઓ. સત્ય વચન હમેશાં પ્રિય અને હિતકર હોતું નથી, તેમજ પ્રિય અને હિતકર વચન હમેશાં સત્ય હોતું નથી, તેમ છતાં ઘણી વખત આપણને પ્રિય અને હિતકર વચન બોલવાની જરૂર પડે છે. કેટલાક અસત્ય વ્યવહાર તો ફકત સભ્યાચાર પૂરતા જ હોય છે, તેમાં કોઇને ઠગવાની અગર છેતરવાની મતલબ હોતી નથી, અને તેથી કોઇ છેતરાતું પણ નથી. કેટલીક વખત રીતભાતમાં વિવેકી દેખાવાની ખાતર પણ જૂઠું બોલવું છે; જેમકે આપણને જ્યારે કોઇની મુલાકાત લેવામાં અગર આમંત્રણ સ્વીકારવામાં કોઇ જાતનો બાધ હોય છે, ત્યારે ખરૂં કારણ છુપાવીને ખોટું બહાનું આગળ ધરવું પડે છે. કેટલીક વખત સામા ધણીને ફાયદો કરવાની મતલબથી પણ જુઠાણાનો ઉપયોગ કરવો પડે છે. માંદા માણસને એકદમ માઠી ખબર કહેવાથી તેના પેટમાં ધ્રાસકો પડે છે અને તે હબક ખાઈ જાય છે, તો

તેનો મંદવાડ લાંબો પહોંચે છે, અને ઘણી વખત તેના જીવને માટે પણ ધાસ્તી રહે છે. આથી કરીને તેવે પ્રસંગે સત્ય છુપાવવાથી અગર જુઠું બોલવાથી જો તેનો જીવ ઉગરવાનો અગર તો તેને બીજી રીતે ફાયદો થવાનો સંભવ હોય, તો કયો ડાહ્યો માણસ તેમ કરવામાં સંકોચ માનશે? અપરાધી માણસને ગુન્હો કરતો અટકાવવા માટે તેને છેતરીને બીજે માર્ગે ચઢાવ્યા સિવાય બીજો ઉપાય રહેલો ન હોય, તો તેને છેતરીને ગુન્હો કરતો અટકાવવામાં કોઇ ભાગ્યેજ આનાકાની કરશે. કેટલીક વખત આપણને જે ખરૂં લાગતું હોય છે તે છુપાવી રાખવું પડે છે, તો કેટલીક વખત આપણે જેને ખોટું માનતા હોઇએ છીએ, તે ઉઘાડી અગર ગર્ભિત રીતે કબુલ રાખવું પડે છે. દુનિયાદારીમાં આવા પ્રસંગ વારંવાર ઉપસ્થિત થાય છે, અને જે ડાહ્યો માણસ હોય છે તે સમયપરત્વે જેવું વર્તન રાખવું ઘટિત હોય છે, તે પ્રમાણે વર્તે છે, અને તેમ કરવામાં કોઇ પણ જાતની મુસ્કેલી તેની આડે આવતી નથી. પણ કેવે પ્રસંગે કેવું વર્તન રાખવું, નીતિના માર્ગનો કેવે પ્રસંગે અને કેટલે દરજ્જે ત્યાગ કરવો, એટલે નીતિની બાબતમાં કેવે પ્રસંગે અને કેટલી છુટ મુકીને ચાલવું, તેના સંબંધમાં એક ચોકસ નિયમ બાંધવાથી ભારે નુકશાન થવાની દહેશત છે. દૃષ્ટાંત તરીકે, જો સાધ્ય નિર્દોષ અને હિતાવહ હોય, તો સાધન ગમે તેવાં હોય, તેની હરકત નથી, એવો સર્વ સાધારણ નિયમ બાંધવામાં આવે તો કેટલો બધો અનર્થ થવાનો સંભવ છે?

રણસંગ્રામને લગતો વિષય નીતિના નિયમો પાળવાની બાબતમાં શિથિલતા રાખવાનું બહોળું ક્ષેત્ર પૂરૂં પાડે છે, કારણ કે યુદ્ધ કરતી વખતે નીતિના નિયમોને દૂર મૂકી આવવા પડે છે. ગેરવાજબી વિગ્રહમાંજ એમ બને છે એમ નથી, પણ ખરેખરા વાજબી કારણસર માથે પડેલા વિગ્રહમાં પણ તેમ કર્યા સિવાય છુટકો થતો નથી. લડવું અને શત્રુ ઉપર ઘા કરવામાં આનાકાની કરવી, તેનો જીવ લેતી વખતે મોહ અને દયાને વશ થવું, એ તો શત્રુના શસ્ત્રના ભોગ થઇ પડવા સમાન છે. શત્રુનો પરાભવ

કરવો, એ યુદ્ધનો મુખ્ય સાધ્ય વિષય હોય છે. પ્રપંચ અને છળકપટ એ તેનાં મુખ્ય શસ્ત્ર છે. શત્રુનો નાશ કરવા માટે તેને છેતરીને ફસાવવો, એ કુશળ અને કાબેલ સેનાપતિની મુખ્ય કળા છે. યુદ્ધને અંગે શૌર્ય, સ્વદેશાભિમાન, સ્વાર્થ ત્યાગ, ઔદાર્ય વગેરે ઉમદા ગુણો ઝળકી નીકળવાનો સંભવ છે, એ વાત ખરી છે, તો પણ તેમાં હિંસા, છળકપટ, દગલબાજી, દયાહીનતા, વગેરે દુષ્ટ મનોભાવને વિહાર અને વિકાસનું બહોળું ક્ષેત્ર મળે છે, એની કોણ ના પાડી શકે એમ છે? કોઇ માણસને યુદ્ધમાં સામેલ થવામાં ગમે એટલો સંકોચ થતો હોય, યુદ્ધનો પ્રસંગ ટાળવા માટે તેણે અંતઃકરણ પૂર્વક ગમે એટલી મહેનત કરી હોય, પણ એકવાર તે ગમે તે કારણસર યુદ્ધમાં સામેલ થયો, એટલે પછી એણે પોતાના સંકલ્પ વિકલ્પ બાજુએ મૂકી દેવા જોઇએ; છળ પ્રપંચ અને દગા ફટકાનાં સાધન મંજુર રાખવામાં જોઇએ એટલુંજ નહિ, પણ તેવાં સાધનને તેણે ઉત્તેજન આપવું જોઇએ, તેવાં સાધન અજમાવનારને તેણે શાબાશી આપવી જોઇએ. જે પક્ષ એવાં સાધન અજમાવવામાં વધારે કુશળ, અને શત્રુની કતલ કરવામાં વધારે નિર્દય, અને સમર્થ, તે પક્ષનોજ રણસંગ્રામમાં જય થાય છે.

તેમ છતાં સુધારાની આ અવસ્થામાં યુદ્ધનો આશ્રય લીધા સિવાય છુટકો નથી; વળી યુદ્ધને અંગે પણ કેટલીક જાતની નીતિ રહેલી છે. પ્રાચીન કાળના આર્ય લોકોના વિગ્રહ, અને વચલા કાળના રજપૂત લોકોની લડાઇઓ, યુદ્ધ વિષયક નીતિના ઉત્તમ નમુના છે. છેક પ્રાચીન કાળમાં તો 'બળીયાના બે ભાગ', 'મારે એની તલવાર' એજ નીતિ હતી. રીતસરનો વિગ્રહ અને લુંટફાટ એ બેમાં બીલકુલ ફેર નહોતો; અને કંઇ પણ કારણ સિવાય ફક્ત લુંટફાટ કરવાની ખાતરજ પડોશનાં રાજ્યો ઉપર ચઢાઈ કરવાનું કામ નીતિની દૃષ્ટિથી નિંદા અગર ઠપકાને પાત્ર ગણાતું નહિ. જીતાયલા મુલકના લોકોને ગુલામ બનાવી લઈ જવા, જે શહેર ઉપર ઘેરો ઘાલવાની જરૂર પડે, ત્યાંની તમામ વસ્તીની કતલ કરવી, શત્રુનો

મુલક ઉજાડ કરી નાખવો, અને લડાઈમાં પકડાયલા કેદીઓના નિર્દયપણે જીવ લેવા, એ સઘળા લડાઈના સ્વાભાવિક પ્રસંગ ગણાતા. ગ્રીસ અને રોમનાં રાજ્ય જે વખતે સુધારાની પરાકાષ્ઠાએ પહોંચ્યાં હતાં, તે વખતે પણ આવાં કામ ઠપકાપાત્ર ગણાતાં નહિ. ઘણી વખત તો સ્ત્રીઓ અને બાળકો પણ બચવા પામતાં નહિ ! રોમમાં જીતાયલા સરદારને ગુંગળાવીને અગર ભૂખથી રીબાવીને મારી નાખવામાં આવતો. લડાઈમાં પકડાયલા હજારો કેદીઓને જંગલી પ્રાણીઓ સાથે કુસ્તી કરવા માટે સાટમારીના અખાડામાં ઉતરવું પડતું, અને રોમના લોકોને માટે એ ભયંકર અને ત્રાસ જનક દેખાવ આનંદ અને ગમ્મતનું સાધન થઈ પડતો !

તેમ છતાં ઘણા જુના વખતથી યુદ્ધને લગતી નીતિના નિયમો નક્કી થતા આવ્યા છે. રોમ અને ગ્રીસ દેશના નીતિશાસ્ત્રલેખકોએ સામા દેશ ઉપર ચઢાઈ કરવા માટે કયાં કારણ વાજબી ગણાય તેનું પ્રતિપાદન કરેલું છે. યોગ્ય કારણ સિવાય, અથવા તો ફક્ત મુલક વધારવાની ખાતર ઉભા કરવામાં આવેલા વિગ્રહ તરફ તેમણે ભારે નાપસંદગી બતાવેલી છે. કેટલાકે તો એમ પણ જણાવેલું છે કે જેમ બને તેમ પંચ મારફતે તકરારોનો નિકાલ કરી લઈ યુદ્ધના પ્રસંગ ટાળવાની દરેક રાજ્યની ફરજ છે. આ ઉપદેશ જોકે વ્યવહારમાં ઘણી વખત કામમાં આવતો નહિ, તો પણ તેની થોડી ઘણી પણ અસર થયા વગર રહેતી નહિ, લડાઈની શરૂઆત કરતા પહેલાં વિગ્રહનું રીતસરનું જાહેર નામું બહાર પાડવાની જરૂરીઆત ઉપર પણ ઘણો ભાર મૂકવામાં આવતો હતો. વચલા કાળમાં તો યુદ્ધનું માગું મોકલવાનો વહિવટ સર્વ સાધારણ હતો. તેમ છતાં હાલના વખતમાં તો લડાઈનું જાહેર નામું બહાર પાડવાનો વહિવટ લગભગ બંધ પડી ગયા જેવો થયો છે.

લડાઈમાં પકડાયલા કેદીઓ પ્રત્યેની વર્તણુંકમાં પણ ઘણો સુધારો થયો છે. ઘણા કાળ સુધી તો પકડાયલા સિપાઈઓની કતલજ કરવામાં

આવતી હતી. વળી કેટલીક મુદત સુધી તો તેમને ગુલામ બનાવવાનો વહિવટ હતો; પછીથી તેમનો છુટકારો કર્યા બદલ દંડની રકમ લેવાનો રિવાજ પડયો હતો. હાલના વખતમાં તો ચાલતી લડાઇમાં ભાગ નહિ લેવાના સોગન આપીને ઘણા કેદીઓને લડાઇ દરમીયાન છોડવામાં આવે છે; સામ સામી અદલા બદલી કરવાથી ઘણા કેદીઓનો છુટકારો કરવામાં આવે છે. અને બાકીનાને લડાઇ બંધ પડયા પછી છોડી દેવામાં આવે છે. પાછલા સૈકાના છેવટના ભાગમાં મોટાં રાજ્યોની સમજુતી ઉપરથી ઘાયલ થયેલા સિપાઇઓની સારી સારવાર કરવાના, તથા લશ્કરની સાથે દવાખાનાં રાખવાના નિયમો નક્કી થયા છે. પહેલાં બળવાખોરોને, પોતાના સેનાપતિની સામે બંડ ઉઠાવનારા સિપાઇઓને, માલીકની સામે થનારા ગુલામોને, તથા જંગલી લોકોને જીવતા જવા દેવામાં આવતા નહોતા; તેમજ કોઇ કિલ્લાનો બચાવ થઇ શકે એમ રહ્યું ન હોય, તેમ છતાં જે સિપાઇઓ સુલેહની શરતો તુચ્છકારી કાઢીને તે કિલ્લાનો બચાવ કરવાનો દુરાગ્રહ કરી શરણે આવવાની ના પાડે, તેમને પણ ઉગારવામાં આવતા નહોતા; તેમ છતાં છેલ્લાં ત્રણ સૈકાં થયાં આવી સખ્તાઇ તરફ ભારે અણગમો બતાવવામાં આવે છે. લડાઇમાં ભાગ નહિ લેનારી બીજી વસ્તી પ્રત્યે લડાઇ દરમીયાન જે વર્તણુક ચલાવવામાં આવતી હતી, તેમાં પણ ઘણો સુધારો થયો છે. ખાનગી મીલકતનો સ્વચ્છંદપણે નાશ કરવાનો વહિવટ પણ બંધ પડતો જાય છે.

વળી છુપો઼ઘાત કરવાનો વહિવટ અટકાવવાના, ઝેર પાયેલાં હથિયારનો વાપર બંધ પાડવાના, સુલેહના વાવટાનો ખોટો ઉપયોગ નહિ કરવાના, વિગેરે લડાઇ ચલાવવાની પદ્ધતિને લગતા, તથા સુલેહની શરતો નક્કી થયા પછી તેનો ભંગ નહિ કરવાના, તથા બીજી ઘણી બાબતોને લગતા નિયમો પણ નક્કી થયા છે. ૧૮૬૮ ની સાલમાં યુરોપનાં મોટાં રાજ્યોના પ્રતિનિધિઓએ સેંટ પીટર્સબર્ગ ખાતે એકઠા મળીને યુદ્ધમાં ૧૪ ઔંસથી ઓછા વજનની ગોળીઓ નહિ વાપરવાનો, તથા લડાઇના એક

શસ્ત્ર તરીકે શત્રુના મુલકમાં ચેપી રોગ દાખલ કરવાનો વહિવટ બધ પાડવાનો ઠરાવ કર્યો છે. શત્રુને ફસાવવા માટે ખોટી બાતમીઓ આપવી, ટપાલના કાગળો અગર તાર ફોડવા, વર્તમાનપત્રોમાં જૂઠી ખબરો છપાવવી, પોતાના લશ્કરની સંખ્યા, છાવણી અગર હીલચાલોને લગતી ખોટી ખબરો પહોંચાડવા માટે છુપા ભેદુઓ મોકલવા. પોતાનું લશ્કર સંતાડી રાખ્યું હોય, તે જગ્યાએ આવવા માટે શત્રુને લલચાવવાની ખાતર ખોટા વાવટા ચઢાવવા, અનાજ અને પાણીનો આવરો બધ પાડવો, પીવાના પાણીમાં ઝેર સિવાય બીજા કોઇ પદાર્થનો ભેગ કરી તેને ઉપયોગમાં લઇ શકાય નહિ એવું કરી નાખવું, સુરંગો છુપાવી રાખવી, એ વગેરે બીજા કેટલાક ઉપાય કાયદેસર ઠરાવવામાં આવ્યા છે. ભેદુઓ રાખવાનો રિવાજ ચાલતો રાખવામાં આવ્યો છે, પણ જો તે શત્રુના હાથમાં પકડાઇ જાય, તો અપમાન ભરેલી રીતે તેમનો જીવ લેવાની છુટ છે.

યુદ્ધને લગતા બીજા કેટલાક પ્રશ્ન વધારે ગુંચવણ ભરેલા છે. સિપાઇગીરીનો ધંધો સ્વીકારીને પોતાના અંગત અભિપ્રાય મુજબ વર્તવાની સ્વતંત્રતાનો હક છોડી દેવાની પ્રત્યેક મનુષ્યને છુટ છે. પણ એ વર્તન શુદ્ધ નીતિની લાગણીને કેટલું બધું બાધ કર્ત્તા છે તે જુઓ. આપણે આપણા રાજકર્ત્તાઓની નીતિને લગતી સમજ ઉપર એટલો બધો વિશ્વાસ ભાગ્યેજ રાખી શકીએ કે તેઓ જે જે વિગ્રહમાં ઝંપલાવશે, તે બધા જરૂરના અને ન્યાયપુર:સહજ હશે. તેવીજ રીતે કાંઇ પણ આનાકાની કર્યા સિવાય ફક્ત પોતાના ઉપરી અમલદારનો હુકમ થતાં વેંતજ, જેમણે આપણને કોઇ પણ જાતનું નુકસાન કરેલું હોતું નથી, તેમના જાન લેવા તત્પર રહેવાની બાંધણીથી બંધાવું, એ નીતિની દૃષ્ટિથી જોતાં વાસ્તવિક નથી. તેમ છતાં સિપાઇગીરીનો ધંધો સ્વીકાર્યો, એટલે આપણે ઉપરી અમલદારનો હરેક હુકમ ચુપકીથી પાળવા માટે બંધાઇએ છીએ. કારણ કે લશ્કરના સારા વહિવટ અને બંદોબસ્ત માટે આવા પ્રકારનું આજ્ઞાધારીપણું અત્યંત આવશ્યક છે, અને તેના અભાવે લશ્કરની લડાયક શક્તિ

નષ્ટ થઇ જાય છે. જન સમાજના જાન માલના રક્ષણને માટે એવું આજ્ઞાધારીપણું જરૂરનું છે, તેથી સોગન લેવાના વહિવટ મારફતે, તેમજ ધંધાને લગતી આબરૂની સમજ મારફતે એ ફરજનું નિર્વહન કરવામાં આવે છે.

તેમ છતાં તે બંધન પણ સાર્વત્રિક નથી, અને તેમાં ઘણી જાતના અપવાદ રાખવામાં આવ્યા છે, ઘણા પ્રકારની તોડ જોડ કરવામાં આવે છે. જે માણસ પોતાના દેશના લશ્કરમાં દાખલ થાય છે, અને જે માણસ પરદેશી લશ્કરમાં દાખલ થાય છે, તે બેનાં વર્તનની પરીક્ષા જુદાં જુદાં ધોરણથી થાય છે. જો કોઇ માણસ કાંઇ પણ કારણ સિવાય બે ત્રાહિત દેશો વચ્ચેની લડાઇમાં ભાગ લેવા તૈયાર થાય છે, તો આપણને તેની પાસેથી એટલું માગવાનો હક છે કે, તેનું વર્તન ફક્ત સ્વાર્થદષ્ટિ, અગર કીર્તિલોભથી પ્રેરાયલું નથી, પણ પોતે જે પક્ષને મદદ કરવા તૈયાર થયો છે તેના તરફ સામો પક્ષ અન્યાયથી વર્તે છે, એવી ખાત્રીને લીધેજ પ્રેરાયલું છે, નહિ તો તેનું વર્તન ધિક્કારપાત્ર મનાય છે; તેમજ જે પરદેશી લશ્કર પોતાના દેશની સામે વપરાવાનું છે એવા લશ્કરમાં દાખલ થનાર માણસનું વર્તન વધારે ધિક્કાર પાત્ર ગણાય છે.

તેમ છતાં, વળી કેટલેક પ્રસંગે સોગન તોડી લશ્કરી હુકમનો અનાદર કરવાનું કામ વાજબી અને ન્યાયપુર:સર ગણાય છે. આવાં કામ બે વર્ગમાં આવી જાય છે. ઉપરી અમલદારનો ગેરકાયદેસર હુકમ નહિ પાળનાર સિપાઇ ઠપકાને પાત્ર ગણાતો નથી. જબરાઇથી રાજ સત્તા છીનવી લેનાર બળવાખોર સરદાર લશ્કરના સિપાઇઓને પ્રજાના પ્રતિનિધિઓ તથા આગેવાનો સામે હથિઆર વાપરવાનો હુકમ કરે, તો તેવો હુકમ નહિ પાળનારા સિપાઇઓનું કામ કેટલાકના મત પ્રમાણે વાજબી છે એટલુંજ નહિ, પણ પ્રશંસાપાત્ર છે, કારણ કે લશ્કરના માણસો પ્રજાની સ્વતંત્રતાનું રક્ષણ

કરવા બંધાયલા છે; અને બંડખોરના ગેરકાયદેસર હુકમને માન આપવાની તેમને માથે ફરજ નથી. પણ કેટલાકએથી વિરૂદ્ધ મત ધરાવનારા એમ કહે છે કે ઉપરીનો હુકમ કાયદેસર છે કે ગેરકાયદેસર એ તપાસવાનું કામ સિપાઈઓનું નથી, તે જવાબદારી હુકમ આપનારને માથે રહે છે. ખરી હકીકત એવી છે કે આવી બાબતોમાં લશ્કરી અને મુલ્કી કાયદામાં તફાવત હોય છે, અને જે કામ મુલ્કી કાયદાની દૃષ્ટિમાં કર્તવ્ય ગણાય છે, તે બદલ લશ્કરી કાયદામાં શિક્ષા ફરમાવવામાં આવેલી હોય છે.

તેવીજ રીતે લશ્કરી ફરજ ધર્મની ફરજની આડે આવતી હોય, તેવી વખતે પણ હુકમનો અનાદર કરવાનું કામ ક્ષંતવ્ય અને વાજબી ગણાય છે. જે હુકમનું અનુસરણ કરવાથી ધર્મ ભ્રષ્ટ થવાનો સંભવ હોય, તેવા હુકમ માનવાની સિપાઇની ફરજ ગણાતી નથી. ઘણા સિપાઇઓએ એવા હુકમ પ્રમાણે વર્તવાને બદલે પોતાના જીવ ખોવાનું વધારે પસંદ કરેલું સંભળાય છે. ૧૮૫૭ ની સાલનો દેશી સિપાઇઓનો બળવો બે પરસ્પર વિરૂદ્ધ ફરજોની અથડા અથડીનું ખુલ્લું દૃષ્ટાંત છે. દેશી સિપાઇઓની વફાદારી ઉપર અંગ્રેજ અમલદારોનો સંપૂર્ણ વિશ્વાસ હતો, અને તેવા વિશ્વાસને અડગપણે વળગી રહેવાને લીધેજ ઘણા અમલદારોએ પોતાના જીવ ખોયા હતા. આથી કરીને પાછળથી અંગ્રેજ લોકોના ગુસ્સાનો આવેશ અંકુશમાં રહ્યો નહિ, અને દેશી સિપાઇઓની વર્તણુક અત્યંત નિંદ્ય, અને વિશ્વાસઘાતી ગણવામાં આવી.

તેમ છતાં આ આરોપ તદન નાપાયાદાર છે. કેટલાક ખટપટીઆ લોકોએ પોતાના સ્વાર્થ સાધી લેવાની ખાતર દેશી સિપાઇઓને ભરમાવ્યા હતા એ વાત ખરી છે, પણ હાલની તપાસ ઉપરથી ચોકસ રીતે પુરવાર થયું છે કે ચરબીવાળી કારતૂસો વાપરવાનો હુકમ એજ બળવાનું ખરૂં તેમજ બહારનું કારણ હતું. દેશી સિપાઇઓનું માનવું એવું હતું કે દેશી

પલટણોની વપરાશ માટે જે કારતૂસો તૈયાર કરવામાં આવી હતી, તેમના ઉપર ગાય તથા ડુક્કરની ચરબી લગાડવામાં આવી છે. હવે આ કારતૂસ વાપરતાં પહેલાં મોંમાં ઘાલી ખોલવી પડતી હતી, પણ હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે ગાયની ચરબીને સ્પર્શ કરનાર નરકનો અધિકારી થાય છે, અને તેનો આ લોક અને પરલોક બન્ને ભ્રષ્ટ થાય છે, કારણ કે એવા ધર્મભ્રષ્ટ થનારને લોકો નાત બહાર મૂકે છે, અને તેથી તેનો જન્મારો રદ થઇ જાય છે; તેવીજ રીતે મુસલમાની ધર્મમાં પણ ડુક્કરની ચરબીને અડકવાની મના કરવામાં આવેલી છે. તેમ છતાં અંગ્રેજ અમલદારો લશ્કરી હુકમને માન આપવાના બહાના નીચે દેશી સિપાઇઓને આવું ઘોર પાપકર્મ કરવાની ફરજ પાડતા હતા. એટલું તો ખરૂં છે કે આવી અપવિત્ર વસ્તુઓનો બીલકુલ ઉપયોગ કરવામાં આવ્યો નથી, એમ સરકાર તરફથી પ્રતિજ્ઞાપૂર્વક જાહેર કરવામાં આવ્યું હતું. તેમ છતાં સિપાઇઓનું માનવું અંતઃકરણપૂર્વકનું હતું એ પણ નિર્વિવાદ છે; અને હિંદી લશ્કરના સૌથી વડા સેનાધિપતિ જનરલ **એન્સનને** એ કારતૂસો તપાસ્યા પછી એટલું તો કબુલ કરવું પડયું હતું કે કારતૂસોનો દેખાવ એવો હતો કે તેવા પ્રકારની ભુલ થાય એ નવાઇ જેવું નથી. પણ આ કબુલાતમાં પુરેપુરૂં સત્ય આવી જતું નથી. ખરી હકીકત તો એ છે કે સિપાઇઓનું માનવું ખરા પ્રકારનું હતું. લૉર્ડ **રૉબર્ટસના** શબ્દોમાં બોલીએ તો, સરકારી કાગળોના અવલોકન ઉપરથી મી. **ફૉરેસ્ટ** એવા નિર્ણય ઉપર આવ્યો હતો કે કારતૂસો બનાવવામાં ગાય અને ડુક્કરની ચરબીના મિશ્રણનો ઉપયોગ ખરેખર કરવામાં આવ્યો હતો, અને તેમની બનાવટમાં દેશી લોકોની ધર્મ સંબંધી લાગણીની બીલકુલ દરકાર રાખવામાં આવી નહોતી. સિપાઇઓ માનતા હતા તેમ સરકારી અમલદારોએ તેમને વટાળીને ખ્રિસ્તી ધર્મમાં લઈ જવા માટે, અથવા તો નાત જાતનું બંધન તોડી નાખવાના ઇરાદાથી આ પ્રમાણે કર્યું નહોતું; પણ બાજી કોમોના રીત રિવાજ અને આચાર વિચાર સમજવામાં અંગ્રેજ લોકો કેટલું બધું અજ્ઞાન ધરાવે છે, તથા તેમનો

તે લોકો કેટલો બધો અનાદર કરે છે, તેનું આ એક પ્રસિદ્ધ દૃષ્ટાંત છે, પોતાને છોકરવાદી જેવી લાગતી માન્યતાની જડ એટલી બધી ઉંડી ગયેલી હશે, એ વાત તેમના માન્યામાં તથા સમજ્યામાં આવી શકી નહિ; અને તેથી અંગ્રેજી શહેનશાહતનો પાયો હચમચાવી નાખે એવો બળવો ઉભો થવા પામ્યો. કાનપુરના ત્રાસદાયક બનાવોએ એ બળવામાં સમાયલા સૂત્રોનું શાંતપણે તોલન કરવાની અંગ્રેજ લોકોની વિવેકબુદ્ધિનું હરણ કરી લીધું, અને બન્ને પક્ષવાળાએ જંગલી લોકોને છાજે એવું ઘાતકીપણું પ્રદર્શિત કર્યું; પણ એ બનાવો તરફ દૃષ્ટિ કરતી વખતે અંગ્રેજ લેખકોએ શરમની સાથે કબુલ કરવું જોઇએ કે જો કોઇ પણ બળવો બચાવ કરવા જેવો હોય, તો દેશી સિપાઇઓને બળવો કરવા માટે જેવું વાજબી કારણ હતું, તેવું વાજબી કારણ બીજા કોઇ પણ બળવામાં ભાગ્યેજ મળી આવશે.

કોઇ વખત બીજા દેશના લશ્કરમાં દાખલ થયેલા સિપાઇને પોતાના સોગાનને માન આપીને તથા લશ્કરી હુકમને તાબે થઇને પોતાનાજ દેશની સામે લડાઇમાં ઉતરવું પડે છે. તે વખતે જો તે સિપાઈ આસ્ટ્રીયાના લશ્કરમાં દાખલ થયેલા વેનીશના વતની એક સિપાઈની માફક હાથમાં ખાલી બંદુક ઝાલી રાખી પોતાના દેશના લશ્કરની સામે રણસંગ્રામમાં ઉભો રહે અને પોતની બંદુકનો બીલકુલ ઉપયોગ નહીં કરતાં પોતાના દેશના લશ્કર તરફથી આવતા ગોળાને પોતાનો પ્રાણ અર્પણ કરે, તો તે સર્વની અનુકંપાને પાત્ર થાય છે; પણ તેને બદલે જો તે સિપાઇ સ્વદેશાભિમાનને નામે જેનું લુણ ખાધું હોય તે દેશના લશ્કરને વિશ્વાસઘાત કરી તેમનીજ સામે લડવા તૈયાર થાય, તો તે ખરેખરા તિરસ્કારને પાત્ર થાય છે. "

## પ્રકરણ ૬ ઠું.

---

### વકીલાતના ધંધામાં તથા રાજનીતિમાં નૈતિક શિથિલતા.

સિપાહગીરી જેવા એક મોટા અને જરૂરના ધંધામાં શુદ્ધ નીતિમાં કેટલી બધી છુટ મૂકી વર્તવું પડે છે, તે આપણે પાછલા પ્રકરણમાં જોઇ ગયા છીએ. વકીલાતના ધંધામાં પણ તેવી જાતનાં અનેક દૃષ્ટાંત મળી આવશે. સોને સરખો અને વાજબી ઇનસાફ મળે, તેટલા ખાતર કોઇ દાવો ગમે એટલો નબળો હોય, અથવા તો કોઇ ગુન્હેગાર ગમે એટલો દુષ્ટ હોય, નો પણ તેનો બચાવ સારી રીતે થવો જોઇએ; અને તેથી સમાજના હિતની ખાતર આ ફરજ બજાવવા માટે પુરતી રીતે લાયક હોય એવો એક વર્ગ અત્યંત જરૂરનો છે. કજીયાની હકીકતના ગુણદોષ તપાસી નિર્ણય ઉપર આવવું એ ન્યાયાધીશ અને જ્યુરી એટલે પંચનું કામ છે, પણ આ ફરજ બજાવવામાં તેમને સુગમતા કરી આપવા માટે બન્ને પક્ષની દલીલો તેમની સમક્ષ પૂરેપૂરી રજુ થવી જોઇએ. સમાજના હિતની ખાતર આમ થવું જરૂરનું છે. અને તેથી વકીલ અગર ધારાના હિમાયતીઓનો વર્ગ ઘણો ઉપયોગી અને જરૂરનો છે, એની કોઇનાથી ના પાડી શકાય તેમ નથી. જે લોકોને આવી પવિત્ર ફરજ અદા કરવાની હોય છે, તેમના મનમાં પોતાના ધંધાની પ્રતિષ્ઠા અને આબરૂના સંબંધમાં ઘણા ઉંચા વિચાર હોવા જોઇએ; અને તેથી તેમણે પોતાના ધંધાની આબરૂને ધોકો પહોંચે, પોતાના ધંધાને ન છાજે, એવી કોઇ પણ વર્તણુક ચલાવવી જોઇએ નહિ, નહિ તો તેમને હાથે ઘણો અનર્થ થવાનો સંભવ છે. આથી કરીને કેવી વર્તણુક ધંધાને હીણપત લગાડનારી છે, એને લગતું તથા ધંધાના શિષ્ટાચારને લગતું એક ધોરણ મુકરર થયેલું છે; અને તેનાથી વિરૂદ્ધનું વર્તન રાખનારો વકીલ આબરૂદાર વર્ગના સહવાસને યોગ્ય ગણાતો નથી, એટલુંજ નહિ, પણ તે લોકોના તિરસ્કારને પાત્ર થાય છે. દૃષ્ટાંત તરીકે

પોતાના અસીલના લાભમાં ફેંસલો મેળવવાના હેતુથી ખોટી હકીકત જાહેર કરવી, અથવા તો ખરી હકીકત ખોટા સ્વરૂપમાં રજુ કરવી, કાયદાનો અ-ગર ફેંસલાનો અર્થ ખોટો કરવો, દસ્તાવેજના લખાણના ફકરા ખોટી રીતે જાહેર કરવા, દાવાની હકીકતના સંબંધમાં પોતાનો અંગત અભિપ્રાય ભાર દઇને જણાવવો, એવી અનેક યુક્તિઓ તરફ નાપસંદગીની લાગણી બતા-વવામાં આવે છે. આબરૂદાર અને પ્રમાણિક વકીલો કેટલાક ખોટા કજીઆ પહેલેથીજ હાથમાં ઝાલતા નથી, અને કોઇ કોઇ વખત તો દાવાની ચો-કસી દરમીયાન પણ લીધેલો કેસ ખોટો માલમ પડે, તો તે વખતથી તેઓ તેની સાથેનો પોતાનો સંબંધ તોડી નાખવાની પોતાની ફરજ સમજે છે.

આ પ્રમાણે આ ધંધો જોકે ઉપયોગી અને માનપ્રદ છે, તેમ છતાં તેની કાળી બાજુ પણ છે; તેને લગતો કેટલોક વહિવટ શુદ્ધ નીતિથી ઘણો વેગળો હોય છે. વકતૃત્વ કલામાં પ્રવીણ થયેલો વકીલ ચોકસ હદમાં રહીનેજ પોતાના પક્ષની હકીકત અને દલીલો નિષ્પક્ષપાતપણે રજુ કરશે એમ ધારવું ભૂલ ભરેલું છે. પોતાનો કેસ ખોટો છે, એમ તે ચોકસ રીતે માનતો હશે, તેમ છતાં પણ તે ખરો છે, એવું ન્યાયાધીશના મન ઉપર ઠસાવવા માટે તે પોતાનું સઘળું કૌવત ખરચી નાખશે, પોતાની સઘળી શકિતઓનો ઉપયોગ કરશે; તે પોતાના અંતઃકરણમાં હશે તેથી વધારે લાગણી પ્રદર્શિત કરવાનો ઢોંગ કરશે; જે બાબતના સંબંધમાં પોતાની ખાત્રી નહિ થઇ હશે, તે બાબત પણ ખાત્રી ભરેલી રીતે જણાવવાની તે કોશીશ કરશે; પોતાના પ્રતિપક્ષીની ભૂલ અગર કસુરનો તે યુકિતપૂર્વક લાભ લઇ લેશે; પોતાના પક્ષને નુકશાન કરે એવો પુરાવો દાખલ થતો અટકાવવા માટે તે કાયદાની પ્રત્યેક બારીકીનો આશ્રય લેશે; વિરૂદ્ધ પક્ષની હકીકતની અસર ઓછી કરી નાખવા માટે, તથા કેસ ગુંચવણ ભરેલો બનાવવા માટે, તેમજ સામી બાજુના સાહેદ ભરોસો રાખવા લાયક નથી એવું બતાવી આપવા માટે, તે સખ્ત ઉલટ તપાસનો ઉપયોગ કરશે. પોતાના અસીલના હિતની ખાતર તે ન્યાયાધીશની દયા, અનુકંપા, ગુસ્સો,

તિરસ્કાર, અનુરાગ, વિગેરે જુદી જુદી જાતની જરૂર મુજબની લાગણીઓ ઉશ્કેરવા માટે તે હરેક યુક્તિ અજમાવશે; અને એકંદર રીતે તેટલો વખત તો તે પોતાના કામની સાથે એટલો બધો એકરૂપ થઇ જશે કે એમાં જીત મેળવવી એને તે પોતાના હિતનો મુખ્ય વિષય ગણશે: અને જો પોતાના યુક્તિપૂર્વક અને છટાદાર ભાષણની મદદથી તે ખરા અપરાધીને છોડાવવામાં તથા પુરાવાથી વિરૂદ્ધનો ફેંસલો મેળવવામાં ફતેહમંદ ઉત-રશે, તો તેને આનંદનો ઉભરો આવ્યા વગર રહેશે નહિ.

જે ધંધાનું સ્વરૂપ પરિણામે આવું થવાનો સંભવ છે, તેમાં જોડાતી વખતે સારા માણસોના જીવને સંકોચ થાય એમાં બિલકુલ નવાઇ નથી. ધોળું એ કાળું છે, અથવા કાળું એ ધોળું છે, એ બેમાંથી જેવું શાબીત કરી બતાવવા માટે પૈસા મળ્યા હોય, તે દલીલોની વિપુલ રેલછેલ મારફતે શાબીત કરી બતાવવાનું શિક્ષણ જેમને નાનપણથી આપવામાં આવે છે, તેઓ વકીલ કહેવાય છે, એવી સ્વિફ્ટે વકીલની વ્યાખ્યા આપેલી છે. ડાકટર આર્નોલ્ડે પણ આ ધંધા તરફ નાપસંદગીની, અને કેટલેક અંશે તિરસ્કારની લાગણી બતાવેલી છે: કારણ કે 'તેને અંગે ખોટા અને ખરાનો વિવેકરહિતપણે બચાવ કરવો પડે છે, અને ઘણી વખત જાણી બુજીને ખરી વાત છુપાવી રાખવી પડે છે; આથી કરીને લોકોની નીતિમાં બિગાડ થાય છે.' ઇંગ્લાંડમાં મંજુર રાખવામાં આવેલા વકીલાતના ધંધાને લગતા નિયમોનું વિવેચન કરતી વખતે મૅકૉલેએ પુછેલું છે કે 'અમુક વાત ખરી છે, એમ આપણે ખાત્રીપૂર્વક માનતા હોઇએ એટલુંજ નહિ, પણ જાણતા પણ હોઇએ, તેમ છતાં વાક્ચાતુર્ય તથા છલ વાપરીને, પ્રતિજ્ઞાપૂર્વક દૃઢોક્તિ વાપરીને, ક્રોધયુક્ત આક્ષેપ કરીને, એક <u>પ્રમાણિક</u> સાહેદને ધમકાવીને, બીજાને ગુચવીને, અને ત્રીજાને ફોસલાવીને, એમ અનેક યુક્તિઓ વાપરીને, એ વાત ખોટી છે, એમ ન્યાયાધીશ પાસે મનાવવા પ્રયત્ન કરવો એ શું ઘટિત છે?' કોઈ સાહેદ <u>પ્રમાણિકપણે</u> સાચું બોલતો હોય, પણ તે પોતાની વિરૂદ્ધનો હોવાથી, તેની સખ્ત ઉલટ તપાસ કરવાની

'બાહુતી,' અને પૈસાના ગુલામ જેવા વકીલોની હમેશની રીત **બેન્થામે** સખ્ત શબ્દોમાં વખોડી કાઢી છે અને તેણે જણાવ્યું છે વકીલ વર્ગની નીતિ પ્રચલિત નીતિ કરતાં જુદા પ્રકારની છે, અને તે સાચવટ અને ન્યાય ઉપરના લોકોના ભાવમાં ઘટાડો કરે છે. બીજી બાજુએ **પાલીએ** એમ જણાવ્યું છે કે વકીલ પોતાના અસીલનો દાવો સાચો છે, એમ જણાવે, તેથી તે જૂઠું બોલે છે, એમ કહેવાય નહિ; કારણ કે તેથી કોઇ છેતરાતું નથી. ડાક્ટર **જોન્સન** પણ એ ધંધાની તરફેણમાં છે. તેણે **બોસ્વેલને** સલાહ આપી છે કે, તમારે ખોટો અભિપ્રાય આપીને તમારા અસીલને છેતરવો જોઇએ નહિ; તેમજ ન્યાયાધીશને પણ તમારે જુઠી હકીકત જાહેર કરવી જોઇએ નહિ. પણ જો કેસ તમને જુઠો લાગતો હોય, તે લેવામાં તમારે સંકોચ માનવો જોઇએ નહિ: કારણ કે ન્યાયાધીશનો ફેંસલો મળતા સુધી અમુક હકીકત ખોટી છે, એમ તમે ખાત્રી પૂર્વક જાણતા નથી. જો દલીલથી તમારી ખાત્રી ના થતી હોય, તે કદાચ ન્યાયાધીશને ગળે ઉતરી જાય અને જો તેની ખાત્રી થાય તો પછી તેનું માનવું ખરૂં છે, અને તમારૂં ધારવું ખોટું છે. દરેક માણુસ જાણે છે કે અસીલને માટે ઉત્સાહ અને લાગણી બતાવવા માટે તમને પૈસા મળેલા છે, અને તેથી ગમે તેવી લાગણી બતાવો તેમાં કાંઇ ખોટું નથી, એ કાંઇ ઢોંગ કહેવાય નહિ.' **બેસિલ મોન્ટેગ્યુએ** એમ પ્રતિપાદન કરેલું છે કે વકીલો ન્યાયના કામને મદદ કરનારા અમલદારો છે, અને તેઓ એવી ખાત્રીથી કામ કરતા હોય છેકે જો સમર્થ માણુસો બે સામસામી બાજુઓની દલીલો તારવી કાઢે, તો તેથી કજીયાની ગુંચવણ ઓછી થાય છે, અને સત્ય શોધી કાઢવાનું કામ સુગમ થઇ શકે છે. એકંદર રીતે જોતાં વકીલ એ સત્ય શોધી કાઢવાના યંત્રનું એક આવશ્યક અંગ છે, તેથી જો તે પ્રસંગોપાત ખોટા દાવાના બચાવમાં ઉભો રહે તો પણ તેમાં એકંદર રીતે હરકત નથી.

તેમ છતાં એટલું તો સ્પષ્ટ છે કે આ ધંધામાં શુદ્ધ નતિમાં શિથિલ થવાનું બહોળું ક્ષેત્ર છે; અને ખરા ખોટાના સંબંધમાં જે જુદાં જુદાં

ધોરણ પસંદ કરવામાં આવ્યાં છે, તે એક બીજાથી ઘણાં ભિન્ન છે. દૃષ્ટાંત તરીકે, જે દાવો ખોટો છે એમ વકીલ પોતે જાણતો હોય, તેના બચાવમાં ઉભો રહેવામાં તે કેટલે દરજ્જે વાજબી ગણાય ? કેટલાક જુના કાયદામાં તો પોતાને જે દાવો ખોટો લાગતો હોય અગર પાછળથી ખોટો માલમ પડી આવે, તેના બચાવમાં નહિ ઉભા રહેવાના સોગન લેવાની વકીલોના ઉપર ફરજ નાંખવામાં આવતી હતી. સર ટૉમસ એકિવનસે તો ચોકસ રીતે એવું પ્રતિપાદન કરેલું છે કે જે વકીલ ખોટા કેસમાં ઉભો રહે છે, તે મોટું પાપ કરે છે. કારણ કે વકીલ જે કામ હાથમાં લે છે, તેને તે ખુલ્લી રીતે મદદ કરે છે, અને ખોટા કામમાં સામેલ રહેવામાં પાપ છે. કેટલાક એમ પ્રતિપાદન કરે છે કે તહોમતદાર ગુન્હેગાર છે એમ જાણવા છતાં, તેના અપરાધનું સ્વરૂપ હલકું બનાવવા માટે સંબંધ ધરાવનારી વિગતો બહાર લાવવાની ખાતર તેનો બચાવ કરવા તૈયાર થવું એમાં કાંઇ ખોટું નથી; પણ અમુક દાવો ખરો અને સાચો છે, એવી તપાસ આખરે ખાત્રી થયા સિવાય વકીલે કોઇ પણ દાવાની દાવો હાથમાં લેવો જોઇએ નહિ. અમુક દાવો ખોટો છે, એમ ખાત્રી પૂર્વક માનવા તથા જાણવા છતાં, તેના સમર્થનમાં ઉભા રહેવામાં પાપ છે; અને જો તેના વર્તનથી સામા પક્ષને નુકશાન થાય તો તે ભરી આપવા વકીલ બંધાયલો છે; તેવીજ રીતે કોઇ કેસ ખરો છે એમ માની હાથમાં લીધેલો કેસ જો પાછળથી ચોકસી દરમીયાન ખોટો જણાઇ આવે, તો વકીલે દાવાની તકરાર છોડી દેવા માટે પોતાના અસીલને સમજાવવો જોઇએ, અને જો તે ન માને તો પોતે તે દાવા સાથેનો સંબંધ તોડી નાખવો જોઇએ, પણ તેમ કરતી વખતે તેણે સામા પક્ષને પોતાના નિર્ણય સંબંધી માહીતિ આપવી નહિ; દાવાની ચોકસી દરમીયાન તેણે પોતાના પાડોશીની •આગલી પાછલી ઉથામવી નહિ, અથવા દાવાના ગુણ દોષની સાથે બીલકુલ સંબંધ નહિ ધરાવનારાં એવાં સામા પક્ષનાં અપકૃત્ય પ્રકાશમાં લાવીને ન્યાયાધીશનું મન ભંભેરવાની કોશીશ કરવી નહિ.

જે દાવાના ખરા પણા વિષે પોતાની ખાત્રી ન થાય એવા કેસ હાથમાં નહિ લેનારા વકીલો નથી હોતા એમ નથી, પણ તેમની સંખ્યા ઘણી નાની છે. તેમ છતાં ઘણી વખત એમ પણ બને છે કે ઉપલક દૃષ્ટિથી જોતાં જે કેસ ખોટા અને નાપાયાદાર જણાતા હોય છે, તે વાસ્તવિક રીતે ખરા અને મજબૂત હોય છે આથી કરીને જે કેસમાં ઉઘાડો અન્યાય થવાનો સંભવ ઘણો હોય છે, તે સિવાયના બીજા કેસો લેવામાં ઇંગ્લાંડના વકીલો સાધારણ રીતે સંકોચ માનતા નથી; તેમજ એક વખત હાથમાં લીધેલો કેસ અધવચ છોડી દેવાનો વહિવટ પણ તેમને પસંદ નથી, કારણ કે તેથી પક્ષકારને ઘણું નુકશાન થવાનો સંભવ છે. તેમનું કહેવું એવું છે કે આવો રીતનું વર્તન રાખવાથી ન્યાયના કામને એકંદર રીતે ઉત્તેજન મળે છે.

ફોજદારી કેસોમાં સરકારી વકીલની અને તહોમતદારના વકીલની ફરજોમાં ભેદ સ્વીકારવામાં આવેલો છે. શિષ્ટાચાર એવો છે કે સરકારી વકીલે તો ફક્ત સત્ય શોધી કાઢવાનીજ ધારણા રાખવાની છે; તેણે કોઇ મુદ્દો તાણી તુસીને તહોમતદારની વિરૂધ શાબીત કરવા કોશીશ કરવી જોઇતી નથી, તેવીજ રીતે તેના લાભની હોય એવી એક પણ વિગત છુપાવી રાખવી નહિ. બચાવ તરફના વકીલને માથે આવા પ્રકારનું બંધન ગણવામાં આવતું નથી. પોતાને ખોટી લાગતી હોય એવી દલીલો રજુ કરવાની, તેમજ કાયદાની બારીકીનો લાભ લઇ પોતાના અસીલની વિરૂદ્ધ જતી હોય, એવી હકીકત છુપાવી રાખવાની, તથા દાખલ થતી અટકાવવાની તેને છુટ છે; અને ચોકસ હદમાં રહી હરેક યુકિત વડે તહોમતદારને છોડાવવાની કોશીશ કરવી, એ તેની મુખ્ય ફરજ ગણાય છે. તેમ છતાં **કેરોલાઇન** રાણીના બચાવના ભાષણમાં **લૉર્ડ બ્રુહામે** તહોમતદારના વકીલની ફરજોના સંબંધમાં જે અતિશયોક્તિ ભરેલા, અને શાણુપણની હદ ઓળંગી જવા જેવા વિચાર પ્રસિદ્ધ કરેલા છે, તે કોઇ પણ રીતે પસંદ કરવા જેવા નથી. ' પોતાના અસીલની તરફ વકીલને જે પવિત્ર ફરજ બ-

જાવવાનો હોય છે, તેને અંગે તે ફક્ત એકજ માણસને ઓળખે છે. અને તે એક માણસ તેનો અસીલ છે. તે અસીલને હરેક હીકમત વાપરી બચાવવો, બીજાઓને તેમજ પોતાને ગમે તેટલું નુકસાન થતું હોય તો પણ તેનો બચાવ કરવો, એ તેની મોટામાં મોટી અને ચોખ્ખી ફરજ છે; તે ફરજ અદા કરવામાં બીજાના ઉપર જે સંકટ, જોખમ, ત્રાસ અને નુકસાનના પ્રસંગ ઉપસ્થિત થવા પામે તેની પણ તેણે પરવા કરી જોઇતી નથી. વધારામાં પોતાના અસીલના હિતની ખાતર કમનસીબે જો તેને માથે પોતાના દેશને ગુંચવણમાં ઉતારવાની ફરજ આવી પડે, તો તેવે વખતે તેણે સ્વદેશાભિમાનની લાગણીને પણ અંજલી આપી દેવી, અને પરિણામની દરકાર કર્યા વગર કર્તવ્યના માર્ગમાં આગળ વધ્યા જવું.'

ઘણા ધારાશાસ્ત્રીઓએ આ અભિપ્રાય સાથે પોતાનું મળતાપણું નથી એમ જાહેર કર્યું છે; પણ જુદા જુદા દેશના, અને જુદા જુદા કાળના વકીલોના આ ધંધાને લગતા વિચારમાં તેમજ વ્યવહારમાં ઘણો તફાવત છે. દૃષ્ટાંત તરીકે ઉલટતપાસમાં પ્રમાણિક પણ બીકણ સાહેદને કેટલે દરજ્જે ગુંચવી તથા ધમકાવી શકાય; જે વાત સાક્ષીદાર સાચેસાચી કહી દેતો હોય, અથવા તો જે વાત છુપાવવામાં અગર ખોટી રીતે જણાવવામાં તેનું કંઇ પણ હિત રહેલું ન હોય, તે વાતના સંબંધમાં પણ એ સાહેદ ભરોંસો રાખવા લાયક નથી, એમ બતાવવા માટે, કેસની સાથે બીલકુલ સંબંધ નહી ધરાવનારી એવી તેની એક ગદ્ધાપચીસીની-ઉછરતી જુવાનીની ભૂલ-પ્રકાશમાં લાવવાનું કામ કેટલે દરજ્જે વાજબી ગણાય; અથવા તો તેવા પ્રકારની ઉલટતપાસ ચલાવવાનો વહિવટ રાખી જે સાહેદોની પાછલી જીંદગી-કલંકિત થયેલી હોય, તેવા સાહેદોને કોર્ટની સમક્ષ જુબાની આપવા આવતા અટકાવવાનું કામ કેટલી રીતે વાજબી ગણાય; વાજબી ઇનસાફ થતો હોય તેવી વખતે કાયદાની બારીકીઓ આગળ ધરી ઇનસાફ ઉંધો વાળવાનો વહિવટ કેટલે દરજ્જે વાજબી ગણાય; એ બધા પ્રશ્ન ગુંચવણ ભરેલા છે, અને તેમના સંબંધમાં ચોક્કસ નિયમ બાંધવાનું કામ મુશ્કેલ

છે. તેમ છતા એટલું તો સ્પષ્ટ છે કે ઉપરના બધા વહિવટ શુદ્ધ નીતિથી ઘણા વેગળા છે, અને નિખાલસ હૃદયના વકીલો તો કબુલ કરશેજ કે ધંધાને અંગે એવી વર્તણુક રાખ્યા સિવાય છુટકો થતો નથી. પ્રમાણિક અને અપ્રમાણિક વકીલોની વચ્ચેનો તફાવત તો દેખાઇ આવે એવો હોય છે: તેમ છતાં પ્રમાણિક વકીલોને પણ કેટલીક બાબતોમાં તો એવું વર્તન રાખવું પડે છે કે જે બહારના માણસોની નીતિની દૃષ્ટિને અયોગ્ય અને સંકોચકારક લાગે છે; અને તેવા વર્તનનો બચાવ ફક્ત એટલોજ હોય છે, કે ન્યાય ખાતાનો વહિવટ બરાબર રીતે ચલાવવા માટે એ ધંધો અને એવાં વર્તન આવશ્યક છે, અને તે આખર ઉપર જનસમાજનું હિત સાધ્યા વગર રહેતાં નથી.

આ પ્રકારની વિચારણા દુનિયાદારીના બીજા વિભાગને પણ લાગુ પડે છે. રાજતંત્રમાં તેની ખાસ જરૂર પડે છે. સ્વતંત્ર રાજ્યોમાં રાજવહિવટ ચલાવવાની સૌથી સરસ પદ્ધતિ પક્ષાપક્ષની રાજનીતિ છે; પણ આ પદ્ધતિ મારફતે રાજતંત્ર ચલાવવુંજ હોય, તો શુદ્ધ નીતિને વળગી રહેવાનુ પાલવે એમ નથી; ઘણી વખત વ્યક્તિગત સ્વાતંત્ર્ય અને અભિપ્રાયનો ભોગ આપ્યા સિવાય છુટકો થતો નથી. પોતાના દેશના કલ્યાણને માટે અમુકપક્ષે સ્વીકારેલી રાજનીતિ વધારે સારી છે, એવી ખાત્રી થવાથી સારો માણસ એકપક્ષ પસંદ કરી તેમાં જોડાશે. ખાસ મહત્ત્વના પ્રસંગે તે પોતાના સ્વતંત્ર અભિપ્રાયને વળગી રહી પોતાના પક્ષથી વિરૂદ્ધ પડશે; પણ એકંદર રીતે તો જો કે પોતાનો પક્ષ કેટલેક અંશે પોતાના અભિપ્રાયથી વિરૂદ્ધ માર્ગનું અનુસરણ કરતો હશે, તો પણ ઘણે ભાગે તે તેની સાથે મળીનેજ ચાલશે.

આમની સભાના દરેક સભાસદને તરત સમજાશે કે જો દરેક સભાસદ પોતાના સ્વતંત્ર અંગત અભિપ્રાય મુજબ વર્તવાની હઠ લઇ બેસે તો રાજતંત્રનું ચક્ર ખડી પડ્યા વગર રહે નહી. કારણ કે દરેક ગુંચવણ ભરેલા સવાલના સંબંધમાં ઘણા માણસોના સ્વતંત્ર અભિપ્રાય એક સરખા

આવે એ સંભવિત નથી. **पण्डे पण्डे मतिर्भिन्ना** પ્રત્યેક મગજનો અભિપ્રાય જુદો જુદો હોય છે. હવે પાર્લામેન્ટના બંધારણની જેને માહિતી હશે, તેને ખબર હશે કે આમની સભા લોકોએ ચુંટી કાઢેલા પ્રતિનિધિઓની બનેલી હોય છે. એ સભામાં મુખ્યત્વે કરીને બે પક્ષ હોય છે; અને જે પક્ષના સભાસદોની સંખ્યા વધારે હોય છે, તે પક્ષના આગેવાનો રાજવહિવટ ચલાવે છે. પાર્લામેન્ટનું દરેક કામકાજ વધુમતે ચાલે છે, તેમાં સરકારી પક્ષના સભાસદોની સંખ્યા વધારે હોવાથી પ્રધાનમંડળ દરેક દરખાસ્ત પસાર કરાવી શકે છે. પણ જો બધા સભાસદો પોતપોતાના સ્વતંત્ર અભિપ્રાય મુજબ વર્તવાનું પસંદ કરે, તો ઘણી વખત એમ બને કે પ્રધાનમંડળની તરફેણમાં પૂરતા મત પડે નહી અને તેથી તેમને રાજીનામું આપવું પડે. ત્યાર પછી સામો પક્ષ પ્રધાનપદ ઉપર આવે, પણ જો તેમના વહિવટ વખતે પણ દરેક સભાસદ પોતપોતાના સ્વતંત્ર અભિપ્રાય મુજબ ચાલે, તો તેમનાથી પણ કાંઇ કામકાજ થઇ શકે નહિ, અને આખરે રાજતંત્ર ખડી બેસે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે જો પક્ષાપક્ષની પદ્ધિત મારફતે રાજવહિવટ ચલાવવોજ હોય, તો પ્રધાનમંડળના તેમજ પાર્લામેન્ટના સભાસદોએ કેટલીક રીતે છુટછાટ મુકીનેજ ચાલવું જોઇએ. આ વહિવટના સાફલ્યને માટે પ્રધાનમંડળને તેમના પક્ષના સભાસદો તરફથી કાયમનો, અને વ્યવસ્થિત ટેકો મળતો રહેવો જોઇએ, અને જો દરેક સભાસદ પોતપોતાના પક્ષની તરફેણમાં મત આપવા તૈયાર રહે તોજ આમ બની શકે. કેટલીક વખત તો પોતાના પક્ષના જે પગલાને તે ગેરવાજબી ધારતો હોય છે, તેને પણ ટેકો આપવાની તેને ફરજ પડે છે, કેમકે જો તે તેમ ના કરે, અને વિરૂદ્ધ પક્ષની તરફેણમાં વધારે મત પડે, તો તેથી રાજવહિવટ સામા પક્ષના હાથમાં જાય, એ તેને વધારે હાનિકારક લાગે છે; તેજ પ્રમાણે એવું પરિણામ આવતું અટકાવવા માટે કેટલીક વખત સામા પક્ષની કોઇ દરખાસ્ત પોતાને વાજબી લાગતી હોય તેમ છતાં તેની વિરૂદ્ધ મત આપવો પડે છે. તેમ છતાં જો તે પ્રમાણિક માણસ હશે, તો તે પોતાના પક્ષના ગુલામ

તરીકે તો નહિ વર્તેજ. કેટલીક વખત જે પ્રશ્ન ઉપસ્થિત થાય છે, તે એને એટલા બધા મહત્ત્વના લાગે છે કે, તેવી વખતે તે પોતાના પક્ષથી છુટો પડી તે પ્રશ્નને લગતી દરખાસ્ત પસાર કરાવવા અગર રદ કરાવવા પોતાનાથી બનશે તેટલી કોશીશ કરશે. ઘણી વખત તો તે એકે તરફ મત નહીં આપે, અથવા તો પોતાના પક્ષેથી વિરૂદ્ધ મત આપશે; પણ જો તેને એવી ખાત્રી હશે કે આવું પગલું ભરવાથી ફકત પોતાના તરફનો વાંધો છે એટલુંજ જાહેર થશે, અને કાંઇ નવી રાજકીય ગુંચવણ ઉભી નહિ થાય, તોજ તે તેમ કરશે. સરકારી પક્ષની અંદર ઘણા સવાલોના સંબંધમાં વિરૂદ્ધ મત ધરાવનારો એક નાનો પક્ષ હમેશાં હોય છેજ. પણ તે પક્ષનું વર્તન પ્રત્યેક ઉપસ્થિત થયેલા સવાલના ગુણદોષની વિચારણાથી ભિન્ન એવા કોઇ બીજાજ હેતુને અનુલક્ષીને રાખવામાં આવેલું હોય છે. પોતાના અભિપ્રાયથી વિરૂદ્ધની હોય એવી દરેક દરખાસ્તના સંબંધમાં મત આપતી વખતે તેઓ પોતાના પક્ષની વિરૂદ્ધજ પડે છે, એમ બનતું નથી કેટલીક વખત તેઓ અમુક દરખાસ્ત દાખલ થતી અટકાવવા માટે ખાનગીમાં દબાણ કરી જોશે, પણ તેવી દરખાસ્ત એકવાર દાખલ થઇ એટલે તેને ટેકો આપવાની, અથવા તો આખરે તેની વિરૂદ્ધનો અભિપ્રાય તો નહિજ દર્શાવવાની તેઓ પોતાની ફરજ સમજશે. કેટલીક વખત જો તેમને ખાત્રી પડશે કે તે દરખાસ્તની તરફેણમાં એટલા બધા મત પડવાના છે કે તે પસાર થયા વગર રહેનાર નથી, તો તેમને તેની વિરૂદ્ધ મત આપવામાં, અથવા તો એકે બાજુએ મત નહિ આપવામાં હરકત લાગશે નહિ. મતલબ કે તેમની વિરૂદ્ધતાના સ્વરૂપનો આધાર પ્રધાનમંડળની મજબુતી અગર નબળાઇ ઉપર; વધુ મતની સંખ્યા ઉપર; પ્રધાન મંડળ બદલાવાથી દેશની સામાન્ય રાજનીતિમાં થવાના ફેરફારના પ્રમાણ ઉપર; અને હાથમાં લીધેલી દરખાસ્ત હમેશને માટે માંડી વળાવાના, અગર ખીજી વાર વધારે સુધરેલા સ્વરૂપમાં દાખલ થવાના સંભવ ઉપર, વધારે અવલંબેલો હોય છે. પ્રમાણ અને પરિણામ ઉપર તેમની દૃષ્ટિ વધારે

ચોંટેલી રહેશે; અર્થાત્ અમુક દરખાસ્ત સામેની વિરૂદ્ધતા તેના અંગત ગુણ દોષની વિચારણા ઉપરજ રહેતી નથી, પણ બીજાં ભિન્ન ભિન્ન ધોરણ ઉપર રહેલી હોય છે.

તેવીજ રીતે ઘણી વખત એમ પણ બને છે કે જે સવાલની સામે મજબૂત વિરૂદ્ધતા ઉભી થયેલી હોય છે, તે સવાલ ચર્ચાતો અટકાવવાના હેતુથી, જે બીજા સવાલની સામે બીલકુલ વિરૂદ્ધતા હોતી નથી, તેના ઉપરની ચર્ચા જરૂર કરતાં વધારે મુદ્દત સુધી લંબાવવામાં આવે છે. દરખાસ્તો સામેની વિરૂદ્ધતા વિરૂદ્ધ મત મારફતે દર્શાવી શકાય છે એટલુંજ નહિ, પણ ઘણી વખત કામકાજમાં જાણીબુજીને અડચણો ઉભી કરીને, લાંબાં લાંબાં ભાષણોમાં વખત ગાળીને, સંખ્યાબંધ સુધારા દાખલ કરીને, તથા એવી એવી અનેક યુક્તિઓ મારફતે પણ તેવી નાપસંદગી વધારે અસરકારક રીતે પ્રદર્શિત કરવામાં આવે છે.

પક્ષાપક્ષની રાજનીતિના તંત્રની રચના આ પ્રમાણે વિચિત્ર અને જરૂરની છે, પણ તે સાર્વજનિક કર્તવ્યની શુદ્ધ અને ઉંચી લાગણીને પ્રતિકૂળ છે, એમ સમજવું નહિ; અને જો એવી લાગણીને અન્ય સર્વ વિચારણા ઉપર પ્રાધાન્ય આપવામાં આવે નહિ, તો રાજકીય જીવનની અવનતિ થયા સિવાય રહેતી નથી. રાજકીય પ્રવૃત્તિમાં ભાગ લેનાર દરેક માણસે લોકહિતને અગ્રસ્થાન આપવું જોઇએ; જનસમાજનું હિત વધારે કેવી રીતે સધાવાનું છે, એ ધોરણ ઉપર તેણે પોતાની પ્રવૃત્તિનો આધાર રાખવો જોઇએ. તોપણ એટલું તો સ્પષ્ટ છે કે પાર્લામેન્ટમાં દાખલ થયેલા દરેક સભાસદને શુદ્ધ અને સાચી નિષ્ઠાવાળા માણસના અંતઃકરણને સંકોચ થાય, એવાં ઘણાં કામ કરવાં પડે છે. પાર્લામેન્ટના સભાસદને ઘણી વખત પોતાનું અંતઃકરણ કબુલ ન રાખે એવા માર્ગ ઉપર ચાલવું પડે છે—પોતાને વાજબી લાગે એવી દરખાસ્તની સામે પડવું પડે છે, અને પોતાને ગેર વાજબી લાગે એવા પગલાને ટેકો આપવો પડે છે; ખોટાં બહાનાં તરીકે

ઉભી કરેલી ઢીલો તરફ આંખ આડા કાન કરવા પડે છે. એ બધું વર્તન શુદ્ધનીતિથી કેટલું બધું વેગળું છે તે સમજાય એવું છે.

સભાસદ અને તેને ચુંટી કાઢનાર મત મંડળ એ બેની વચ્ચેના સંબંધ ઉપરથી પણ નીતિની દૃષ્ટિએ જોતાં ઘણા ગુંચવણ ભરેલા પ્રસંગ ઉપસ્થિત થાય છે. જે વખતે પાર્લામેન્ટની બેઠકો વેચવાનો અને ખરીદવાનો વહીવટ હતો, તે વખતે ઝાઝી અડચણો ઉભી થતી નહિ, કારણ કે બેઠક ખરીદ કરીને પાર્લામેન્ટમાં દાખલ થનાર સભાસદ પોતાના ખાનગી અભિપ્રાય મુજબ વર્તવા સ્વતંત્ર રહેતો. પણ હાલની રાજ્યવ્યવસ્થાને લીધે સ્વતંત્ર અભિપ્રાય મુજબ વર્તવાના હકની મર્યાદા ઘણી સંકુચિત થઇ ગઇ છે. ઘણી વખત તો અમુક સવાલોના સંબંધમાં અમુક માર્ગ ગ્રહણ કરવાનું વચન આપી બંધાનાર સભાસદજ પાર્લામેન્ટમાં દાખલ થવા પામે છે; અને તેથી પ્રત્યેક પ્રસંગે અમુક પ્રકારનું વલણ પકડવાનું તેના ઉપર મત મંડળનું દબાણ રહે છે. ચુંટણી પહેલાં દરેક સભાસદને કેટલાંક મોટાં મોટાં અને સામાન્ય પ્રકારનાં વચન આપવાં પડે છે. ઘણી વખત તો અમુક કોમ અગર વર્ગનું હિત સાચવનારા પ્રતિનિધિ તરીકે તેને પાર્લામેન્ટમાં મોકલવામાં આવેલો હોય છે. તેથી તેને અમુક પ્રકારની રાજનીતિ અખ્તયાર કરવાની બાંધણી કરી આપવી પડે છે. તેને સરકારી પક્ષના મદદગાર તરીકે અથવા તો સામાવાળીયા તરીકે ચુંટી કાઢવામાં આવેલો હોય છે. તેમ છતાં ઘણી વખત એમ બને છે કે કોઇ ચોક્કસ સવાલના સંબંધમાં તે પોતાની ચુંટણી કરનારાઓનાથી વિરૂદ્ધનો અભિપ્રાય ધરાવતો હોય છે, અને તેવું જાણવા છતાં પણ તેને ચુંટી કાઢવામાં આવેલો હોય છે, વળી પાર્લામેન્ટના વહીવટ દરમીયાન પણ ઘણા નવા સવાલ અણધારી રીતે ઉભા થવા પામે છે. કેટલીક વખત પાછળથી એવા રાજકીય ફેરફાર થઇ જાય છે કે ચુંટણી વખતે જે સવાલ ઓછી અગત્યના અગર જરૂર વગરના ગણવામાં આવેલા હોય છે, તે મોટા મહત્વના થઇ પડે છે. ઘણી વખત એમ બને છે કે આવા સવાલોના

સંબંધમાં તે સભાસદ પોતાના ચુંટણી કરનારાઓનાથી જુદોજ અભિપ્રાય ધરાવતો હોય છે, તે વખતે તે એવા પ્રકારના સંકલ્પ વિકલ્પમાં આવી પડે છે કે, તેમના મતની મદદ વડે મને જે સત્તા મળેલી છે, તે સત્તાનો તેમની ઇચ્છા અને હિતની વિરૂદ્ધ ઉપયોગ કરવો કે કેમ ? અને તેમ નહિ તો તેમના અભિપ્રાયને માન આપીને મારા સ્વતંત્ર અભિપ્રાયનો ભોગ આપવો કે કેમ ? કેટલીક વખત કોઇ સભાસદને ફક્ત વ્યવહારિક-સાંસારિક પ્રશ્નોના ધોરણ ઉપરજ ચુંટી કાઢવામાં આવેલો હોય છે, પણ પાછળથી ધાર્મિક પ્રશ્નો ઉપસ્થિત થાય છે, અને તેમને લગતા તેના અભિપ્રાય મત મંડળથી વિરૂદ્ધના હોય છે; તેવીજ રીતે જે પક્ષને મદદ કરવા માટે તેને પાર્લામેન્ટમાં મોકલવામાં આવેલો હોય છે, તે પક્ષ એવા પ્રકારની રાજનીતિ હાથ ધરે છે કે, તે તેને પસંદ હોતી નથી. આવા પ્રસંગ ઉપસ્થિત થાય છે ત્યારે કેટલીક વખત તો તે સભાસદ બીજી ચુંટણી થતા સુધી પાર્લામેન્ટમાંજ રહે છે, પણ કોઇ વખત તો તે પોતાની બેઠકનું રાજીનામું આપી પોતાની ચુંટણી કરનારાઓને નવી પસંદગી કરવાની તક આપે છે. પ્રત્યેક પ્રસંગે કેવો માર્ગ પકડવો, તેના સંબંધમાં એક ચોકસ નિયમ કરી શકાય નહિ, દરેક સભાસદે પ્રત્યેક પ્રસંગની આજુબાજુના સઘળા સંજોગો ધ્યાનમાં લઇને અમુક માર્ગ પકડવો જોઇએ. તેણે કોઇપણ પગલું ભરતા પહેલાં, પોતાની તેમજ મત મંડળની દૃષ્ટિથી જોતાં તકરારી બાબત કેટલા મહત્ત્વની છે તેનો, તેના ચિરસ્થાયી અગર હંગામી સ્વરૂપનો; પોતાનાથી વિરૂદ્ધ મત ધરાવનારાઓની સંખ્યાનો અને તેમના સ્વરૂપનો; અને નવી ચુંટણી થવાને લાગવાના વિલંબનો, વિગેરે બાબતોનો વિચાર કરવો જોઇએ. જે બાબતો વધારે ઉપયોગી અગર મહત્ત્વની નહિ હોય, તેવી બાબતોના સંબંધમાં તો તે મત મંડળના અભિપ્રાયને માન આપી પોતાનો ખાનગી અભિપ્રાય છોડી દેશે, અથવા તો છેવટે વિરૂદ્ધ તો નહિજ પડે; પણ મહત્ત્વની બાબતોમાં તો તે પોતાની લોકપ્રિયતા નષ્ટ થવાનો ભય નહિ ગણકારતાં પોતાના સ્વતંત્ર અભિપ્રાય મુજબ વર્તશે, અથવા તો આખરે રાજી-

નાખું આપવાની પોતાની ફરજ સમજશે.

જે સવાલોના સંબંધમાં પોતાના સ્વતંત્ર અભિપ્રાયથી વિરૂદ્ધનો મત આપવાની, એટલે પોતાને ગેરવાજબી લાગતી હોય, તેવી બાબતની તરફેણમાં મત આપવાની પાર્લામેન્ટના સભાસદને જરૂર પડે છે, એવા સવાલોની સંખ્યા સદ્‌ભાગ્યે ઘણી નાની હોય છે. ઘણી વખતતો તે મત આપવાથી અલગ રહીને, અગર તો પોતાના ખરા અભિપ્રાય દર્શાવવાનું મુલતવી રાખીને, એવી નૈતિક મુસ્કેલીઓમાંથી પોતાની જાતનો છુટકારો કરી શકે છે. પણ જે સવાલોના સંબંધમાં તે સંપૂર્ણ જ્ઞાન અગર માહિતી ધરાવતો હોતો નથી, અગર તો જેમના સંબંધમાં તેના ચોક્કસ અભિપ્રાય બંધાયલા હોતા નથી તેમ છતાં ગમે તે એક બાજુએ તેને મત આપવો પડે છે, એવા સવાલ ઘણા હોય છે. જુદી જુદી કોમો અને વર્ગના ઉદ્યોગ, હિત, અને સ્થિતિને લગતા અનેક ગુંચવણ ભરેલા અને મુસ્કેલ સવાલ પાર્લામેન્ટની સમક્ષ રજુ થતા હોય છે, અને કોઇ સભાસદ ગમે એટલો બુદ્ધિશાળી હોય, અને તે ગમે તેટલી મહેનત લઇ અભ્યાસ કરે તેમ છતાં તે બધા વિષયોમાં પ્રવીણ થઇ શકેજ નહિ. અને પાર્લામેન્ટમાં જે થોડી ઘણી ચર્ચા ચાલે છે, તથા મત આપતા પહેલાં પ્રત્યેક વિષય સંબંધી થોડી ઘણી માહિતી મેળવવાને માટે પ્રત્યેક સભાસદને જે તક અને અવકાશ મળે છે, તેટલા ઉપરથી તે દરેક સવાલના ઉપર ખરો મત આપવાને ભાગ્યેજ લાયક ગણાય.

આથી કરીને દરેક સભાસદ પોતાની રૂચિ અને શક્તિને અનુરૂપ એવા થોડા વિષયો પસંદ કરી, અભ્યાસ વડે તેમાં પ્રવીણતા મેળવે છે, અને તેવા વિષયો જ્યારે પાર્લામેન્ટમાં ચર્ચાય છે, ત્યારે તેમાં તે ઉપયોગી અને ઉત્સાહ ભર્યો ભાગ લઇ શકે છે; અને બાકીના સવાલોના સંબંધમાં તો તે આંખો મીચીને પોતાના પક્ષના પ્રવાહમાં તણાયો જાય છે—પોતાના પક્ષના આગેવાનો જે બાજુનો મત આપે છે, તેમાં તે હાજીહા ભણે છે. પાર્લામેન્ટની દરેક બેઠકમાં બે ત્રણ સવાલ તો એટલી બધી

બારીકીથી ચર્ચાય છે, કે પાર્લામેન્ટનો દરેક સભાસદ તેના ગુણદોષ યથાર્થ રીતે સમજી શકે છે, અને જે પક્ષની દલીલો સંગીન હોય છે તેના તરફ વધારે મત પડે છે. પણ બાકીના ઘણા સવાલ તો ઓછા મહત્ત્વના હોય છે, અને તેથી તેમના ઉપર ચર્ચા પણ ઘણી ઓછી થાય છે. એવા સવાલના ગુણ દોષ સઘળા સભાસદોના લક્ષમાં બરાબર આવી શકતા નથી; તેથી તેમને ઘણાજ અધુરા જ્ઞાન અને અનુભવને આધારે મત આપવા પડે છે. વળી ઘણા સભાસદો તો બધી ચર્ચા ઠેઠ સુધી ધ્યાન પૂર્વક સાંભળવા જેટલી શારીરિક તથા માનસિક શક્તિ ધરાવતા હોતા નથી. આથી કરીને પાર્લામેન્ટમાં જ્યારે સઘળા મેમ્બરોને મત આપવા માટે હાજર થવાનો ઘંટ વાગે છે, ત્યારે જે દેખાવ બની રહેછે, તે જોવા જેવો હોય છે. 'શું છે?' 'કઈ બાબતમાં મત આપવાનો છે?' 'આપણે કઇ બાજુએ મત આપવાનો છે'? એવા ઉદ્ગાર ચોતરફથી ગાજી ઉઠે છે તે વખતે સ્પીકર એટલે આમની સભાનો ચેરમેન ઉઠીને બધાને સમજણ પાડી દેછે. અને સરકારી પક્ષનો 'વ્હિપ' જે પ્રમાણે કહે તે પ્રમાણે હા કે નાનો મત આપવાની બધાને સૂચના આપે છે. દલીલો કે છટાદાર ભાષણોની અસર હવામાં ઉડી જાય છે, અને ઘણી ખરી બાબતોમાં સ્પીકરનું ફક્ત એક વાક્યજ ઘણી લાંબી અને જોસભરી તકરારોનું પરિણામ નક્કી કરે છે.

બેશક આ વિધિ અત્યંત વિચિત્ર છે; અને જે નવો સભાસદ જીવનના દરેક કાર્યમાં બન્ને બાજુની દલીલો સંભાળ ભરેલી રીતે તોળીને પુખ્ત વિચાર કર્યા પછીજ એક માર્ગ પસંદ કરવાના સ્વભાવવાળો હોય છે, અને જે પાર્લામેન્ટ માં મત આપવાના કામને એક પવિત્ર અને ગંભીર પ્રકારની ફરજ સમાન ગણે છે, તેને શરૂઆતમાં તો આવો વહિવટ ખેદકારક લાગ્યા વગર રહેતો નહિ હોય. તેને એમ લાગતું હોવું જોઇએ કે ખાનગી જીવનની ક્ષુલ્લક બાબતમાં પણ જેટલી બેદરકારી આપણે બતાવતા નથી, તેથી વધારે બેદરકારીથી અને તેથી ઓછી તપાસ પછી, આપણે મોટા રાજ્યની સૌથી મોટી રાજ સભામાં અત્યંત મહત્ત્વના વિષયમાં મત આપવાની ઉતાવળ

કરીએ છીએ! પાર્લામેન્ટના સભાસદને કેટલીક વખત જેટલા જ્ઞાન અને અનુભવ ઉપરથી મત આપવા પડે છે, તેટલા જ્ઞાન અને અનુભવ ઉપરથી, કોઇ પણ વૈદ્ય હલકામાં હલકા રોગનું પણ ઔષધ આપવાની હિમ્મત નહિ કરે, અથવા તો કોઇ ડાહ્યો માણસ સોથી સાદા ખાનગી કામકાજમાં, પણ માથું મારવા તૈયાર નહિ થાય પણ વખત જતાં પ્રત્યેક સભાસદને સમજણ પડતી જાય છે કે રાજતંત્રનું ચક્ર ચાલતું રાખવા માટે આવી પદ્ધતિ અત્યંત આવશ્યક અને અનિવાર્ય છે. કારણ કે જો દરેક સભાસદ એવો નિશ્ચય કરી બેસે કે જે પ્રશ્નોના સંબંધમાં આપણે સંપૂર્ણ જ્ઞાન, અનુભવ અથવા હિત ધરાવતા હોઇએ, તે સિવાયના બાકીના પ્રશ્નોના સંબંધમાં મત આપવો નહિ, તો પરિણામ એ આવે કે આમની સભામાં રજુ થતા સવાલો પૈકી ચાર પંચમાંશ ભાગના સવાલો ફકત થોડાજ સભાસદોના મતથી પસાર કરવા પડે, અને એમ થાય તો પાર્લામેન્ટનો વહિવટ જોઇએ તેવો લાભકારક થઈ શકે નહિ. જેમને પાર્લામેન્ટની પ્રચલિત પદ્ધતિ પસંદ ન હોય, તેમણે તેમાં દાખલ થવાની ઇચ્છાજ રાખવી નહિ એ બહેતર છે.

આ પદ્ધતિના બચાવમાં એટલુંજ કહેવું બસ થશે કે પાર્લામેન્ટ મારફતે ઈંગ્લાંડનો રાજ વહિવટ એકંદર રીતે લાભકારક રીતે ચલાવવામાં આવે છે, અને તેથી તે વહિવટ ટકાવી રાખવા માટે ઉપર જણાવેલી પદ્ધતિ રાખ્યા સિવાય છુટકો નથી. દરેક સભાસદને ખાત્રી હોય છે કે પ્રત્યેક સવાલના ગુણ દોષની બારીક તપાસ કાબેલ અને જવાબદાર માણસોને હાથે થયેલી હોય છે, અને વધારામાં તેમણે પ્રવીણ અને અનુભવી પુરૂષોની સલાહ અને મદદ પણ લીધેલી હોય છે. તેથી તેઓ જે નિર્ણય ઉપર આવેલા હોય છે, તે એકંદર રીતે ખરો અને યથાર્થ હોય છે, તો પછી તેમના મત પ્રમાણે ચાલવામાં ઝાઝી હાનિ નથી.

તો પણ આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થયું જ હશે કે પાર્લામેન્ટના

સભાસદને પોતાના વર્તન માટે જે ધોરણ રાખવું પડે છે, તે નીતિની દ્રષ્ટિથી જોતાં ઉંચા પ્રકારનું અગર ઇચ્છવા લાયક તો નથીજ હોતું. આવા સંજોગોમાં પડેલો પ્રમાણિક માણસ સાચી નિષ્ઠા અને પોતાના દેશનું કલ્યાણ એ એના ઉપર દૃષ્ટિ રાખીને પ્રમાણિકપણે ચાલવા માટે પોતાનાથી બનતી કોશીશ કરશે ખરો, પણ તેનાથી તે સંજોગોમાં ફેરફાર કરી શકાવાનો નથી.

સભાસદ અને તેને ચુંટી કાઢનાર મંડળ એ એના અભિપ્રાયમાં તફાવત પડવાથી કેવા મુશ્કેલ અને ગુંચવણ ભરેલા પ્રશ્ન ઉભા થાય છે, એ આપણે ઉપર જોઇ ગયા છીએ. બીજો વધારે બહોળો પ્રશ્ન એ છે કે પ્રત્યેક સભાસદે દેશના સામાન્ય હિતને પોતાની પ્રવૃત્તિનું મુખ્ય પ્રવર્તક હેતુ કેટલે દરજજે ગણવું અને મત મંડળની વૃત્તિઓ અને ઇચ્છાઓને પ્રાધાન્ય આપી, પોતે જેને તેમનું ખરૂં હિત ગણતો હોય, તેને કેટલે દરજજે ગૌણ બનાવી દેવું. આ પ્રસંગે રાજકીય બાબતોમાં ભાગ લેનાર દરેક સભાસદે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે પોતાના અભિપાય, ઉદ્દેશ અને ઉચ્ચાશય, જો કે ઘણી વખત મત મંડળના અભિપ્રાય વગેરેથી ભિન્ન હોય છે, તોપણ પોતે તેમનું ખરૂં હિત સાચવનાર ટ્રસ્ટી છે. સમગ્ર દેશનું, તથા પોતે જે વર્ગનો પ્રતિનિધ હોય, તે વર્ગનું, ખરું દિત શેમાં રહેલું છે તે સમજી, તે સાચવવા હમેશાં તત્પર રહેવું. એ પાર્લામેન્ટના દરેક સભાસદની પહેલી અને મુખ્ય ફરજ છે. ખાનગી સભાસદને એક નાના વર્ગના પ્રતિનિધિ તરીકે ચુંટી કાઢવામાં આવેલો હોવાથી, તે વર્ગનું હિત સાચવવાની તેને ખાસ કાળજી રાખવી પડે છે, એ વાત ખરી છે, તેમજ તે સરકારી પક્ષના ઉમેદવારો કરતાં વધારે સ્વતંત્ર હોવાથી લોકોને રૂચે નહિ એવા, તથા જેમના સંબંધમાં લોક મત બરાબર તૈયાર થયો હોતો નથી, એવા અભિપ્રાય દર્શાવવાની તથા યોગ્ય સમયે તેમને અમલમાં મૂકાવવા માટે આગેવાની ભર્યો ભાગ લેવાની તેને વધારે છુટ હોય છે તેમ છતાં તેણે પણ દેશના સમગ્ર હિતનો ઉદ્દેશ કદી લક્ષ બહાર જવા

દેવો જોઇએ નહિ. સરકારી પક્ષની વિરૂદ્ધના પ્રતિપક્ષી મંડળ (opposition) ની સ્થિતિ જુદી જાતની છે. તે મંડળ અમુક પક્ષનું અને તેના રાજકીય વિચારોનું પ્રતિનિધિ છે; તેમ છતાં રા . તંત્રનું સુકાન એક વખત તેમના હાથમાં પણ વહેલું મોડું આવવાનું છે જ, તે બીનાને લીધે તેમજ સત્તા ઉપર નથી હોતા ત્યારે પણ દેશની સામાન્ય રાજનીતિને અમુક પ્રકારનું વલણ આપવામાં તેમનો મોટો હાથ હોય છે, તેને લીધે ખાનગી સભાસદના કરતાં તેમના ઉપર વધારે બંધન, અને વધારે જવાબદારી રહે છે. જ્યારે કોઈ પક્ષ સત્તા ઉપર આવે છે, ત્યારે તેની સ્થિતિમાં સહેજ ફેરફાર થાય છે. રાજકીય પક્ષ તૈયાર કરવાનો હેતુ એવો હોય છે કે અમુક રાજકીય વિચારોનું અનુસરણ કરે, અને અમુક કોમનું હિત સાચવે, એવું એક સ્થિર અને સ્થાયી મંડલ એકઠું રાખવું. આવી સંસ્થા હોય તોજ રાજકીય વિચારો બરાબર રીતે અમલમાં મૂકી શકાય છે, અને કોમનું હિત સાચવી શકાય છે. તેમ છતાં ફકત એક પક્ષના હિત ઉપર લક્ષ રાખીને રાજવહિવટ ચલાવી શકાય જ નહિં. પ્રધાન મંડળ આખા દેશના ટ્રસ્ટી સમાન છે, અને જેમ બને તેમ દેશના સઘળા વર્ગના લોકોની વૃત્તિઓ કેવી છે, અને તેમનું હિત શેમાં રહેલું છે, એ બધું નકી કરી તેને માન આપીને ચાલવું એ તેની પહેલી ફરજ છે.

આ વાત પ્રત્યક્ષ દૃષ્ટાંત મારફતે વધારે સ્પષ્ટ કરી શકાશે. દારૂના વાપર ઉપર અંકુશ મૂકવાને લગતી જે જે સુચનાઓ કરવામાં આવે છે, તેમાંથી રવિવારને દિવસે દારૂની દુકાનો બંધ કરવાનો સવાલ આપણે હાથમાં લઇએ. રાજદ્વારીઓમાંનો એક વર્ગ દારૂના વેપારને સખ્ત રીતે વખોડી કાઢે છે. તેમની દલીલો એવી છે કે માદક પદાર્થોનું સેવન એ ગરીબ લોકોની અવનતિ, અને દુઃખી હાલતનું મુખ્ય કારણ છે, વળી તેમને અનીતિને માર્ગે ચઢાવનાર પણ તેજ વ્યસન છે; એ વ્યસનને લીધે હજારો માણસોનાં જીવતર ખરાબ થઇ જાય છે એટલુંજ નહિ પણ તેથી તેમના કુટુંબનાં માણસોની પણ એવી દુર્દશા થઇ જાય છે કે, તેનું વર્ણન

કરી શકાતું નથી; છાકટા માણુસોને દારૂને માટે જે અટકાવી શકાય નહિ એવી તલપ અને લાલસા થઇ આવે છે, એ તેમનાં છોકરાંમાં પણુ પેઢીએ ઉતરે છે; આથી કરીને જનસમાજની સઘળા પ્રકારની અવનતિના કારણુ રૂપ આ દુર્વ્યસનને બંધ પાડવા માટે કાયદા બાંધવા એના જેવી પવિત્ર અને ગંભીર ફરજ બીજી એક નથી. બીજી બાબતોમાં ફરજીઆત કાયદા કરવામાં આવે છે, અને રવિવારને દિવસે વેપાર રોજગાર કરવાની બંધી કરવામાં આવે છે તો પછી સૌથી વધારે નુકસાનકારક વેપાર ઉપર અંકુશ મૂકવામાં શો વાંધો છે ? પોલીસખાતું, અનાથાશ્રમ, તુરંગો, અને ફોજ-દારી ખાતું, એ બધા પાછળ સરકાર મોટો ખર્ચ કરે છે, તો પછી નિર્ધ-નતા, ગેરવ્યવસ્થા, અને ગુન્હા, એ બધાના કારણુરૂપ આ દુર્વ્યસનને દાબી દેવા માટે સરકારે પોતાનાથી બનતી તજવીજ શા માટે નહિ કરવી જોઇએ ?

રાજદ્વારીઓનો એક બીજો વર્ગ જુદે ધોરણે કામ લેછે. નાનાં બાળ-કોને નીતિને માર્ગે ચઢાવવા માટે જે સખ્તાઇ વાપરવામાં આવે, તેવી સખ્તાઇ પુખ્ત ઉમ્મરના માણુસો ઉપર વાપરવા સામે તે લોકો સખ્ત વાંધો લેછે. તેમની તકરાર એવી છે કે પુખ્ત ઉમરના માણુસો દુનિયાદારીની સઘળી ફરજો તથા જવાબદારીઓ માટે યોગ્ય ગણુાય છે, તેમજ રાજ વહિવટમાં પણુ તેમને હાથ ઘાલવા દેવામાં આવે છે, તોપછી તેમને બધી બાબતોમાં મરજી મુજબ વર્તવા દેવા જોઇએ, અને જો તેઓ ભૂલો કરે, અગર ડહાપણુની હદ ઓળંગી જાય, તો તેનાં ફળ તેમને પોતાનેજ ભોગ-વવાનાં છે; બીજાના હક અગર હિતની આડે આવે, એવું વર્તન ન રાખે, એટલીજ ફકત સરકારે સંભાળ રાખવાની છે. રવિવારને દિવસે પોતાની તેમજ પોતાના કુટુંબના માણુસોની વિશ્રાન્તિ અગર મોજને માટે ગરીબ માણુસ દારૂની દુકાનમાં જાય, એમાં તે કાંઇ રીતે બીજાની સ્વતંત્રતાની આડે આવતો નથી; એમાં તે કાંઇ ખોટું કામ કરતો નથી; એમાં તે પોતાના હકની બહાર જતો નથી. તવંગર માણુસોને રવિવારને દિવસે

'ક્લબ'માં જતાં કોઇ અટકાવતું નથી, તો પછી ગરીબ માણુસે શી ગુન્હેગારી કરી ? વળી શ્રીમંત લોકોની માફક ગરીબ લોકોને વિશ્રાન્તિનાં તથા વૈભવનાં સાધન હોતાં નથી, તેમનાં ઘર પૈસાદાર લોકોના જેવાં સર્વ પ્રકારની સગવડવાળાં કે હવા અજવાળાની છુટવાળાં હોતાં નથી; તેમને ઘેર સારા દારૂનો સંગ્રહ હોતો નથી. હવે થોડાં માણુસો આ હકનો ખોટો ઉપયોગ કરે, અને હદ ઉપરાંતનો દારૂ પી છાકટા બને, તેટલા માટે બધાના ઉપર અંકુશ નાંખવા એ શું વાજબી છે ? એ માણુસો દારૂ નહિ પીવાનો ઠરાવ કરે, તેટલા માટે ત્રીજાના ઉપર તેવી ફરજ નાખવાનો શું તેમને હક છે ? પોતાની સામાજીક સ્થિતિ સારી હોવાને લીધે જેમને દારૂની દુકાનનો આશ્રય લેવાની કદી જરૂર પડતી નથી, તેમને, પોતાની સંખ્યા મોટી હોવાને લીધે, જેમને તેવી દુકાનોનો આશ્રય લેવાની જરૂર પડે છે, તેમના માર્ગમાં વિઘ્ન નાખવાનો, હક પ્રાપ્ત થાય છે કે કેમ ? આ બધાં કારણોને લીધે આ લોકો દારૂના વાપરને લગતા નિયામક કાયદાને, અન્યાય ભરેલા, પક્ષપાતી, અને સ્વતંત્રતાની આડે આવનારા ગણે છે.

તેમ છતાં શાણો રાજદ્વારી હશે, તે એક પક્ષમાં છેવટની બાજુએ જઇને નહિ બેસે. તેતો સમગ્ર લોકમતને રૂચે એવો વચલો માર્ગ પકડશે. પ્રજાના મોટા ભાગને જે માર્ગ પસંદ પડતો હશે, એવો માર્ગજ તે તો ગ્રહણ કરશે. અને બાહોશ અને કુશળ રાજદ્વારીની હુશિયારી પ્રજાના મોટા ભાગનો અભિપ્રાય શો છે એ પરખી કાઢવામાં રહેલી છે. એક ફ્રેંચ લેખકે જણાવેલું છે તેમ 'રાજનીતિની ખરી કળા જે લોકો બોલતા હોય છે, તેમનું સાંભળવામાં રહેલી નથી, પણ જે લોકો નથી બોલતા તેમની ઈચ્છા સમજવામાં રહેલી છે'. બેશક આવું વર્તન રાખવાથી રાજદ્વારી પુરૂષોમાં લોકપ્રિયતા મેળવવા માટે કોશીશ કરવાના, તથા વખત પ્રમાણે વર્તવા શીખવાના દોષ દાખલ થઇ જવાનો ઘણો સંભવ છે. પણ પ્રજાસત્તાક રાજતંત્રોમાં એવું વર્તન રાખવાની ફરજ પડે છે; અને પ્રત્યેક રાજદ્વારી પુરૂષ કેવા હેતુથી પ્રેરાય છે, તેના ઉપર તેના વર્તનની નીતિમયતાનો આધાર રહે

છે. જો તે પોતાના અંગત સ્વાર્થની ખાતર, અગર પોતાના પક્ષના સ્વાર્થની ખાતર, તેવું વર્તન રાખતો હોય, તો તેની વર્તણુક દોષપાત્ર છે; પણ જો તે સાર્વજનિક હિતની ખાતર તેમ વર્તતો હોય તો તે ઠપકાને પાત્ર નથી. પ્રત્યેક કાયદાના ગુણુ દોષ તપાસતી વખતે એણે પોતાના મનને એવા પ્રશ્ન પૂછવા જોઇએ કે તે કાયદો લોકોને રૂચતો છે કે કેમ? કે પછી હજુ સુધી લોકો તેવી માગણી કરવા તૈયાર નથી થયા?

રાજ્યના નોકરોનાં કામ સંબંધી ચોકસી કરતી વખતે કેવે ધોરણે કામ લેવું, તે પણ એક ગુંચવણ ભરેલો પ્રશ્ન છે. આવાં કામ ઘણી વખત નોકરીને અંગે, દેશનું હિત સમજીને કરવામાં આવેલાં હોય છે, પણ તેમનાં કેટલાંક અંગ નીતિની દૃષ્ટિએ જોતાં ઘણાંજ અયોગ્ય હોય છે. રાજ્યના વિસ્તારમાં વધારો કરવાનાં કામ આ વર્ગમાં આવી જાય છે. નવા મુલક જીતી લેવામાં જે ધોરણે વર્તવામાં આવે છે, તે ન્યાય પુરઃસર હોતું નથી. તેમ છતાં મોટી જવાબદારીની જગ્યાએ, અને મોટાં જોખમમાં કામ કરનારા અમલદારોનાં કામ વિષે અભિપ્રાય બાંધતી વખતે ખાનગી જીવનને લાગુ પડે એવું સખ્ત નીતિનું ધોરણ ઉપયોગમાં લેવું જોઇએ નહિ. તે કેવી મતલબથી વર્તતો હતો, તેને કેવી જાતનાં જોખમની સાથે બાથ ભીડવાની હતી, એ વિગેરે બાબતોની બારીક તપાસ કરવી જોઇએ. તે જે પ્રદેશમાં રહ્યો હોય, ત્યાંના લોકોનું નીતિનું ધોરણ કેવા પ્રકારનું હતું, એ બાબત પણ લક્ષમાં લેવી જોઇએ. સાધારણ રીતે એવો વહિવટ દેખવામાં આવે છે કે, પોતાના હાથ નીચેના અમલદારો જો દેશને લાભ કરવાની શુદ્ધ નિષ્ઠાથી વર્તતા હોય છે, તો તેમના દોષ તરફ, તેમના જુલમ તરફ, તથા તેમણે ચલાવેલી ગેર વર્તણુક તરફ સરકાર ઉદાર નજરથી જુએ છે; તેને લીધે હુલ્લડ અગર તોફાનના વખતમાં તાત્કાલિક પગલાં ભરવાની અધિકારીઓના મનમાં હિમ્મત રહે છે. તેમ છતાં દરેક રાજકીય પુરૂષે આટલી વાત લક્ષમાં રાખવાની છે કે દરેક દેશની ઇજ્જત એ તેનું મોટામાં મોટું બળ છે; તેથી કરીને દેશની આબરૂને ધોકકો પ-

હોંચાડે, દેશની પ્રતિષ્ઠામાં ઘટાડો કરે, દેશની કીર્તિને લાંછન લગાડે, એવાં પ્રત્યેક કામ તરફ ભારે તિરસ્કાર બતાવવો જોઇએ. દેશના રાજવહિવટના ન્યાયીપણા ઉપરથી બહારના લોકોની આસ્થા ઓછી થાય, એથી તે દેશને જેટલું નુકસાન છે તેટલું બીજા કશાથી થતું નથી. આથી કરીને તોફાન, હુલ્લડ કે દહેશતના વખતના દરેક કામને જેમ ખાનગી વર્તનના જેટલી સખ્ત નૈતિક કસોટી ઉપર તાવી જોવાનું કામ વાજબી નથી, તેમ રાજ્યની સત્તામાં અગર રાજ્યના વિસ્તારમાં વધારો કરે તેટલા કારણસર દરેક કામ ક્ષંતવ્ય પણ ગણવું જોઇતું નથી.

આ બધા ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે રાજકીય બાબતમાં નીતિ શાસ્ત્રને કાંઇ લેવા દેવા નથી, એવો નેપોલીયન બોનાપાર્ટનો અભિપ્રાય જો કે સ્વીકારવા જેવો નથી, અને રાજનીતિને નીતિશાસ્ત્રથી અલગ રાખવાથી ઘણી હાનિ છે, તેમ છતાં પ્રત્યક્ષ વ્યવહારમાં રાજનીતિને અંગે રહેલી નીતિ ખાનગી વ્યવહારમાં રહેલી નીતિના જેટલી શુદ્ધ અને ઉચ્ચ નથી. રાજકીય બાબતોમાં આગેવાની લેનારા પુરૂષો ઉપર ખરો અંકુશ તો પ્રજામતનો હોય છે. પ્રત્યેક દેશનો પ્રજામત રાજકીય જીવનને માટે નીતિનું જે ધોરણ નક્કી કરે છે, તે ધોરણે તે દેશના આગેવાનો ચાલે છે. જે દેશની પ્રજાની નીતિનું ધોરણ નીચા પ્રકારનું હોય છે, ત્યાંના રાજદ્વારીઓની નીતિ પણ ઉતરતી જાતની હોય છે. કેટલીક વખત તો લોકો એમ માનતા હોય છે કે રાજકીય કારણસર જે ગુન્હો કરવામાં આવે, તેને ગુન્હો ગણવો જોઇએ નહિ. રાજકાજમાં ગેરવર્તણુક ચલાવવનાર રાજ પુરૂષ જો કુશળ, બુદ્ધિશાળી, દ્રવ્યવાન, ઉંચો દરજ્જો ભોગવનારો, અને બધી બાબનોમાં ફતેહમંદ હોય છે, તો તેની ગેરવર્ત્તણુક ઠપકાને પાત્ર ગણાતી નથી. વળી જો એકાદ કૃત્યથી પોતાના દેશને લાભ થતો હોય છે, તો બીજા દેશના તેવા કૃત્યમાં સામેલ રહેનારા અધિકારી વર્ગ ઉપર જેટલો ઠપકાનો વરસાદ વરસાવવામાં આવે છે, એટલો પોતાના દેશના અધિકારીઓ ઉપર વરસાવવામાં આવતો નથી, ઉલટું તેમનું કામ મીઠું

લાગે છે. તેમ છતાં એટલું તો સ્પષ્ટ છે કે ઇંગ્લાંડનો પ્રજામત રાજપુરૂષો પાસેથી વધારે શુદ્ધ વર્તનની અપેક્ષા રાખે છે, અને તે દેશની રાજનીતિમાં નીતિનો અંશ નજરે પડે છે. આને લીધેજ ઇંગ્લાંડનું રાજતંત્ર વધારે તેજસ્વી અને વધારે પ્રશંસા પાત્ર છે.

'દયાવંત દીસે છે, દીપાવડો,
એનો સદ્ગુણી રાજ સમાજ.'

## પ્રકરણ ૭ મું.

### ચારિત્ર્યની કેળવણી.

મનુષ્યને દુનિયામાં જે અનેક વ્યવહારમાં પ્રવૃત્ત થવાનું છે, તેમાં પોતાની ચાલચલગતને કેળવવાનું અર્થાત્ પોતાનાં લક્ષણ ઘડવાનું—કામ સૌથી વિશેષ ઉપયોગી છે, અને તે કામમાં સાફલ્ય પ્રાપ્ત કરવા માટે પોતાના સ્વભાવ અને મનોવૃત્તિઓનું શાન્ત અને કાળજી પૂર્વક નિરીક્ષણ કરવાની ખાસ આવશ્યકતા છે. તેણે જેમ પોતાની ખોડોથી અણવાકેફગાર રહેવું જોઇએ નહિ, તેમ સદ્ગુણોથી અંજાઇ પણ જવું જોઇએ નહિ; તેવીજ રીતે પોતાનો ઉત્કર્ષ કરવાની પોતાનામાં જે શક્તિ રહેલી છે તેના તરફ દુર્લક્ષ્ય કરી તેનો અસ્વીકાર કરી, નૈરાશ્ય અને ઉદાસ વૃત્તિનું પણ સેવન કરવું જોઇએ નહીં. આપણી પ્રકૃતિમાં ફેરફાર કરવાની આપણા હાથમાં બીલકુલ સત્તા નથી, એવો પ્રારબ્ધવાદ આપણે પકડી બેસવો જોઇતો નથી; તેજ પ્રમાણે આપણી સત્તા મર્યાદિત-પરિમિત-છે, એ વાત પણ સ્પષ્ટપણે લક્ષમાં રાખવાની છે. મનુષ્યનું જીવન ગંજીફાની રમત જેવું છે. તેને ઇશ્વરે જન્મતી વખતે સ્વભાવ, આસપાસના સંજોગો, કુટુંબની સ્થિતિ, અને માનસિક, શારીરિક અને નૈતિક સામર્થ્ય અગર દૌર્બલ્ય રૂપી પાનાં અર્પણ કરેલાં હોય છે, અને જીવનરૂપી ખેલમાં પણ બુદ્ધિ ચાતુર્ય

અને નસીબનું મિશ્રણ થયેલું નજરે પડે છે. ખેલાડી ગમે એવો કાબેલ અને કુશળ હોય, પણ જો તેને મળેલાં પાનાં સૌથી નબળાં હોય, તો તે હારજ પામે; તેમ છતાં આખર ઉપર તેની બુદ્ધિનો પ્રભાવ જણાયા વગર રહેતો નથી. મનુષ્ય જીવનમાં પણ એજ પ્રકાર બને છે. આપણે સાધારણ વાતચીતમાં બોલાએ છીએ તેમ, જો કોઇ માણસના ગ્રહ વાંકા પડેલા હોય છે, તો તેને કોઇ વાતે જશ મળતો નથી, અને કોઈ પણ કાર્યમાં તેના પાસા સવળા પડતા નથી. તેમ છતાં શારીરિક સંપત્તિ ઉપર મનુષ્યનું જેટલું ચલણ ચાલી શકે છે, તેટલુંજ ચલણ અને તેટલી-જ સત્તા તે પોતાના ચારિત્ર્ય ઉપર પણ ભોગવી શકે છે. મનુષ્ય પ્રાણી જ્યારે દુનિયા ઉપર અવતરે છે, તે વખતે તે પોતાની સાથે અમુક પ્રકારની શારીરિક સામગ્રી લેતું આવે છે. જુદા જુ-દા માણસોના શારીરિક સામર્થ્ય અને આરોગ્યમાં, તેમના શરીર-ના અવયવોની સ્થિતિમાં, તથા પેઢીએ ઉતરતા રોગોના પ્રમાણુ અગર બ-ળમાં, ઘણો તફાવત હોય છે. તેમ છતાં દરેક માણસ સંયમશીલ અગર અસંયમશીલ, નિયમિત અગર અનિયમિત જેવું જીવન ગાળતો હશે; પથ્ય અગર અપથ્ય જેવો ખોરાક લેતો હશે: નબળા અવયવોને બળવાન અને દૃઢ બનાવવા માટે જેટલા પ્રમાણુમાં અંગ કસરત કરતો હશે; જેટલા પ્ર-માણુમાં આળસ અને દુરાચારમાં મચેલો રહેતો હશે; તથા જેટલા પ્રમા-ણુમાં ગજા ઉપરાંતની તથા અવળે રસ્તે મહેનત કરતો હશે: તેટલા પ્ર-માણુમાં તેની શારીરિક સંપત્તિ ઉપર, તેના આયુષ્યની મર્યાદા ઉપર, તથા તેના શરીરમાં રોગ દાખલ થવાના સંભવ ઉપર, સારી અગર માઠી અસ-ર થયા વિના રહેશે નહિ. વળી એક રીતે જોતાં આપણું ઇચ્છાબળ, અ-ગર આપણા મનનો સંકલ્પ શરીર ઉપર જેટલી સત્તા ભોગવે છે, તેના કરતાં ચારિત્ર્ય ઉપર તેની સત્તા વધારે બળવાન અને વિશાળ છે. કેમકે શરીરના કેટલાક અવયવો આપણા ઇંચ્છાબળની સત્તાની હદમાં બીલકુલ આવી શકતા નથી, અને કેટલીક જાતના રોગો તેની મર્યાદાની બહાર રહી

જાય છે; પણ આપણા નૈતિક દેહનું એટલે આપણા ચારિત્ર્યનું કોઈ પણ અંગ એવું નથી કે જેમાં આપણાથી બીલકુલ ફેરફાર નજ કરી શકાય.

રૂચિની ભિન્નતા ચારિત્ર્યના મૂળ ઉપર પુષ્કળ પ્રકાશ પાડે છે જે ખોરાક એક માણસને અત્યંત રૂચિકર અને સ્વાદિષ્ટ લાગે છે, તેજ ખોરાક બીજા માણસને અત્યંત કંટાળા ભરેલો, અને સુગ કરે એવો લાગે છે: આમ થવાનું કારણ શું ? આનો ઉત્તર એટલોજ છે કે રૂચિની ભિન્નતા પ્રકૃતિ સિદ્ધ છે. રૂચિની ભિન્નતા બીજાં કેટલાંક ખાસ અને હંગામી કારણોને પણ આભારી હોય છે. અભ્યાસ બળને લીધે, તેમજ ટેવ પાડવાંથી રૂચિઓમાં તફાવત પડી જાય છે. તેમજ જે ખોરાક અગર ચીજ ઉઘાડી આંખે અરૂચિકર લાગે છે, તેની આંધળા માણસને સુગ લાગતી નથી. દુનિયાના ઘણા ભાગમાં મુસાફરી કરનારા માણસની હમેશની ટેવોમાં પણ ઘણો ફેરફાર થઈ જાય છે.

આપણી નૈતિક વૃત્તિઓના તફાવત પણ આવા પ્રકારના છે. કેટલાક માણસો માદક પદાર્થોના સંસર્ગમાં ઘણો વખત ગાળે, તોપણ તેમને વ્યસન વળગવાની તો શું પણ સ્વાદ ચાખી જોવાની લાલચમાં પડવાની પણ દહેશત રહેતી નથી માદક પદાર્થોના સેવનથી થતા ધાર્મિક, નૈતિક, સામાજીક, શારીરિક અને માનસિક ગેરફાયદાનો વિચાર તો બાજુ ઉપર રહ્યો, પણ ફકત તેવા પદાર્થો તરફના અણગમાને લીધેજ તેઓ શુદ્ધ રહી શકે છે. બીજા કેટલાક માણસોને નીશો કરવાથી એટલો બધો આનંદ થતો હોય છે કે તેમને તે લાલચની સામે થવા માટે ભગીરથ પ્રયત્ન આદરવો પડે છે. કેટલાક માણસોનાં શરીરનું બંધારણજ એવા પ્રકારનું હોય છે કે તેમને વ્યસન કરવાથી અત્યંત આનંદ થાય છે એટલુંજ નહીં, પણ તેઓ જન્મે છે ત્યારથીજ તેમને મદ્યપાન તરફ સ્વાભાવિક પક્ષપાત હોય છે, અને એ દુર્ગુણ એમનામાં પેઢીએ ઉતર્યો હોય એમ જણાય છે. કેટલાક ભ્રષ્ટ સોબતીઓના સહવાસથી નીશો કરવા શીખે છે, તો કેટલાક ચિંતા અને ક્લેશનો ત્રાસ ઓછો કરવા, તથા પોતાની સ્થિતિના

દુઃખનો વિસારો પાડવા માટે વ્યસન કરવાની ટેવ પાડે છે. વળી કેટલાક ગજા ઉપરાંતનું કામ કરવાથી ઉત્પન્ન થતા શરીરનો તથા મનનો થાક મટાડવા તથા નવો ઉત્સાહ તથા નવો જુસ્સો પ્રાપ્ત કરવા માટે માદક પદાર્થોનું સેવન કરવા માંડે છે, અને આખરે તેના પંઝામાં સપડાઇ જાય છે. મદ્યપાનનું તથા બીજા વિષય ભોગોનું અમર્યાદપણે સેવન કરવાથી તેમના ઉપભોગ માટેની તૃષ્ણા અત્યંત ઉત્કટ અને બલિષ્ટ થઇ જાય છે, અને માણસ આખરે તેમનો ગુલામ થઇ રહે છે. બીજા કેટલાક ભોગોના સંબંધમાં એમ બનતું નથી. તેમનો પ્રત્યક્ષ ઉપભોગ સુખકર લાગે છે ખરો, પણ તેમનો અભાવ દુઃખનું કારણ થઇ પડતો નથી. વળી કેટલાક ભોગોનું અતિ સેવન તૃપ્તિને પ્રકટ કરે છે, અને ત્યાર પછીથી તેમના ઉપભોગ માટે ઇચ્છાજ થતી નથી.

એટલું તો સ્પષ્ટ છે કે ઇંદ્રિયો સાથે સંબંધ ધરાવનારી આ રૂચિઓ, અને મન તથા બુદ્ધિની સાથે સંબંધ રાખનારી અભિરૂચિઓ વચ્ચે એક પ્રકારનું સામ્ય રહેલું છે, અને આવા પ્રકારના ભાવ અભાવ ઉપર આપણી ચાલ ચલગતનો પાયો રચાયલો છે, તથા આપણા જીવનને અમુક દિશામાં ગતિમાન કરનાર પણ તેજ છે. જેના ઉપર આપણો સૌથી વિશેષ ભાવ હોય છે, એટલે જે આપણને સૌથી વિશેષ આનંદ આપે છે, તેજ આગળ જતાં પ્રધાનપદ ભોગવવા લાગે છે કેટલીક વસ્તુઓ હમેશાં સુખકરજ લાગે છે, ત્યારે બીજી કેટલીક ઉપેક્ષા કરવા લાયક અને કેટલીક તુચ્છકારી કાઢવા જેવી લાગે છે. આવા પ્રકારની આકર્ષણ શકતિ એજ ચારિત્ર્યનો પાયો છે, અને ઘણા માણસોની વર્તણુક તેને લીધેજ નકકી થાય છે. બાલ્યાવસ્થામાં સોબતીઓના સહવાસની અસરથી, તેમજ બીજાં કેટલાંક કારણોને લીધે આવી વૃત્તિઓમાં ફેરફાર થાય છે ખરા, પણ તેમની સત્તા તદ્દન નષ્ટ થતી નથી. એકંદર રીતે જોતાં સૌથી બલિષ્ઠ મનોવૃત્તિના સામર્થ્ય ઉપરજ મનુષ્યના વર્તનનો આધાર રહે છે, અને જેની એ મનોવૃત્તિ દૂષિત અગર દુષ્ટ નથી હોતી તેનેજ ખરો ભાગ્યશાળી ગણવો જોઇએ.

વયે પહોંચતાં મનોવિકાર શાંત પડતા જાય છે, અને તેમના વેગ અને જુસ્સામાં ઘટાડો થતો જાય છે, પણ આદતો દૃઢ અને બળવાન થતી જાય છે; આથી કરીને જીવનને સુખી બનાવે એવી આદતો પાડવી, અને વૃત્તિઓને ઇષ્ટ વલણ આપવું એ બાલ્યાવસ્થાનું મુખ્ય કર્તવ્ય છે. ફક્ત ભવિષ્ય ઉપરજ દૃષ્ટિ રાખવી, ભવિષ્યના સુખનેજ દરેક પ્રવૃત્તિનું લક્ષ્યસ્થાન બનાવવું એ એક રીતે જોતાં પસંદ કરવા લાયક નથી. બાળકને એકદમ બધું શીખવાડી દેવાની ઇચ્છા રાખનાર ઉતાવળીઓ શિક્ષક આવા પ્રકારની ભૂલ કરે છે. તે બાળકના ઉપર શિક્ષણનો ગજા ઉપરાંતનો બોજો નાંખે છે, અને તેના જીવનને કંટાળા ભરેલું અને વહીતરા જેવું બનાવી મૂકે છે. તેજ પ્રમાણે બાળકોની વૃત્તિઓને જે બાબતો રૂચતી હોય છે, તથા જે બાબતો તેમને આનંદ અને ગમ્મત આપતી હોય છે, તેમના ઉપરથી તેમનું મન ખસેડીને પુખ્ત ઉમરના માણસોને લાયકના આનંદના વિષયો ઉપર બાળકોની રૂચિ બળાત્કારે ઉત્પન્ન કરાવવા મથનાર શિક્ષક પણ તેવીજ જાતની ગંભીર ભૂલ કરે છે. બાલ્યાવસ્થાના આનંદના વિષય જુદીજ જાતના હોય છે, અને બાળકોને સૌથી વિશેષ આનંદ તેમનાજ સેવનથી થાય છે; વળી બાલ્યાવસ્થાજ સુખમય નીવડે, એવી કોશીશ કરવાની પણ ખાસ જરૂર છે, ફક્ત તેટલુંજ બની શકે તોપણ અત્યંત લાભ છે. તે અવસ્થામાં આનંદનો ઉપભોગ કરવાની શક્તિ સૌ અવસ્થા કરતાં વધારે તીવ્ર હોય છે, તેમજ બાળકોની દુઃખની લાગણી પણ એટલી બધી તીવ્ર હોય છે કે નજીવી જણાતી બાબતોથી પણ તેમને મોટી ઉમ્મરના માણસોના જેટલું દુઃખ થાય છે. દુઃખમય હાલતમાં ગાળવામાં આવેલી બાલ્યાવસ્થાનાં અનર્થકારક પરિણામ પાછળની અવસ્થાઓના સંપૂર્ણ સુખોપભોગ વડે પણ ધોવાઈ જતાં નથી. વળી સુખના દિવસના સ્મરણથી થતો આનંદ અત્યંત શુદ્ધ અને સુખકર હોય છે, તેથી કરીને બાલ્યાવસ્થાની નિર્દોષ રમત ગમ્મત જન્ય આનંદની અસર આખો જન્મારો પહોંચે છે. બાળકના મનની શક્તિઓ ઉપર ગજા ઉપરાંતનો બોજો

પડવાથી કેટલીક વખત તેમનામાં ચિરસ્થાયી વિકાર અને નબળાઇ દાખલ થઇ જાય છે; તેવીજ રીતે દુ:ખમય બાલ્યાવસ્થા ચારિત્ર્યમાં એવા વિકાર દાખલ કરી દેછે, તથા જીવન સંબંધી ભાવનામાં કડવાશની એવી લાગણીનો પટ બેસાડી દેછે, કે તેમની અસર અનેક પ્રયત્ન છતાં પણ નાબુદ થતી નથી.

વિષય ભોગોની પસંદગી કરતી વખતે એટલો નિયમ લક્ષમાં રાખવાનો છે કે હાલના વિલાસોનો એવી રીતે ઉપભોગ કરવો કે તે ભવિષ્યના સુખ અને આનંદના ઉપભોગને બાધ કર્તા થઇ પડે નહિ. જે માણસ યુવાવસ્થામાં અત્યંત મદ્યપાન, વિષયાસક્ત, જુગાર, ઉડાઉપણું, સ્વેચ્છાચાર, વગેરે દુર્ગુણોના સેવનમાં સુખ અને આનંદ માને છે, તેનો જન્મારો ખરાબ થયા વગર રહેતો નથી. તેજ પ્રમાણે જે ભોગવિલાસ જાતે નિર્દોષ હોય છે, તે જો ઉપભોગ અને પ્રવૃત્તિના મુખ્ય અને એકના એક વિષય થઇ પડે તો તેમની આનંદ આપવાની શકિત ઘટતાં ઘટતાં આખરે તદ્દન નષ્ટ થઇ જાય છે.

જે ભોગવિલાસ અને મોજશોખનો ઉપભોગ ફક્ત ભર જુવાનીમાં, આરોગ્ય અવસ્થામાં અને શરીરમાં સંપૂર્ણ ચૈતન્ય હોય તેવી સ્થિતિમાં પણ, અમુક હદમાંજ કરવાનો હોય છે, તેમના તરફ વાજબી રીતે હોવું જોઇએ, તેના કરતાં વધારે લક્ષ આપવાની ભૂલ સંસાર વ્યવહારમાં પડતી વખતે જીવનયાત્રાની શરૂઆતમાં આપણે હાથે થવાનો સંભવ છે. આનું દૃષ્ટાંત અંગ્રેજ લોકોના જીવન વ્યવહારમાં અંગકસરત અને ખુલ્લી હવાની રમતો જે મુખ્ય સ્થાન ભોગવે છે તેના ઉપરથી મળી આવે છે. અંગને કસરત આપનારી રમતો અને ખુલ્લી હવાના ખેલ ઉપેક્ષા કરવા લાયક તો નથીજ, એમાં બીલકુલ સંશય નથી. તેમના સેવનથી પુષ્કળ અને નિર્દોષ આનંદ મળવા રૂપી પ્રત્યક્ષ લાભ થાય છે, એટલુંજ નહિ, પણ પરોક્ષ રીતે પણ તે અનેક રીતે હિતાવહ છે. તેમનામાં શારીરિક આરોગ્ય અને સામર્થ્યમાં વૃદ્ધિ કરવાનો, તેમજ બેસી રહેવાની ટેવવાળા, રોગગ્રસ્ત, અને

નબળા બાંધાના માણસોની પ્રકૃતિમાં વાસ કરી રહેનારા વિકારોને તેમજ મનની ગ્લાનિને દૂર કરવાનો ગુણ રહેલો હોવાથી, જનસમાજના સુખમાં તે ઘણો વધારો કરે છે. તેમને લીધે નવા નવા માણસો સાથે પરિચય પડવાથી મિત્રમંડળનું વર્તુલ મોટું થતું જાય છે. તેજ પ્રમાણે કેટલીક રમતો હિમ્મત, ખંત, ઉત્સાહ, આત્મસંયમ વગેરે ગુણોનું, તથા આશાભંગ અને પરાભવના પ્રસંગો આનંદી મુખમુદ્રાથી સહન કરી સંતોષવૃત્તિ રાખવાનું શિક્ષણ આપે છે; અને આવા પ્રકારનું શિક્ષણ ચારિત્ર્યના બંધારણમાં ઓછી અગત્ય ધરાવતું નથી. અને જો માણસ જુગારની લતમાં પડે નહિ, તો આવી રમતો તેની વૃત્તિઓને નિષિદ્ધ ભોગવિલાસ તરફ વળતાં અટકાવે છે, એ કંઈ જેવો તેવો ફાયદો નથી. તેમ છતાં આપણે ઘણીવાર જોઈએ છીએ કે કેટલાક વિદ્યાર્થીઓ રમત ગમ્મતના વિષયને હદ ઉપરાંતનું પ્રાધાન્ય આપે છે. જે કાળમાં માનસિક સંપત્તિ સંપાદન કરવાનો લોભ રાખવાની ઘણી જરૂર હોય છે, તથા જ્ઞાનમાં વધારો કરવાની ઇચ્છા રાખવાની હોય છે; તે કાળમાં ઉંચી કેળવણી લેનારા ઘણા વિદ્યાર્થીઓ જ્ઞાનપ્રાપ્તિ કરતાં ક્રિકેટ અને ફુટબૉલમાં પ્રવીણતા મેળવવાની વધારે કાળજી રાખતા નજરે પડે છે.

ઉપર વર્ણવેલા ભોગવિલાસોની જો આપણે વાંચનની અભિરૂચિ અને એવા બીજા બુદ્ધિવિષયક વિલાસોની સાથે સરખામણી કરીશું તો આપણને સમજાશે કે બીજા પ્રકારના વિલાસ વધારે ઉત્કૃષ્ટ પ્રતિના છે. શરીરની સ્થિતિ ઉપર આધાર રાખનારી રૂચિઓ જ્યારે વૃદ્ધાવસ્થાના માર્ગ તરફ વળતાં મંદ પડતી જાય છે, ત્યારે વાંચનનો શોખ નિયમિત રીતે વધતો તથા દૃઢ થતો જાય છે. આનંદના અસંખ્ય પ્રદેશોનાં દ્વાર ખુલ્લાં કરવાની તેની સત્તા અપરિમિત છે; એ શોખ સૌથી સસ્તો છે, અને એની તૃપ્તિ ઘણીજ સહેલાઇથી થઇ શકે છે; વય, કાળ, અને સામાજીક સ્થિતિ વગેરેના વૈચિત્ર્ય ઉપર તેનો આધાર ઘણોજ થોડો હોય છે; મંદવાડ અને નબળાઇને લીધે એકાંત વાસમાં સડનારા આજારી પુરૂષોના મનનું રંજન

કરવાનું તે એક મુખ્ય સાધન છે. નિદ્રા વગરની રાત્રીના શૂન્ય પ્રહરને તે પ્રકાશિત કરે છે, મનમાં સુખદ વિચારોનો સંચાર કરે છે, વિષાદ અને ગ્લાનિ મટાડે છે, ક્રિયાસક્ત અથવા વ્યવસાયી જીવનના કામ વગરના અવકાશને અંગે રહેલી બેચેની ખસેડે છે, અને કાંઇ નહિ તો થોડા વખતને માટે પણ મનુષ્યની કાળજી અને ફિકર ચિંતાનો નાશ કરે છે. વળી જો એ શોખનું વિવેક પુરઃસર પોષણ કરવામાં આવે, તો ચારિત્ર્યને કેળવવાનું અને વિચારને ઉમદા અને વ્યવસ્થિત બનાવવાનું તે એક અત્યંત બળવાન સાધન થઇ શકે છે. વાંચનનો શોખ જાતે આનંદદાયક છે એટલુંજ નહિ, પણ બીજી જાતના આનંદને પણ તે પુષ્ટિ આપે છે. વાંચનના શોખથી આપણા જ્ઞાનની મર્યાદા વિસ્તૃત થાય છે; આપણી સહાનુભાવની તથા બીજાના ગુણની કદર કરવાની વૃત્તિ બળવાન થાય છે; અને તેમને લીધે સોબત, પ્રવાસ અને કળા કૌશલ્ય મારફતે મળતા આનંદમાં, અને સંસાર રૂપી નાટ્યભૂમિ ઉપર બનતા અનેક બનાવોમાં હિત ધરાવતાં શીખવાના ગુણમાં બેસુમાર વધારો થાય છે.

બચપણથી વાંચન ઉપર અભિરૂચિ થવી એ બાળ શિક્ષણનું એક ઉમદા ફળ છે; અને જો વાંચનના શોખની સાથે જ્ઞાન સંપાદન કરવાનો શોખ ઉત્પન્ન થાય છે, તેમજ એક ખાસ વિષય ઉપર ચિત્તની એકાગ્રતા કરવાની ટેવ પડે છે, તથા અવલોકન કરવાની શકિત આવે છે, તો ઘણોજ ફાયદો થાય છે.

આનંદ તથા મોજ શોખના વિષયોની પસંદગી કરવામાં તથા શોખ અને અભિરૂચિઓ કેળવવામાં ઘણું ડહાપણ વાપરવાનું હોય છે. ઘણી વખત એક જાતનો શોખ બીજી જાતના શોખથી મળતા આનંદનો ઉપભોગ કરવાની શકિત નષ્ટ કરે છે; અને કેટલીક જાતના શોખ જાતે નિર્દોષ હોવા છતાં બીજી વધારે પ્રશસ્ત વસ્તુઓના ઉપભોગથી મળતા આનંદનો માર્ગ બંધ કરતા હોવાથી ચારિત્ર્ય ઉપર માઠી અસર કરે છે; દૃષ્ટાંત તરીકે ફક્ત નવલ કથાઓજ વાંચવાની ટેવ પાડવાથી ઉમદા સાહિત્ય ઉપરની

અભિરૂચિ નષ્ટ થાય છે, તેમજ હલકી જાતના સાહિત્યમાં મચ્યા રહેવાથી રસજ્ઞતા નષ્ટ થાય છે. આથી કરીને એક પ્રકારનો શોખ બીજી જાતના શોખનો પોષક હોવો જોઇએ. આપણી ભિન્ન ભિન્ન અરૂચિઓમાંની એક અભિરૂચિ બીજી સાથે વિરોધી ભાવ ધરાવે એવી હોવી જોઇએ નહિ; એકને લીધે દાખલ થતા દોષ બીજાને લીધે સુધરવા જોઇએ વળી જીવનના જુદા જુદા પ્રદેશ અને જુદા જુદા સમય માટે આનંદના જુદા જુદા વિષય નકકી કરી રાખવા જોઇએ. જે યુવાન પુરૂષ સાહિત્યના શોખની સાથે ખુલ્લી હવાની રમતગમ્મત ઉપર પ્રીતિ ધરાવતો હોય છે, અને જે પ્રત્યેકનો આસ્વાદ લેવા માટે પૂરતાં સાધન ધરાવતો હોય છે, તે ભોગવિલાસથી મળતા સુખનાં સઘળાં સાધન ધરાવે છે, એમ કહીએ તો ચાલે.

વળી આ બીના પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે એકજ જાતના ભોગવિલાસ જુદી જુદી વ્યકિતઓ ઉપર જુદી જુદી જાતની અસર ઉત્પન્ન કરે છે. વળી જે રમત ગમ્મતો પુરૂષ વર્ગના વર્તન ઉપર બીલકુલ માઠી અસર ઉત્પન્ન કરી શકતી નથી, તે સ્ત્રીઓના ચારિત્ર્ય અને લાવણ્ય ઉપર માઠા વિકાર ઉત્પન્ન કરે છે. તેજ પ્રમાણે કેટલાક મોજ શોખ જીવનની હમેશની આદતો ઉપર બીજા કરતાં વધારે અસર ઉત્પન્ન કરે છે. બાઈસીકલની શોધને લીધે ઘણા માણુસોના આયુષ્યક્રમ ઉથલ પાથલ થઈ ગયા છે, એમ કહેવામાં બીલકુલ અતિશયોકિત નથી, કારણ કે તેને લીધે ઘરમાં બેસી રહેવાની ટેવવાળા ઘણા માણસો ખુલ્લી હવાનો તથા વ્યાયામનો લાભ લઇ શકે છે, અને તેમને બીજાના ઉપર આધાર રાખી બેસી રહેવાની ગરજ ઓછી રહે છે. કેટલીક રમતો જાતે વધારે ઉપયોગી હોતી નથી, પણ તે જુદા જુદા દરજ્જાના માણસોની સાથે પરિચય પાડવાના સાધન તરીકે, તેમજ વૃદ્ધાવસ્થામાં વખત ગાળવાના એક ઇલાજ તરીકે કિંમતી થઈ પડે છે. એક માણુસ ગંજીફાની રમત શીખ્યો નહોતો; તેને ઠપકો આપતી વખતે ટેલીરૅન્ડે એવું કહ્યું હતું કે ‘ તમે તમારે માટે કેવી દુઃખથી ભરેલી વૃદ્ધાવસ્થા તૈયાર કરો છો ! ’ એમાં રહેલું સત્ય આ પ્રકા-

રની વિચારણાથી સ્પષ્ટ સમજાય છે.

જેવી રીતે સુખનાં જુદાં જુદાં સાધનો ઉપર ઓછી વત્તી અગત્ય લાગુ પાડવાના સંબંધમાં જુદા જુદા દેશના અને જમાનાના લોકોના વિચારમાં તફાવત હોય છે, તેવી રીતે કેળવણીની પદ્ધતિમાં પણ ફેર હોય છે. એક પ્રકારની કેળવણી ઇચ્છાઓને કેળવે છે, અને બીજી મનને કેળવે છે. હાલની કેળવણીની પદ્ધતિ પહેલા પ્રકારની છે. જ્ઞાન અને નીતિને આકર્ષક બનાવવાં એટલે તેમને ઇચ્છાના વિષય બનાવવા, એ હાલની પદ્ધતિની પ્રવૃત્તિનો મુખ્ય ઉદ્દેશ છે. તેમને કેટલેક અંશે લલચાવનારાં સ્વરૂપ આપીને, તથા કેટલેક અંશે ઇનામો સાથે તેમનો સંબંધ જોડીને આ ઉદ્દેશ પાર પાડવાની કોશીશ કરવામાં આવે છે. બાળકોને નિર્દોષ અને હિતકર બાબતોમાં હિત ધરાવતાં શીખવવું, તેમની દૃષ્ટિ સમક્ષ નિર્દોષ અને હિતકર એવા ઇચ્છાના વિષય તૈયાર રાખવા, અને તેવી બાબતોમાં સરસાઈ મેળવવાનો લોભ તેમના મનમાં ઉત્પન્ન કરવો એ હાલના નીતિના શિક્ષણનું મુખ્ય ધોરણ છે. નીતિનો માર્ગ સરળ, સ્વાભાવિક અને આનંદદાયક બનાવવો, તેના વિકાસને અનુકૂળ થઇ પડે એવું સામાજિક આવરણ તૈયાર કરવું, અને જેમ બને તેમ સ્વાર્થ અને કર્તવ્ય એ બે ને એકરૂપ બનાવવાં—કર્તવ્યનો માર્ગ સ્વાર્થના માર્ગથી ભિન્ન નથી એ વાત બાળકોના મનઉપર પ્રત્યક્ષ દૃષ્ટાંત મારફતે ઠસાવવી, એ ધોરણ ઉપર નીતિનું શિક્ષણ આપવામાં આવે છે. હાનિકારક મોજશોખ ઉપરથી બાળકોનાં મન પાછાં વાળવા માટે અને તેમના ઉપર બાળકોને રૂચિજ ન થાય તેટલા માટે તેમની દૃષ્ટિ સમક્ષ નિર્દોષ રમતો પૂરતી સંખ્યામાં તૈયાર રાખવામાં આવે છે, અને સારી તથા નરસી ટેવોના ફાયદા ગેરફાયદા તેમને સ્પષ્ટપણે સમજાવવામાં આવે છે. આળસુ અને ઉત્સાહ વગરના માણસોની સમક્ષ હિત અને લોભના યોગ્ય વિષયો ખડા કરીને તેમને ઉદ્યમમાં પ્રવૃત્ત થવા માટે લલચાવવામાં આવે છે. પણ પ્રથમની માફક મનની વૃત્તિઓના વેગની સામે થવાનું, તથા મનને અરૂચિકર તથા દુઃખમય લાગે એવા કામમાં લાંબી મુ-

દંત સુધી ટેવાતાં શીખ નું, એટલે તિતિક્ષા કરવાનું શિક્ષણ હાલમાં પ્રથમના જેટલા પ્રમાણમાં આપવામાં આવતું નથી.

આ પ્રમાણે કેળવણીના ઉદ્દેશમાંજ ફેર પડતો જાય છે. પહેલાંની કેળવણીમાં એવો ઉદ્દેશ રાખવામાં આવતો હતો કે મનને કેળવીને તથા અંકુશમાં રાખીને ઇચ્છાબળ વધારવું, સુખની ઉપેક્ષા કરીને દુઃખનો સ્વીકાર કરવાનો અભ્યાસ પાડવો, સ્વાભાવિક રૂચિઓ તથા વૃત્તિઓને અંકુશમાં રાખવી, કામનાઓની સત્તા અને સંખ્યામાં ઘટાડો કર્યો જવું, બહારના પદાર્થોની ગરજ રાખ્યા સિવાય નિર્વાહ ચલાવી લેવાનો મહાવરો પાડવો, અને એકંદર રીતે આત્મોત્સર્ગનેજ પરમ પ્રાબલ્ય ગણવું, એવું શિક્ષણ અપાતું હતું. આ પદ્ધતિના ગુણદોષ વિષે પુષ્કળ અંશે મતભેદ હોવાનો ઘણો સંભવ છે, અને જે કાળમાં આ પદ્ધતિ પૂરજોસમાં હતી, તે વખતના લોકોની નીતિ હાલના કરતાં વધારે ઉંચી હતી એમ માનવાને કોઇ પણ ખાસ કારણ નથી. સારા સારા માણસો સન્યસ્ત ગ્રહણ કરી વાનપ્રસ્થાશ્રમ ભોગવતા હોવાથી, તેમના સમાગમથી જનસમાજને જે લાભ થવો જોઇએ, તે થઇ શકતો નહિ; અને તેમની કોશીશ અસ્વાભાવિક આશયને પહોંચવા રૂપી ફલને ઉદ્દેશીને થતી હોવાથી તે સામાજીક સદ્‌ગુણોના વિકાસને અનુકૂળ થઇ શકતી નહિ. તેમ છતાં આ પદ્ધતિના બીજા દોષ ગમે એટલા હોય, પણ એટલું તો નક્કીજ છે કે તે પદ્ધતિ મનને દૃઢ અને મર્યાદશીલ બનાવી માનસિક બળને પોષવામાં ઘણે અંશે સફળ થઇ શકતી હતી; અને વાસ્તવિક રીતે જોવા જઇશું તો આવા પ્રકારનું ઇચ્છા બળ એજ નીતિ અને સુખનું મુખ્ય અંગ છે.

આ ઇચ્છા બળ પણ ઘણી વખતે વિચિત્ર માલમ પડે છે. જે માણસોએ અત્યંત જોખમ અને કટાકટીના સમયમાં આશ્ચર્યકારક હિમ્મત અને ખંત બતાવેલી હોય છે તે લોકો ખાનગી મનોવિકાર અને દુર્ગુણના ભોગ સહેલાઇથી થઈ પડેલા હોય છે, એવા ઘણા દાખલ ઇતિહાસમાં મળી આવે છે. માનસિક બળ અને હિમ્મતમાં પણ ઘણા પ્રકારછે. વીર પુરૂષોના

રણસંગ્રામની હિમ્મતમાં, અને ધર્મને માટે પ્રાણ આપનાર ધર્મઝનુની પુરૂષની હિમ્મતમાં ઘણો ફેર છે. મરણીયા થઇ તોપ અને સંગીનની સામે ધસનારા માણસો ઘણી વખત મોટી જવાબદારીનો બોજો સહન કરવામાં પછાત માલમ પડે છે. સંકટ, મંદવાડ અગર હેવી આફત સહન કરવામાં અસમર્થ જણાયલા માણસો સાહસ ખેડવામાં અને જોખમ વહોરવામાં આગળ પડતા નજરે પડે છે. મોટી આફતો અને અકસ્માતના હંગામમાં ~~આશ્ચર્યકારક~~ ખંત અને હિમ્મત બતાવનારા પુરૂષોનું મનોબળ મનોવિકાર અને દુર્ગુણની સામે લાંબી મુદત સુધી ટક્કર ઝીલી શકતું નથી, એમ આપણે ઘણે સ્થળે જોઇએ છીએ. શરીરબળમાં પુરૂષનાથી ઉતરતી જણાતી સ્ત્રીઓ મનના બળમાં અને સહનશીલતામાં પુરૂષોના કરતાં ચઢીયાતી જણાય છે.

માણસની સામાજીક અને આર્થિક સ્થિતિ એ તેના મનોબળને કસનારી, કેળવનારી અને દૃઢ કરનારી એક મોટી શાળા છે; અને હાલના ઉદ્યોગના પણ સ્પર્ધાના જમાનામાં ઉદર નિર્વાહનાં સાધન કષ્ટસાધ્ય થતાં જાય છે, તેથી પણ એક રીતે મનનું બળ પોષાય છે. પણ નીતિની અને શિક્ષણની પદ્ધતિઓમાં મનના બળને પોષવા ઉપર વિશેષ લક્ષ આપવામાં આવતું નથી. તેમ છતાં બચપણથીજ આત્મસંયમ અને સ્વાર્થ ત્યાગના ગુણ પ્રાપ્ત કરવા, અને એકાગ્રચિત્તથી નિયમિતપણે ઉત્સાહપૂર્વક કામે વળગવાની ટેવ પાડવી, એના જેવું હિતકર બીજું એકે શિક્ષણ નથી. એકંદર રીતે આપણી દુષ્ટ મનોવૃત્તિઓ વિશેષ બળવાન હોય છે, અને કર્તવ્યનો માર્ગ ઘણી વખત આપણને અપ્રિય લાગે છે. પણ જેવી રીતે સુકાનના અંકુશમાં નહિ રહેનારૂં વહાણ પવન અને ભરતીની પુષ્કળ અનુકૂળતા છતાં પણ સહીસલામત રીતે ધારેલે બંદરે પહોંચી શકતું નથી, તેવીજ રીતે માણસનો સ્વભાવ ગમે એટલો માયાળુ, પ્રેમાળ, અને પવિત્ર હશે, પણ જો તેના ઉપર આત્મસંયમનું અંકુશ નહિ હોય, અને તે મનોવિકારના આવેશમાં આમતેમ ઘસડાઇ જતો હશે, તો તે કોઇ દિવસ

ઉત્તમ કાર્ય કરનાર નથી. થોડી લાલચોવાળા અને સારા સહવાસવાળા જનસમાજમાં તે થોડે ઘણે અંશે દીપી નીકળે, એ બનવા જોગ છે, પણ તેમાં રહેલી ખોડો ધીમે ધીમે બળવાન થતી જશે; ધૈર્ય, ખંત અને ધોરણની ગેરહાજરીને લીધે તેનામાં ચૈતન્યની પૂર્તિ થઇ શકવાની નહી, અને આખરે તેનું અધ:પતન થયા સિવાય રહેશે નહિ. જો આપણામાં ખરા ખોટા વચ્ચેનો ભેદ સમજવા રૂપી સમજના પાયા ઉપર રચાયલી, સંયમ શક્તિ નહિ હોય, અને આપણે ખરી ઇજ્જતની શુદ્ધ લાગણીને અનુસરીને એક ધોરણસર નહિ ચાલીએ, તો આપણે કદી પણ સદાચરણી થઇ શકવાના નથી.

આવા પ્રકારનું મનોબળ અથવા ઇચ્છાબળ કાર્યરૂપે સ્ફુરે, તો તેથી આપણી સ્વાભાવિક ખોડો દૂર થવા માંડે છે, એદી અને એશઆરામી માણસ મહેનતુ થવા શીખે છે, ક્રોધી અને ચીડીઓ સ્વભાવ શાંત થવા લાગે છે, અને દુષ્ટ મનોવિકાર અંકુશમાં રહે છે. દરેક માણસનામાં ઇચ્છાબળ સ્વાભાવિક રીતે ઓછાવત્તા પ્રમાણમાં હોય છે તો ખરૂંજ, પણ અભ્યાસ અને વાપરથી તેમાં વધારો થઇ શકે છે, તેમજ વાપર બંધ પડવાથી તે ઘટવા માંડે છે. ચારિત્ર્યના હલકી જાતના દોષ તો સાધારણ સામર્થ્યવાળા ઇચ્છાબળની મદદથી દૂર કરી શકાય છે, પણ એકવાર આપણાં લક્ષણ ઘડાયાં અને દૃઢ થયાં એટલે પછી તેમને સુધારવાનું કામ ઘણું વિકટ થઇ પડે છે. કેટલીક વખત ધર્મની અસરથી તો કેટલીકવાર એકાએક મંદવાડ અગર અણધારેલી આફતથી થોડો ઘણો સુધારો થઇ શકે છે ખરો, પણ આપણે ઘણીવાર જોઇએ છીએ કે કેટલાક માણસોએ પોતાના મનોવિકારને સ્વચ્છંદ પણે વર્તવા દીધેલા હોવાથી તેમની મનોવૃત્તિઓ એટલી બધી ભ્રષ્ટ અને બલિષ્ઠ થઇ ગયેલાં હોય છે, તથા તેમને સુમાર્ગે દોરનારી વૃત્તિઓ એટલી બધી નિર્બળ થઇ ગયેલી હોય છે કે તેમના સ્વભાવમાં કોઇપણ ઉપાયથી સુધારો થઇ શકવાનોજ નથી એવી આપણી ખાત્રી થાય છે.

આપણે ઘણી વખત જોઇએ છીએ કે જો કોઇ માણસને પુખ્ત ઉમ્મર થતા પહેલાં એકદમ મોટો વારસો મળે છે, અથવા તો અન્નપૂર્ણાનો પ્રસાદ તેના ઉપર અલ્પઆયાસે ઉતરે છે, તો તેને લીધે તેનો આખો જન્મારો ખરાબ થઇ જાય છે, એનું કારણ આ પ્રમાણે છે. પોતાની સ્થિતિ સારી હોવાને લીધે જો કોઇ માણસને કામ કરવાની ગરજ રહેતી નથી, તો પછી તેને કોઇ પણ ઉદ્યમમાં જોડાવાનો કંટાળો ઉપજે છે; અને એક બાજુએ જ્યારે મન કોઇ પણ કાર્યમાં રોકાયલું રહેતું નથી, અને બીજી બાજુએ ભોગેચ્છા તૃપ્ત કરવાનાં સઘળાં સાધન અનાયાસે પ્રાપ્ત થાય છે, ત્યારે વિષયવાસના અત્યંત પ્રબળ થઇ જાય છે, લાલચોની સામે થવાની શકિત નષ્ટ થઇ જાય છે, અને નૈતિક જીવનનાં સૂત્ર શિથિલ અને નિઃસત્ત્વ થઇ જાય છે. પણ જે શ્રીમંત પુરૂષને મોટી મીલ્કતનો વહિવટ કરવાનો હોય છે, અથવા તો મોટા કારખાનાના કામકાજ ઉપર દેખરેખ રાખવાની હોય છે, અથવા તો અનુકૂળ સંજોગોને લીધે કોઈ ચોક્કસ કાર્યમાં જોડાયલા રહેવાની જરૂર પડે છે, તે તવંગર પુરૂષ લાલચોના પંઝામાં સહેલાઇથી ફસાતો નથી. જે માણસને કામ કરવાની સ્વાભાવિક આદત હોય છે, તેને તો આવી એટલે તવંગરપણાની સ્થિતિ અત્યંત કિંમતી થઇ પડે છે, કારણ કે તેને નાનપણથીજ પોતાની રૂચિ અને બુદ્ધિને અનુરૂપ એવા ધંધામાં ચિત્તને એકાગ્ર કરવાની તક અને ફુરસદ મળે છે. પણ જેમનામાં એવી ટેવ નથી હોતી, તેમનો મોટો ભાગ તો નઠારા કુછંદમાં અને હાનિકારક મોજશોખમાં ગુલતાન થઇ જાય છે, અને તેઓ આળસુ અને ઉદ્દેશ વગરનું જીવન ગાળી પોતાનો જન્મારો વ્યર્થ ગુમાવે છે. કેટલાકનામાં કામ કરવાની તાકાત રહે છે ખરી, પણ તેમને એકાગ્ર ચિત્તે અને નિયમિતપણે કામ કરવાનું ગમતું નથી, અને આ એક ચોક્કસ નિયમ છે કે પ્રયોજન અથવા હેતુના જ્ઞાનવિનાની પ્રવૃત્તિ, તથા અનિયમિત અને અવ્યવસ્થિત કાર્યશક્તિ જોઇએ તેવા ફલને પ્રકટ કરતી નથી.

ઘણા માણસોને તો ઉદર નિર્વાહને માટે નિયમિત રીતે કામમાં મચ્યા

રહેવાની જરૂરજ પડે છે; તેથી કરીને તેઓ આવી દહેશતમાંથી બચી જાય છે. કેટલાક માણસો તો એવી સ્થિતિમાં પડેલા હોય છે કે તેમને ધંધાની પસંદગી કરવાની બીલકુલ છુટ રહેતી નથી; પણ જેમને પસંદગી કરવાની છુટ હોય તેમણે એટલો નિયમ ધ્યાનમાં રાખવો કે આપણે જે ધંધો પસંદ કરીએ તે આપણી બુદ્ધિશક્તિ અને સ્થિતિને અનુરૂપ હોવો જોઇએ એટલુંજ નહિ, પણ તે આપણી રૂચિ અને ચાલચલગતને પણ અનુકૂળ હોવો જોઇએ. દરેક માણસે એવો ધંધો પસંદ કરવો જોઇએ કે તેથી તેના ઉત્તમ ગુણો પૂરતી રીતે વિકાસને પામતા જાય; અને છેવટે એટલું તો સાચવવું જોઇએ કે જે ધંધા પોતાની દેખીતી ખામીઓને ઉત્તેજન આપવાનું વલણ ધરાવતા હોય, તેમનાથી તો દૂરજ રહેવું; કારણ કે એકંદર રીતે એટલું તો સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે કે માણસના ચારિત્ર્ય ઉપર તેના પોતાના વિચાર કરતાં વર્તનની અસર વધારે થાય છે.

બાળપણમાં આપણાં લક્ષણને ઇષ્ટ અને વિહિત પ્રવાહમાં વાળવા માટે જેમ ધંધાની પસંદગી કરવામાં ઘણો વિચાર કરવાની જરૂર છે, તેવીજ રીતે મિત્રોની પસંદગી કરવાની બાબત પણ અત્યંત ઉપયોગી છે. કારણ કે એક ગ્રંથકારે જણાવ્યું છે તેમ સહવાસથી સદ્વર્તનની કેળવણી ઘણે અંશે આપોઆપ અને બેમાલુમપણે મળે છે. ‘ સોબત તેવી અસર ’ એ એક સાધારણ અને ઘરગથ્થુ કહેવત થઇ પડી છે. પતિત પુરૂષની સાથે પ્રથા રાખવાથી તમારી રૂચિ નીચ છે, અને તમારી વૃત્તિઓ દૂષિત છે, એમ જણાઈ આવે છે; અને તેવા મંડળમાં આવ જાવ રાખવાથી તમારાં આચરણ અચૂક અધમ થયા વિના રહેતાં નથી. બીજી બાજુપર જોવા જઇએ તો આપણાથી ડાહ્યા, સારા અને અનુભવી માણસોની સાથે સમાગમ રાખવાથી હમેશાં આપણા મનને કાંઇક કાંઇક પણ ઉત્તેજન મળે છે, અને આપણું હૃદય વિકાસને પામે છે. એવા પુરૂષોના પરિચયથી સંસાર ચરિત્ર સંબંધી આપણું જ્ઞાન વધે છે, અને શાણા અને સહજોરીવાળા માણસોના સમાગમથી ચાલચલગતના બંધારણ ઉપર અતી કિમતી

અસર થયા વિના રહેતી નથી; તેથી આપણાં સાધનોનો સમુદાય વધે છે: આપણો સંકલ્પ દૃઢ થાય છે; આપણો ઉદ્દેશ ઉન્નત થાય છે; અને આપણા પોતાના કામકાજમાં આપણે વિશેષ ચાતુર્ય અને શક્તિ વાપરવાને સમર્થ થઇએ છીએ, એટલુંજ નહિ, પણ બીજાઓને આપણે વધારે ક્રિયાસિદ્ધ સહાયતા આપી શકીએ છીએ. આથી કરીને બીજા માણસોની સાથે સ્નેહનો સંબંધ બાંધવામાં-આપણા મિત્રોની પસંદગી કરવામાં આપણે જેટલું શાણપણ વાપરીએ તેટલા પ્રમાણમાં આપણું આયુષ્ય સુખાવહ તથા શુદ્ધ થઈ શકશે, અને આપણે સદ્વર્તનશાળી થઇ શકીશું. આપણે જો દુર્જન પુરૂષો સાથે સ્નેહ બાંધીશું તો તે આપણને તેમની પોતાની પાયરીએ ઉતારી નાખશે-' કુસંગનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમાં '-પણ સજ્જન સાથે સ્નેહ બાંધીશું તો આપણો ઉત્કર્ષ થશે. ઘણા માણસોને મહત્ત્વાકાંક્ષાને માર્ગે ચઢવાની પ્રેરણા કરનાર તથા દુરાચરણને માર્ગે દોરનાર તેમની બાળપણની મૈત્રી હોય છે. વિદ્યાર્થી અવસ્થામાં મિત્રોની સાથે વિનોદ વાર્તા કરતાં આયુષ્યક્રમના સંબંધમાં જે વિચાર બાંધવામાં આવ્યા હોય છે, તેમનો પાસ પાછળના જીવન ઉપર પડયા વગર રહેતો નથી.

તેમ છતાં ચારિત્ર્યની કેળવણીનો મોટો ભાગ તો દરેક વ્યક્તિના મનના કાર્યથી સધાય છે. મનોરથોને નિયમ અને અંકુશમાં રાખતાં શીખવું; મનોરથોના વેગ ઉપર ઇચ્છાબળની સત્તાની દૃઢ સ્થાપના કરવી; મનમાંથી વિકારી અને દૂષિત વિચારોને ખસેડી નાંખીને જુદાજ વિષયો ઉપર તથા જીવનની જુદીજ ભાવના ઉપર ચિત્ત ચોટાડવાની શક્તિ પ્રાપ્ત કરવી; ગંભાર વિષયના ચિંતનમાં મનને એકાગ્ર કરવાની, તથા વિચારોની સાંકળ સળંગ તથા સ્થિર રાખવાની ટેવ પાડવી, એ બધાં વિવેકપુરઃસર આત્મશિક્ષણનાં ઉમદા ફળ છે. તેનો ઉપયોગ વિવિધ પ્રકારનો છે. બુદ્ધિનાં ઉત્કૃષ્ટ કાર્યોમાં ચિત્તની એકાગ્રતાની શક્તિ અત્યંત કિંમતી છે એ તો ઉઘાડું છે. તેજ પ્રમાણે સુખ પ્રાપ્તિના સંબંધમાં પણ મનનો થાક કાઢી નાંખવાની, ચિંતાથી મુક્ત રહેવાની, દુઃખ અને શોકના પ્રસંગોમાં પણ સુખદ

કામમાં પ્રવૃત્ત થવાની, તેમજ વસ્તુસ્થિતિની હમેશાં ઉજળી, આશાભરી, અને અનુકૂળ બાજુ તરફ જોવાની ટેવ પણ અત્યંત ઉપયોગી છે.

નૈતિક કેળવણીના સંબંધમાં પણ મનને ભ્રષ્ટ કરનારા વિકારી વિચાર અને દુષ્ટ કલ્પનાઓ મનમાંથી કાઢી નાખવાની ટેવ અત્યંત ઉપયોગી છે; તેમજ મોહ અને લાલચમાં ફસાવાનો પ્રસંગ આવે તે વખતે શુદ્ધ, અને પવિત્ર વિચારોનું સ્મરણ કરવાની ટેવ પાડવાથી નીતિથી ભ્રષ્ટ થવાનો પ્રસંગ ટાળી શકાય છે. આત્મનિરીક્ષણ અને આત્માવલોકનમાં નિમગ્ન રહેવાની, તથા આપણી પાછલી ભૂલો બદ્દલ હમેશાં ચિંતા કર્યા કરવાની, તેમજ આપણી પ્રકૃતિનાં વિકારી-દૂષિત-અંગોનું વારે ઘડીએ સ્મરણ કર્યા કરવાની, ટેવ પાડવા કરતાં ઉદ્વેગ, ખેદ અને ચિંતા ઉપજાવનારા વિચારોને દાબી દઇ સારા વિચારોમાં મનને રોકવાની ટેવ પડવાથી નીતિના માર્ગમાં આગળ વધવાનું કામ વધારે સુગમ થઇ પડે છે. આપણો સ્વભાવ ચીડીયો થવાનું મૂળ કારણ જોવા જઇશું તો મનને ખેદ કરાવનારા, કંટાળો ઉપજાવનારા, તથા જેમનું નિવારણ કરી શકાય એમ નથી એવા એવા પ્રસંગોનું આખો દહાડો ચિંતન કરવાની ટેવજ છે એમ ઝટ જણાઇ આવશે; અને તેવા વિચાર મનમાંથી કાઢી નાખવાની ટેવ રાખીશું તો આપણો સ્વભાવ આનંદી થશે. આપણી સાંસારિક સ્થિતિની ઉજળી બાજુ તરફ જોવાની, તથા તેના સંબંધી આશાભર્યા વિચાર કરવાની ટેવ પાડીશું તો આપણે સંતોષી થઈશું, પણ તેથી ઉલટું જો નિરાશા ભરેલા વિચાર કરવાની ટેવ પાડીશું તો આપણે અસંતોષી થઇશું. તેજ પ્રમાણે આપણી સાથે સંબંધમાં આવનારા માણસોના ગુણ તરફ દૃષ્ટિ કરવાની ટેવ પાડીશું તો આપણે મીલનસાર અને સબુરીવાળા થઇશું. પણ જો તેમનાં છિદ્ર ખોળવાની ટેવ રાખીશું તો આપણને સહવાસજન્ય સુખ કદી મળનાર નથી.

વિચાર ઉપર અંકુશ રાખવાની મનની શક્તિનું પ્રમાણ જુદા જુદા માણસોમાં ઓછું વધતું હોય છે. દાખલા તરીકે

મનમાં ઉદ્વેગ અને ચિંતા કર્યા કરવાની ટેવ સ્વભાવસિદ્ધ હોય છે, અને જેનામાં એવી ટેવ હોય છે, તે વિચારશક્તિ અથવા ઇચ્છાબળની મદદ વડે પણ તેને નિર્મૂળ કરી શકતો નથી. આવા સ્વભાવવાળો માણસ બીજા માણસ કરતાં વધારે સાધનસંપન્ન હોય, તેમ છતાં ગઇ ગુજરી ભૂલી જવાની તથા ભવિષ્ય તરફ આશા ભરેલી દૃષ્ટિથી જોવાની ટેવવાળા માણસો કરતાં તે ઓછો સુખી માલમ પડે છે; તેને ઘણી વખત સ્વસ્થ નિદ્રા આવતી નથી, અને આવો સ્વભાવ જીવનના દરેક માર્ગમાં તેનો ઉત્સાહભંગ કરી નાંખે છે. એકજ જાતનો આફતનો પ્રસંગ જુદા જુદા માણસોના સુખના ઉપર જુદા જુદા પ્રમાણમાં ઓછી વત્તી અસર કરે છે; અને ખરૂં જોઇશું તો જીંદગીના સુખ અગર દુઃખનો આધાર સુખકર અગર દુઃખકર પ્રસંગો તથા સંજોગોની સંખ્યા ઉપર જેટલો અવલંબેલો છે, તેના કરતાં તેવા પ્રસંગોનું સ્મરણ રાખવાની ટેવ ઉપર વધારે રહેલો છે. ઘણી વખત આપણે એમ જોઇએ છીએ કે આપ્તજનના મરણ પાછળ જેને વધારે ઘાંટા કાઢી આક્રંદ કરવાનો તથા દુઃખ અને શોકમાં ગરક્કાવ થઇ જવાનો સ્વભાવ હોય છે, તે માણસને પોતાના શોકનો વિસારો વહેલો પડે છે; પણ જે માણસ તેના જેટલા હાયવરાળા કરતો નથી, તથા જેના આંસુનો પ્રવાહ પહેલા માણસના જેટલો વિપુલ હોતો નથી, તેનો શોક, અને તેની ગમગીની લાંબી મુદત સુધી પહોચે છે.

આ પ્રમાણે જો કે ગઇ ગુજરી ભૂલી જવાની ટેવ સ્વભાવસિદ્ધ હોય છે ખરી, અને જે માણસનામાં એવી ટેવ જન્મથી હોતી નથી તે અપારશ્રમ છતાં પણ તેવી ટેવ સંપાદન કરી શકતો નથી, તેમ છતાં સહવાસ, પ્રવાસ, અને રમતગમ્મતના પ્રસંગો વગેરેમાં મનને રોકવાથી દુઃખદ વિચારોનું વિસ્મરણ થાય છે એ વાત અનુભવસિદ્ધ છે. ધર્મની સત્તા તથા અભ્યાસ પણ આ બાબતમાં ઘણું કરી શકે છે. ઘણી વખત કલ્પિતસૃષ્ટિ ઉત્પન્ન કરવાની શક્તિ પણ આપણી મદદે આવે છે. જે વખતે આપણે આપણા મનને કોઇ દુઃખદ વિચારોના ચિંતનમાંથી નિવૃત્ત કરી શકતા

નથી, તે વખતે જો આપણે આપણી કલ્પનાશક્તિના ઘોડાને ચાબુક મારીએ તો આપણે મનોરથ સૃષ્ટિમાં નિમગ્ન થઇ આપણી જાતનું તથા જાતના વિચારોનું પણ વિસ્મરણ કરી શકીએ છીએ. કેટલાક માણસોને આનંદ અને સુખના પ્રત્યક્ષ પ્રસંગો કરતાં, તેમના સ્મરણથી તથા તેવા પ્રસંગો કલ્પવાથી વિશેષ આનંદ અને સુખ મળે છે. પોતાના જીવનને સુખદ સ્વપ્નોથી ભરપૂર બનાવવાની શક્તિ એ એમની એક ઉમદા ઇશ્વરી બક્ષીસ છે. એક કવિએ સુંદર રીતે જણાવ્યું છે કે :-

"ઉમદા વિચાર, અને ઉજ્વળ સ્વપ્ન, તમેજ મારા આનંદના પ્રત્યક્ષ વિષયો થાઓ; મને બીજા કશાથી સુખ મળવાનું નથી; તમે મારી આસપાસ વિંટાઇ વળો, અને તમેજ મારૂં ઐશ્વર્ય, મારી જન્મભૂમિ, મારી કીર્તિ અને મારી ધર્મ પત્ની થાઓ.

ચારિત્ર્યની કેળવણીમાં પણ સ્વભાવના આ અંગની એટલે કલ્પના શક્તિની ખીલવટ ઘણો ઉપયોગી ભાગ બજાવે છે. સુખ અને દુઃખનો મોટો ભાગ આસપાસના સંજોગો સાથે એટલે બહારની સ્થિતિ સાથે બીલકુલ સંબંધ ધરાવતો હોતો નથી; પણ તેનો ઘણો આધાર આપણું મન જેવા વિચાર, જેવી આશાઓ, જેવી કલ્પનાઓ, અને જેવી દહેશતોમાં મગ્ન થઇ શકે, જેવાં ચિત્ર કલ્પી શકે, તેના ઉપર રહેલો હોય છે. આવી કલ્પનાશક્તિ મોટી માનસિક અને નૈતિક સત્તા ધરાવે છે. આ શક્તિ ઘણી વખત ગંભીર અને ગહન વિષયોના ચિંતનમાં એકાગ્ર થવાની ચિત્તની કોશીશને વિફળ કરે છે, અને બારીક અવલોકન કરવાની તથા તર્ક કરવાની શક્તિની આડે આવે છે, એ વાત જો કે ખરી છે, પણ તે શક્તિજ ઘણી વખત ઉત્પાદક વિચારોને ઉત્પન્ન કરનારૂં સબળ સાધન થઇ પડે છે. કેટલીક વખત એ શક્તિ મનુષ્યને સંસારની ઉપાધિ અને દુગ્ધામાંથી ઉપાડી લઇ તેને એક નવાજ પ્રદેશમાં મૂકી આવે છે, અને તે વખતે ત્યાંની સ્થિતિ અને અવસ્થાને લગતા વિચાર તેના મગજમાં આપો આપ

સ્ફુરી આવે છે. પોતાનાથી ભિન્ન એવાં પાત્રોનો તથા તેમની સ્થિતિનો તેને પ્રત્યક્ષ અનુભવ થાય છે. જુદા પ્રદેશમાં જઈ પડવાથી તથા અમાનુષી શક્તિનું પોતાનામાં આરોપણ કરવાથી, મનુષ્ય જાતનાં ઘણાં અરિષ્ટોના ઉપાય તેને એકદમ સુઝી આવે છે, અને રાજ્યતંત્રોની તથા જન સમાજની ખરી સ્થિતિનું, તેમની ખામીઓનું તથા તેમના સંબંધનું તેને સ્પષ્ટ ભાન થાય છે. અદૃષ્ટ વસ્તુ સ્થિતિનું પ્રત્યક્ષ દર્શન કરવાના કલ્પના શક્તિના પ્રભાવથી ઘણા શાસ્ત્રીય શોધ થયેલા છે.

ચારિત્ર્ય ઉપરની તેની અસર પણ વિશાળ અને વિવિધ પ્રકારની છે. વિકારી અને દૂષિત કલ્પનાશક્તિનાં માઠાં પરિણામ સર્વની જાણમાં છે, અને એ માઠી અસર બહારની કોઇ સૂચનાથી નથી થતી, પણ આપણા મનમાં ઉદ્ભવતા વિચારોને લીધે થાય છે. તેમ છતાં વિશુદ્ધ કલ્પનાશક્તિને અંગે પણ કેટલાક દોષ રહેલા છે. જે મનોવિકાર અને લાગણીઓ ક્રિયા રૂપ પરિણામને પામતાં નથી, તેમનામાં અતિશય નિમગ્ન રહેવાથી નૈતિક તંતુઓ ઉત્તેજીત થવાને બદલે નિષ્ક્રિય થવા લાગે છે. દાખલા તરીકે આપણે ઘણી વખત જોઇએ છીએ કે જે માણસને નવલકથાઓ તથા વાર્તાઓમાંનાં કલ્પિત પાત્રો ઉપર ગુજરતાં દુઃખોનું વર્ણન વાંચી આંસુ ગાળવાની ટેવ હોય છે, તે માયાળુ અને પરોપકારી હોય છે જ એમ હોતું નથી, પણ ઉલટા કેટલીક વખત તો તેઓ પ્રત્યક્ષ સંકટ તરફ દુર્લક્ષ્ય કરનારા તથા તેના નિવારણની કોશીશ કરવામાં પાછળ પડનારા જણાય છે. તેમ છતાં એ વાત પણ ખરી છે કે ઘણા માણસ લાગણી વગરના, નિષ્ઠુર હૃદયના અને સ્વાર્થી તથા એકલપેટા જણાતા હોય છે એનું ખરૂં કારણ એ હોય છે કે જે દુઃખ તેમણે જાતે અનુભવેલું હોતું નથી, તેનું ખરૂં સ્વરૂપ તેઓ કળી અથવા કલ્પી શકતા નથી; અને ઘણી વખત આવી શક્તિ આવ્યા પછી તેમનું નિસ્પૃહીપણું દૂર થાય છે.

ચારિત્ર્યની કેળવણીના સંબંધમાં બીજી એક બીના લક્ષમાં રાખવા

જેવી છે. કેટલાક શિક્ષકો પોતાનાથી ભિન્ન પ્રકૃતિવાળા શિષ્યોના મન ઉપર પોતાનીજ રૂચિઓ અને ખાસીયતો ઠસાવવાની કોશીશ કરે છે, એ તેમની મોટી ભૂલ છે, શાંત, અભ્યાસશીલ અને વૈરાગ્યવૃત્તિ વાળો શિક્ષક ઉદ્યોગશીલ અને ઉછળતા જુસ્સાવાળા વિદ્યાર્થીને પોતાના સ્વભાવને માફક આવે એવા માર્ગનું શિક્ષણ આપતી વખતે એટલો વિચાર કરતો નથી કે મારો ઉચ્ચાશય તેને સંતોષ આપી શકવાનો નથી, અને તે જે કામને માટે, તથા જેવી પ્રવૃતિને માટે વધારે લાયક છે, તેના શિક્ષણથી તેને બેનસીબ રાખવાથી ઘણી હાનિ થવાનો સંભવ છે. પ્રકૃતિ વિરૂદ્ધનું શિક્ષણ મળવાથી વિદ્યાર્થી ઢોંગી થવા શીખે છે. બાળકની સમક્ષ નીતિનું ઘણુંજ સખ્ત અને દહેશત ભરેલું ચિત્ર આલેખવું, અને તેમને પગલે પગલે અંકુશમાં રાખવાં એના જેવી ગંભીર ભૂલ બીજી એકે નથી. જે મંડળમાં બીડી પીવી, રમત ગમ્મતમાં ભાગ લેવો, નવલ કથાઓ વાંચવી, વગેરે નિર્દોષ બાબતોના સેવનની સખ્ત મનાઇ હોય છે, અને તે પ્રત્યેકના સેવનને મોટા ગુન્હા સમાન ગણવામાં આવે છે, ત્યાં ઉછરેલાં બાળક મોટા અને ગંભીર પ્રકારના ગુન્હા પણ એમનાથી વધારે નિષિદ્ધ અને હાનિકારક નથી એમ માનવા શીખે છે. તેઓ નીતિની બાબતમાં પ્રમાણ અને સંબંધ સમજવાની શક્તિ ગુમાવી બેસે છે; અને જેઓ ખાળે દાટા મારવાના કામને વધારે મુદ્દતનું ગણે છે, તેમના દરવાજા ઉઘાડાજ રહી જાય છે. બેશક જે માણસોએ એવું જીવન ગાળવાના ઉચ્ચાશય નક્કી કરેલા હોય છે, તે લોકો તો તેને દ્રઢ પણે વળગી રહીને ચાલે એ સારૂં છે, પણ તેવું વર્તન બીજાના ઉપર ઠોકી બેસાડવું એ જુદી વાત છે. જે વસ્તુઓનો ફક્ત દુરૂપયોગજ વર્જ્ય અને નિંદ્ય હોય છે, તેમનો મધ્યમસર અને વિવેક પુરઃસર ઉપભોગ પણ નિષિદ્ધ છે એવું શિક્ષણ આપવાથી નિયમમાં રહીને ઉપભોગ કરવાની ટેવ નાશ પામે છે, અને સંપૂર્ણ પ્રતિબંધના અમુક મુદતના વહિવટ પછી નિરંકુશ સ્વેચ્છાચારનો વારો બેસે છે, એટલે કે સંપૂર્ણ અંકુશમાં રહેલો માણસ કેટલીક મુદત પછી તદન સ્વચ્છંદી અને

સ્વેચ્છાચારી થઇ જાય છે.

આમ થવાનું કારણ એટલુંજ છે કે મનુષ્ય સ્વભાવમાં કેટલાંક તત્ત્વ એવાં રહેલાં છે કે જે સહેલાઇથી દુર્ગુણની દિશામાં વળી જાય છે, પણ જો તેમનો સદુપયોગ કરવામાં આવે, તો તે મનુષ્યની ઉન્નતિના માર્ગને ઘણી રીતે સહાયભૂત થઇ શકે છે. સાહસ અને આવેશ ઉપર પ્રીતિ; ઉગ્ર લડાયક જુસ્સો; જોખમ અને તોફાનમાં ભાગ લેવાની સ્વાભાવિક રૂચિ; પોતાની સ્થિતિ સુધારવા માટે, તથા જ્યાં કોઇ પણ પહોંચ્યું ન હોય એવા ઉન્નત પ્રદેશોમાં દાખલ થવા માટે અશ્રાંતપણે મથન કરવાની ચંચળ લોભવૃત્તિ—એ બધાં મનુષ્ય સ્વભાવમાં ઉંડી જડ ઘાલી બેઠેલાં હોય છે, અને તે જીવનના અવલંબન યુદ્ધમાં તથા મનુષ્ય જીવનના ઉત્તરોત્તર વિકાસના કાર્યમાં મોટો ભાગ ભજવે છે. તેમના વિહારને માટે ઉપયોગી થઇ પડે એવાં, નિરામય, અને નિરૂપદ્રવી ક્ષેત્ર શોધી કાઢવાં અને પૂરાં પાડવાં એ આત્મશિક્ષણની તેમજ રાષ્ટ્રીય કેળવણીની સૌથી ઉમદા પદ્ધતિ છે.

દાખલા તરીકે ધારો કે એક સામાન્ય બુદ્ધિવાળા છોકરાને લાયક ઉમરનો થતાં વેંતજ એક મોટો વારસો મળે છે. સ્થિતિ સારી હોવાથી તેને કામ કરવાની ગરજ રહેતી નથી, વળી તેને કામકર વા ઉપર પ્રીતિ પણ હોતી નથી, સાહિત્ય અગર કળાનો તેને શોખ હોતો નથી; તેનામાં કોઇ જાતની મહત્ત્વાકાંક્ષા હોતી નથી; રાજકીય બાબતોમાં હિત ધરાવવાની તેને રૂચિ થતી નથી; ધર્મ અને પરોપકાર ઉપર તેને શ્રદ્ધા હોતી નથી, અને તેનામાં વિલક્ષણ પ્રકારની બુદ્ધિપણ હોતી નથી. તો પછી તેનું ભાવી કેવું નિપજવાનું ? ઘણે ભાગે તો તેનો જન્મારો રદ જવાનો; તે કુચ્છંદમાં પડી રોગ અનેક વખતના મોતનો ભોગ થઇ પડવાનો. તેને શરૂઆતમાં ફકત મોજશોખ ઉપરજ પ્રીતિ હોય છે, પણ મદ્યપાન, જુગાર, અને સ્ત્રીઓ તેને લલચાવી પોતાના પાશમાં સપડાવવા માટે તૈયાર થઇ રહેલાં હોય છે, અને જો તે

ત્રણમાંથી એકના પણ સપાટામાં આવી ગયો, તો તેની સંપત્તિ તથા તંદુરસ્તીનો નાશ થયા વગર રહેતો નથી. તેની આગળ નીતિ અને કર્તવ્યનાં ઉંચાં ધોરણ રજુ કરવાથી કાંઇ ફળ આવવાનું નહિ, કારણ કે તેમના ઉપર તેને રૂચિ તથા ભાવ હોતાં નથી, અને તે તેને આનંદ આપી શકતાં નથી. ત્યારે તેને ઉગારવાનો કોઈ માર્ગ છે કે નહિ? ઘણી વખત તો જો તેની ધર્મપત્ની સમજુ અને સુશીલ હોય, તો તે અવળે માર્ગે ચઢતો અટકે છે ખરો; પણ જો લગ્ન પહેલાં તેની ટેવો બંધાઈ જાય છે, તો પછી તેની સ્ત્રી પણ કાંઇ કરી શકતી નથી. અનુભવથી એમ જણાય છે કે જો શિકાર અગર મૃગયાના ખેલમાં તેનું મન રોકાયલું રહે, તો તેને અંગે રહેલી ખટપટમાં તેનો વખત સારી રીતે પસાર થઇ જાય છે, અને તે અવળે માર્ગે ચઢતો અટકે છે. તેમજ એ શોખ ધન, નીતિ અને આરોગ્ય એ ત્રણમાંથી એકેને હાનિકર્ત્તા નથી. શ્રીમંત માણસો જો એવા નિર્દોષ શોખમાં પોતાનું ચિત્ત પરોવવા શીખે તો તેમને ઘણો લાભ થવાનો સંભવ છે.

ચારિત્ર્યને કેળવવાના બીજા ઉપાય વાંચનાર દુનિયાના પોતાના અનુભવ ઉપરથી પોતાની મેળે ઉપજાવી શકે તેમ છે. સંસાર વ્યવહારમાં જે લાલચો આપણને અવળે માર્ગે ચઢાવે એવી હોય છે, તેમાંની કેટલીકની સામે થઇ તેમનો પરાભવ કરવો જોઇએ, કેટલીકનાથી દૂર નાસી જવું જોઇએ, અર્થાત્ તેમને વ્યાપારમાં પ્રવૃત્ત કરનાર વિચાર તથા પ્રદેશનો ત્યાગ કરવાનો હોય છે, તથા કેટલીકનો પ્રસંગ પડતાં શાણપણ વાપરી તેમને અંકુશ તથા નિયમમાં રાખવી જોઇએ. માણસનું જે કર્તવ્ય છે તે એટલુંજ છે કે તેણે પોતાની શક્તિઓનું યથાસ્થિત સ્વરૂપ સમજી લેવું, અને તેમનો સારામાં સારો અને વધારેમાં વધારે ઉપયોગ કરી કીર્તિવંત, ઉપયોગી અને સુખીજીવન ગાળવું. આ ગ્રંથના અભિપ્રાય પ્રમાણે માણસની ઇચ્છા સ્વતંત્ર છે, અને તે કોઇની પરાધીન નથી. તેમ છતાં તે ઇચ્છાની પ્રવૃત્તિનું વર્તુલ ઘણું નાનું છે, અને આપણે ધારીએ છીએ તેના કરતાં

વધારે બંધન તેને વળગેલાં છે. તેમ છતાં પોતાના જીવનના બાહ્ય સંજોગોને તે એવી વ્યવસ્થામાં ગોઠવી શકે તથા સુધારી શકે એમ છે કે તેથી તેના ઉપર ગુજરતાં દુઃખ અને સંકટની સંખ્યા નાની થઇ શકે, અને લાલચોમાં ફસાવાના પ્રસંગ ઓછા ઉભા થવા પામે; તેવીજ રીતે પોતાનાં લક્ષણુ અને આચરણુને પણુ તે વિવેક પુરઃસર અને ખંતીલી જાત કેળવણી મારફતે સુધારવા ધારે તો સુધરી શકે તેમ છે, અને સુખ તથા નીતિનો આધાર પણુ તેવા વર્તન ઉપર રહેલો છે.

પોતાની જાતને સુધારવી એ પ્રત્યેક મનુષ્યનું પહેલું કર્તવ્ય છે. એક મનુષ્યને સુધારવા માટે બીજા મનુષ્યો ગમે એટલો પ્રયાસ કરે, ગમે તેવો અસરકારક અને સચોટ બોધ આપે, તોપણુ જ્યાં સુધી તે માણુસ જાતે બહારના પ્રયાસની કીમત પીછાને નહિ, તથા તેવા ઉપદેશને પોતાના જીવનમાં અંગીભૂત કરવાનો દૃઢ નિશ્ચય કરે નહિ, ત્યાં સુધી સઘળો પ્રયાસ નિષ્ફળ ઉતરે છે. જ્યાં સુધી આપણે આત્મસુધારણાના કાર્યમાં પ્રવૃત્ત થવાનો નિશ્ચય કરી આપણાં મન અને અંતઃકરણુને ઉચ્ચ કરવાનાં પગલાં ભરીએ નહિ અને જેટલો બોધ મળે તેને સતત મનનથી આપણા જીવનમાં અંગીભૂત કરવાનો પ્રયત્ન કરીએ નહિ, ત્યાં સુધી કોઇપણુ ચિરસ્થાયી લાભની આશા રાખવી વ્યર્થ છે.

## પ્રકરણુ ૮ મું.

### દ્રવ્ય.

મનુષ્યના જીવન અને ચારિત્ર્યનો દ્રવ્ય સાથે કેવો સંબંધ છે તે નીચેના ફકરા ઉપરથી સ્પષ્ટ થશે. 'મનુષ્ય જાતિના આયુષ્યક્રમ અને ચારિત્ર્ય ઉપર દ્રવ્યની એટલી બધી અસર થાય છે કે દ્રવ્યના સંબંધમાં

અમુક માણસનું વર્તન કેવું છે એ જો સમજાય તો તેના સ્વભાવનું પ્રત્યેક અંગ આપણા લક્ષમાં આવી જાય છે. જે માણસ પૈસાનો સંગ્રહ તથા વ્યય એ બન્ને સારી રીતે જાણે છે, તેજ ખરૂં જ્ઞાન ધરાવે છે, એમ જાણવું. કારણ કે પૈસાની સાથે સંબંધ ધરાવનારા સાંચવટ, નેકીપણું, ઉદારતા, દાનશીલતા અથવા પરમાર્થ વૃત્તિ, કરકસર, દીર્ઘદૃષ્ટિ, સ્વાર્પણ, વગેરે સદ્‌ગુણોનું તથા તેમનાથી વિરૂદ્ધના દુર્ગુણોનું જ્ઞાન મેળવ્યું, એટલે આખા મનુષ્યત્વનું જ્ઞાન થઇ ચૂકે છે. ખરો ભણેલો તેમજ ગણેલો નર તો તેજ છે કે જેને નાણું પેદા કરતાં આવડે છે; જે તેને બરાબર રીતે બચાવી જાણે છે; ક્યાં કેટલું, કેવી રીતે વાપરવું તે જાણે છે; જે લેતાં દેતાં સમજે છે, ક્યાં, કેટલું, કેવી રીતે ધીરવું, અથવા ક્યાંથી કેટલું કેવી રીતે ઉપાડવું તે વિચારી શકે છે, અને મૂઆ પછી કેવી રીતે વ્યવસ્થા કરવી એ વાત જે મન સાથે સમજે છે.'

દ્રવ્યની કિમ્મત તથા તેના મહત્ત્વના સંબંધની લોકોની ખરી અને બહાર દેખાડવાની માન્યતામાં જેટલો તફાવત છે, એટલે બીજી એકે માન્યતામાં નથી. દ્રવ્ય પ્રાપ્તિને માટે લોકો આખો જન્મારો પેટ બાંધીને સતત મહેનત કર્યા કરે છે, અને સંપત્તિમાં થોડો ઘણો પણ વધારો થાય તેને ઇશ્વરના પ્રસાદ સમાન ગણી લોકો ખુશ ખુશ થઇ જાય છે તેમ છતાં દ્રવ્યના સંબધમાં લોકોને જે શિક્ષણ આપવામાં આ છે, તેનો ખરો ભાવાર્થ જોવા જઇશું તો એટલો જ થશે કે ' ઉદર નિર્વાહને માટે જેટલો પૈસો આવશ્યક છે તે ઉપરાંતનું વધારાનું ધન હાનિકારક છે, દ્રવ્ય એ દુઃખ અને મોહનું મૂળ છે, તેથી મનુષ્યનું પહેલું કર્તવ્ય એ છે કે તેણે પૈસા ઉપર બીલકુલ આશક્તિ રાખવી નહિ—દ્રવ્યની વૃદ્ધિ કરવાના લાલસા રાખવી નહિ *

* આપણા શાસ્ત્રમાં પણ કહેલું છે કેઃ—

**जनयंत्यर्जने दुःखं, तापयंति विपत्तिषु ।**
**मोहयंति समृद्धौच, कथमर्थाः सुखावहाः ॥ १ ॥**

**ભાવાર્થ**—ધન એ સંપાદન કરતી વખતે ભારે કષ્ટ આપે છે. નષ્ટ થયા પછી મનને પીડા કરે છે, પુષ્કળ સમૃદ્ધિ થઇ એટલે મોહ ઉત્પન્ન કરે છે, તો પછી ધન સુખાવહ છે એવું લોકો કહે છે તે કેવી રીતે તે સમજાતું નથી.

તેમ છતાં મનુષ્યનો મોટો ભાગ ખરી કંગાલ અવસ્થાની જે વિટંબણાઓ ભોગવે છે, તે જેણે જોયું હશે, તેને તો એમ લાગ્યા વગર રહેનાર નથી કે થોડામાં થોડું તેમને એવી અવસ્થામાંથી છોડવવા પૂરતું ધનતો એક ખરેખરા આશિર્વાદ સમાન છે. દારિદ્રયમાં સપડાયલા માણુસને ઉદરનિર્વાહની સામગ્રી મેળવવાને માટે પણ આખો જન્મારો તરફડીયાં મારવાં પડે છે; તેને કંગાલ ઝુંપડામાં પડી રહેવું પડે છે; તેને જરૂર પૂરતાં અન્ન વસ્ત્ર પ્રાપ્ત થતાં નથી; તેને અજ્ઞાન અવસ્થામાં જીવન ગાળવું પડે છે; બીજા શબ્દોમાં બોલીએ તો તેનું જીવન અન્ય પ્રાણીઓ કરતાં કોઇ રીતે ચઢીયાતું હોતું નથી; અને તેની સઘળી શક્તિઓ ખીલ્યા વગર એમને એમ પડી રહે છે.

વળી માણુસ દુનિયાદારીના ખટલામાં પોતાની રૂચિને ફાવતો જીવન ક્રમ પસંદ કરવા સ્વતંત્ર થઇ શકે એટલું ધન પણ ઘણું જરૂરનું છે. આ અવસ્થામાં દ્રવ્યની અસર સુખના કરતાં આરોગ્ય, ચારિત્ર્ય અને સંસાર વ્યવહાર એ બધા ઉપર વધારે થાય છે. ધન એટલા માટે સારૂં છે કે તે વડે બીજી આવશ્યક વસ્તુઓ પ્રાપ્ત કરી શકાય છે. દ્રવ્યને લીધે આપણે ચાહીએ તેવી ઉમદા કેળવણી લઇ શકીએ છીએ; અને કેળવણી મળે એટલે આપણું ચારિત્ર્ય સુધરે છે, અને આપણે માટે સુખોપભોગ અને આનંદનાં અસંખ્ય દ્વાર ખુલ્લાં થઇ જાય છે. વૃદ્ધાવસ્થામાં દારિદ્રયનાં સંકટમાંથી મુક્ત રહેવાય, અને જે કુટુંબ કબીલાનાં અન્નવસ્ત્ર તથા સુખ શાન્તિનો સઘળો આધાર પોતાના ઉપરજ રહેલો હોય છે, તેમને પણ એ દુઃખનું દબાણ ન લાગે એવી ગોઠવણ આગળથી કરી રાખવી એ વચલા

વર્ગના પ્રત્યેક માણસની ફરજ ગણાય છે, અને હમેશાં તેના મનમાં તે બાબતની કાળજી રહે છે. પણ જેની પાસે પૂરતું સાધન હોય છે, તે એવા પ્રકારની કાળજીથી મુક્ત રહે છે, તેમજ મંદવાડ, શોક, અને વૃદ્ધાવસ્થામાં મહેનત કરવાની ફરજમાંથી મુક્ત રહેવાની પણ તેને છુટ રહે છે. દ્રવ્યને લીધે તેના માલીકને અને તેના આપ્તજનોને સુખી જીવન ભોગવવાનાં વધારે સાધન તથા વધારે પ્રસંગો પ્રાપ્ત થાય છે, અને મંદવાડના વખતમાં સારી દવા કરાવી રોગનું નિવારણ સહેલાઇથી કરવા માટે તેના હાથ છુટા રહે છે. દારિદ્રયનાં બીજાં દુઃખ ગમે એવાં હશે, પણ દવાને અભાવે પોતાનાં બૈરી છોકરાંને રીબાઇ રીબાઇને મોતને શરણ થતાં જોવાં, એનાં જેવું બીજું દુઃસહ દુઃખ એકે નથી. વળી પાસે થોડી ઘણી પુંજી હોય તેટલા ઉપરથી જોકે ઉદ્યમ ધંધો કરવાની ફરજમાંથી મુક્ત થવાતું નથી, તોપણ તેને ધંધાની પસંદગી કરવાની તથા અમુક અમુક અંતરે વિશ્રાન્તિ લેવાની છુટ રહે છે. છેક નિર્ધન માણસને આવી છુટ ભાગ્યેજ મળી શકે છે, અને કેળવણી તથા વિશ્રાન્તિને અભાવે તેમની કેટલીક સ્વાભાવિક શક્તિઓ વિકાસને પામી શકતી નથી. પણ સાધન સંપન્ન માણસો પોતાની રૂચિ, વૃત્તિ તેમજ બુદ્ધિ શક્તિને અનુકૂળ લાગે એવો આયુષ્યક્રમ પસંદ કરી શકે છે, તથા વચ્ચે વચ્ચે અવકાશ અને ફુરસદ મળતાં રહે, તે અરસામાં પોતાની સ્વાભાવિક વૃત્તિઓને કેળવી શકે છે. જો ફુરસદનો વખત ઉપયોગી અને મનને રૂચતી પ્રવૃત્તિમાં ગાળવામાં આવે, તે ફુરસદ એક મોટા આશિર્વાદ સમાન થઇ પડે છે. **ચાર્લ્સ લૅમ્બ** જણાવે છે તેમ "દ્રવ્ય એટલા માટે સારૂં અને ઇચ્છવા લાયક છે કે તે આપણને વખત મેળવી આપે છે. પોતાનો સઘળો વખત પોતાના સ્વાધીનમાં ! અહો, એટલા કારણસર જ મને શ્રીમંતે પુરૂષોની અદેખાઇ આવે છે. પુસ્તક સારાં છે, ચિત્રો સારાં છે, અને તેથી કરીને તેમને ખરીદવા માટે જરૂરનો પૈસો પણ સારો છે. પણ વખત ખરીદ કરવો એ આવરદા ખરીદ કર્યા બરાબર છે !"

કેટલાક માણસો પૈસાને એટલા માટે કીમતી ગણે છે કે જો પાસે

ધન હોય, તો પછી પૈસા સંબંધી કાળજી રાખવાની તથા ફિકરમા-પડવાની જરૂર રહેતી નથી. પૈસા સંબંધી તથા ઘર ખટલાની ભાંજ-ગડમાંથી મુકત રહેવાથી તેઓ પોતાના કૌવતનો તથા પોતાની વિ-ચારશકિતનો ઉપયોગ બીજા વિષયો ઉપર એકાગ્રતાથી કરી શકે છે વળી સાધન સંપન્ન માણુસો સ્વતંત્રતાના સુખનો લ્હાવો યથેચ્છપણે લઇ શકે છે, તેઓ પોતાની વટ અને પોતાનો ટેક જાળવી શકે છે: અને તેમને કોઇના ઓશિયાળા થવા વારો આવતો નથી. બીજી રીતે જોઇશું તો ગરીબાઇ માણસના સદ્ગુણ અને સ્વતંત્રતાનો કટ્ટો શત્રુ છે. ગરીબાઇ આવતાં કેટલાક સદ્ગુણોને નામે જળ મૂકવું પડે છે, અને કે-ટલાએક પાળવા મુસ્કેલ પડે છે. બેકને કહ્યું છે તેમ ઠાલી કોથળી ટટ્ટાર ખડી રહી શકતી નથી. તંગીમાં આવી પડેલો માણસ લાલચોનો ભોગ વ-હેલો થઇ પડે છે. જીવનના કેટલાક માર્ગ, ઉદ્યોગનાં કેટલાંક સાધન તથા કેટલાક રોજગાર એવા હોય છે કે તેમાં એક બાજુએ મહેનતના પ્રમાણુમાં પૂરતું ઇનામ મળતું નથી, અને બીજી બાજુએ અયોગ્ય રીતે ધન મેળવી લેવાની ઘણી સુગમતા હોય છે, તેવા સંજોગોમાં પડેલા નિર્ધન માણુસને પોતાનું પ્રમાણિકપણું જાળવી રાખવામાં ઘણી મહેનત પડે છે અયોગ્ય માર્ગે ધન મેળવવું એનો અર્થ કાંઇ ફકત જેલજાત્રા કરાવે અને ફોજદારી કાયદાની સત્તામાં સજા સપડાવે એવી રીતે ધન મેળવવું એટલોજ થતો નથી ધન મેળવવાના કેટલાક અયોગ્ય માર્ગ કાયદાની સત્તાની તેમજ લોકલજ્જાના ઠપકાની પણ બહાર રહી જાય છે, અને કેટલાક તો રૂઢીના પ્રતાપે વિહિત ગણાઈ ગયા હોય છે; સંપન્ન અવસ્થા ધનના લોભની સામે ઢાલ રૂપ થઇ પડે છે, એમ તો કાંઈ નથીજ, કારણકે ઘણા શ્રીમંત માણુસો પણ અન્યાય માર્ગે ધન મેળવવામાં પાછા પડતા નથી; પણ એટલું તો ખરૂંજ છે કે તેને લીધે લાલચોનું જોર નરમ પડે છે. તંગીને લીધે માણસના ઉપર જે દબાણ રહે છે, તે સાધન સંપન્ન માણસોના ઉપર હોતું નથી. ખાવા પીવાના સાંસા પડતાં ઘણા પ્રમાણિક માણસો ભ્રષ્ટ થયાના, તથા દારિદ્રયનું દુઃખ

નહિ સહન થવાથી ઘણી પતિવ્રતા સ્ત્રીઓએ પોતાના શિયળનો ભંગ થવા દીધાના અનેક દાખલા આપણા વાંચવામાં તથા સાંભળવામાં આવે છે.

આથી કરીને ધનનો તિરસ્કાર કરવો એ વાજબી નથી. વળી સંપત્તિનો સદ્દપયોગ કરવામાં આવે તો તે એક મોટા આશિર્વાદ સમાન થઇ પડે છે. પણ જો તેનો દુરૂપયોગ કરવામાં આવે તો તેથી હાનિજ છે. ઘણા માણસો બધી આવક ખરચી નાંખીને સંપન્ન અવસ્થાથી મળતા લાભ ગુમાવી બેસે છે. જે માણસ એક ઘરનું ખર્ચ સારી રીતે નિભાવી શકે છે, તે બે ઘર રાખવાના લોભમાં પડે છે, એટલે ગુંચવણમાં પડ્યા વગર રહેતો નથી. સંપન્ન અવસ્થા પ્રાપ્ત કરવા જેવું નસીબ ઘણા માણસોનું હોતું નથી એ વાત ખરી છે, પણ તેમની સંખ્યા સહેલાઇથી વધારી શકાય તેમ છે. ઘણી વખતતો નાની ઉમ્મરમાં મળેલો વારસો એક બે વરસમાં જુગાર તથા રંડીબાજીના કુચ્છંદમાં પડી ઉરાડી દેવામાં આવે છે, અને પછી આખો જન્મારો પસ્તાવો કરવો પડે છે ઘણી વખત તો ત્રીજી પેઢીએ ચોખ્ખું થઇને રહે છે, કારણ કે પુંજીવાળા માણસને ખર્ચાળપણાની તથા મોજશોખમાં ગુલતાન થવાની ટેવો સહેલાઇથી પડે છે, તેથી કરીને આવકનો વધારો ક્યા ચ્રસડાઈ જાય છે તેનુ તેને ભાન રહેતું નથી. વાસ્તવિક રીતે જોતાં શ્રીમંતાઇ અગર ગરીબાઇનો આધાર આપણી માલમતાના સમૂહ ઉપર રહેલો નથી, પણ જરૂરીઆતોના સંબંધના આપણા વિચારોના શાણપણ ઉપર રહેલો છે. **'જ માણસનું ખર્ચ ઉપજ કરતાં વધારે છે, તે પૈસાદાર નથી, અને જેની આવક ખર્ચના કરતાં વિશેષ છે તે ગરીબ નથી'** કારણ કે મિતવ્યય એ જાતે જ એક મહેસુલ છે. 'ત્રેવડ એ ત્રીજો ભાઇ છે'. પૈસો બચાવવો એ પૈસો મેળવ્યા બરાબર છે વળી મિતવ્યય એ સાચવટ, સ્વતંત્રતા અને સ્વસ્થતા એમનું માબાપ છે; અને તંદુરસ્તી, નિયતવૃત્તિ અને આનંદવૃત્તિ એ તેની બેનો છે. આથી કરીને દરેક માણસે પોતાની પેદાશના પ્રમાણમાં ખર્ચ રાખવો જોઇએ, અને પેદાશના કરતાં ઓછું ખર્ચ કરશે તેજ સંપન્ન અવસ્થાથી મળતા

બધા લાભનો ઉપભોગ પૂરેપૂરો લઇ શકશે.

એક લેખકે અલંકારિક શબ્દોમાં કહેલું છે કે, 'પ્રમાણિકપણું અને ઉદ્યોગ એ બેને તારા હમેશના સાથી કર; અને તારી ચોખ્ખી આવકથી ઓછામાં ઓછી એક પાઇ પણ ઓછું ખર્ચ કર. આમ થવાથી તારા ખીસ્સામાં ખોટના પોકાર નહિ ઉઠે, તારે લેણદારના મુખના અપશબ્દ સાંભળવાનો વખત નહિ આવે, તંગી તારા ઉપર તુટી પડશે નહિ, ક્ષુધા તને ખાશે નહિ, કંગાલિયત તને કરડશે નહી, અને તારા અંતઃકરણના પ્રત્યેક ભાગમાં આનંદના અંકુર ફુટશે. માટે હે મનુષ્ય, આ નિયમને આલિંગન આપ અને સુખી થા. તારા હૃદયમાંથી ખેદરૂપી ઠંડા પવનના ઝપાટાને દેશનિકાલ કર અને સ્વતંત્ર જીંદગી ભોગવ; ત્યારેજ તું ખરો માણસ થઇશ: અને ત્યારેજ તવંગરને જોઇ તારે મુખ સંતાડવું નહિ પડે, તથા દ્રવ્યવાનની સામે ઉભા રહેતાં ' હું તુચ્છ છું ' એવી શરમની લાગણી તારા તેજનું હરણ નહિ કરે. કારણ કે સ્વતંત્રતા એ તને તથા એક મદાંધ શ્રીમંતને એક સરખી ભૂમિ ઉપર લાવી મૂકે છે. માટે હે પુરૂષ, વિવેકી થા, ડહાપણ વાપર, ઉદ્યોગને પ્રભાતથી તારી સાથે ચાલવા દે, અને સાયંકાળે આરામ લેવાનો સમય થાય ત્યાંસુધી તારી સેવા કરવા દે. સદ્વૃત્તિને તારા પ્રાણ વાયુને સ્થાને સ્થાપ, અને તારાં સઘળાં ખરચ પત્યા પછી તારી પાસે ઓછામાં ઓછી એક પાઇપણ શિલક રાખવાનું કદી ભૂલીશ નહિ, ત્યારે જ તું સુખરૂપી લક્ષ્યને પહોંચી શકીશ, અને સ્વતંત્રતા એ તારી ઢાલ અને બખ્તર થશે. ત્યારે જ તારો આત્મા ટટાર ચાલશે, અને ધનાઢ્ય પુરૂષો ધનવાન છે એટલાજ કારણસર નમનને પાત્ર છે એવો વિચાર તારા મગજમાં પ્રવેશ કરવા પામશે નહિ. તેમજ હીરાજડિત મણિમુદ્રાવાળી આંગળીઓ વાળે હાથે થયેલું છે, માટે ગળી જવું જોઇએ, એવા વિચારથીજ તેમણે કરેલું અપમાન સહન કરવાની તારે જરૂર નહિ પડે.'

તેમ છતાં એક રીતે જોવા જઇશું તો પોતાનાં ખર્ચ અમુક હદ-

માંજ રાખવાની માણુસની શકિત સંપૂર્ણ રીતે સ્વતંત્ર નથી. સંસાર વ્યવહારમાં દરેક માણુસને પોતાના દરજ્જા તથા મોભાના પ્રમાણુમાં કેટલોક વધારાનો ખર્ચ રાખવો પડે છે. સાધારણ સ્થિતિવાળો માણસ થોડી પુંજીમાં સંસારનાં સઘળાં સુખનો લહાવો લઇ શકે છે, પણ તેથી દશ ગણી પુંજીવાળા ઉમરાવ વર્ગના સદ્‌ગૃહસ્થને પોતાની સ્થિતિને અંગે એટલા બધાં ખર્ચ રાખવાં પડે છે કે તેનો હાથ હમેશાં સંકડાગણુમાં રહે છે. તો પણ એવાં ખર્ચ ઘટતી હદમાં રાખવાં, એમાંજ દુનિયાદારીનું ડહાપણુ રહેલું છે. એવાં ખર્ચના સંબંધના લોકોના વિચારમાં ઘણો તફાવત હોય છે. એક કોમના લોકો જે ખર્ચ આવશ્યક ગણે છે, તેને બીજી કોમના લોકો નિરર્થક ગણે છે. એકંદર રીતે જોતાં તેમનો આધાર શાણુપણુ અને દૂરંદેશીપણા ઉપર અગર મૂર્ખાઇ અને ઉડાઉપણાના વિચાર ઉપર રહેતો નથી. પણ લોકોના આશય અને તેમની અભિરૂચિઓ ઉપર રહે છે. ખર્ચની બાબતના આપણા તથા અંગ્રેજ લોકોના વિચારોમાં કેટલો બધો તફાવત છે એનો વિચાર કરવાથી આ બીના વધારે સ્પષ્ટ થશે.

આ વિચારણાને અનુસરતાં જેની પાસે એટલો દ્રવ્ય સંચય હોય કે તેથી તે વર્તમાન કાળમાં તથા ભવિષ્યમાં પૈસા સબંધી કાળજીથી મુકત રહી શકે, તથા વધારામાં જે પોતાનો દરજ્જો નિભાવી શકે, અને પોતાના ઇચ્છા મુજબ છોકરાંને માટે બંદોબસ્ત કરી શકે એટલી ચાલુ આવક જે માણુસ ધરાવતો હોય તેજ સંપત્તિની દૃષ્ટિથી જોતાં શ્રીમંત અને સુખી ગણી શકાય. તેની સાથે જો ઘડપણુમાં આવક વધતી જાય એવી ગોઠવણુ થાય તો વધારે સારૂં. કારણુ કે એકંદર રીતે વૃદ્ધાવસ્થા વધારે ખર્ચાળ હોય છે. એ અવસ્થામાં ભોગેચ્છા શાંત પડતી જાય છે ખરી, તો પણુ સુખચેનમાં રહેવાની જરૂર વધતી જાય છે. વૃદ્ધ માણુસના ચિત્તની તૃપ્તિ સહેલાઇથી થઇ શકતી નથી, અને તેને બીજાઓના ઉપર વધારે આધાર રાખવો પડે છે. યુવાવસ્થામાં જે સંકટ ઉપેક્ષા કરવા લાયક લાગે છે, તે ઘડપણુમાં વધારે પીડા પાડે છે, તેની સાથે પૈસા સંબંધી કાળજીનું દબાણુ તે વખતે વધારે

લાગે છે. વળી પોતાની પૈસો પેદા કરવાની શકિત નષ્ટ થઇ જાય છે એ વિચારથી મન વધારે પોચું થઇ જાય છે. સંકડામણના દબાણમાં ગાળવામાં આવેલી જુવાની જીંદગીનો સૌથી ઉપયોગી ભાગ ગણાય છે, કારણ કે તેવા સંજોગોમાં પડેલા માણસનાં લક્ષણ સારી રીતે ઘડાય છે, તેને નિયમિતપણે મહેનત કરવાની ટેવ પડે છે, તથા કરકસર, વ્યવસ્થા, દૂરંદેશીપણું, નિયમિતપણું અને સાદાઇ વગેરે ગુણ તેનામાં અનાયાસે દાખલ થઇ શકે છે. તે નાની બાબતોમાં પણ ઘણા સુખનો અનુભવ લેવાનું, તથા ધન અને વખતની ખરી કદર કરવાનું શીખે છે. પાછળથી તે ખરેખરો તવંગર અને શોખી થઇ જાય તોપણ આ ગુણોની અસર સંપૂર્ણપણે નાબુદ થઇ જતી નથી.

ધનના જથ્થામાં જેમ જેમ વધારો થતો જાય છે, તેમ તેમ સુખના એક આવશ્યક અંગ તરીકેની તેની કિમ્મત ઝપાટાબંધ ઉતરતી જાય છે. થોડી પુંજીવાળા માણસોની આવકમાં જેમ જેમ વધારો થતો જાય છે, તેમ તેમ તેના સ્વાસ્થ્ય અને આનંદમાં વધારો થતો જાય છે, અને કેટલેક અંશે વાસ્તવ સુખમાં પણ વધારો થાય છે. પણ તવંગર માણસોના સંબંધમાં તેમ બનતું નથી; કારણકે અઢળક દ્રવ્યમાંનો થોડોજ ભાગ તેના માલીકને સુખોપભોગ કરાવવા માટે—સઘળા પ્રકારનાં સુખનાં સાધન મેળવી આપવા માટે પૂરતો છે. સુખાનુભવ અને તેની પાછળ થતાં ખર્ચ એ બેની વચ્ચેના પ્રમાણની વિષમતા હસવા સરખી છે. ઘણી વખત ઘણા ખર્ચથી થોડું સુખ મળે છે, અને થોડે ખર્ચે ઘણું સુખ મળે છે, છાશ અને સૂકો રોટલો ખાનાર મજૂર જેટલી તૃપ્તિ અનુભવે છે, તેટલી પકવાન જમનારો શ્રીમંત કદી અનુભવતો નથી. ભીલ લોકોના જંગલી નાચથી જેટલા આનંદનો જમાવ થાય છે, એટલો જનસમાજને છક કરી નાખનારા શ્રીમંતોના દમદમાટ ભરેલા 'બોલ' થી નથી થતો. તવંગર લલનાના ગળામાં પડી રહેલો મોતીનો હાર તેના સુખમાં ઘણો વધારો કરતો નથી, પણ તે-

માંનાં બે ચાર મોતીની કિમ્મત વડે ઉમદા ગ્રંથો ખરીદવામાં આવે તો તેથી ઘણા માણસોને આનંદ અને આશ્વાસન મળે છે. પાઠશાળાના વિદ્યાર્થીઓ એક ખોલીમાં એકઠા મળી વિનોદવાર્ત્તા કરી જે આનંદ મેળવે છે, તેની લક્ષાધિપતિના દીવાનખાનામાં એકઠા મળેલા માણસોનાં મોંઢાં ઉપરનાં નૂરની સાથે સરખામણી કરીશું તો આપણને દ્રવ્યના મિથ્યા આડંબર સંબંધી સારો બોધ મળશે. તંગીની અવસ્થામાંથી સંપન્ન અવસ્થામાં સંક્રાંત થવાથી સ્થાયી સુખમાં અને આનંદોપભોગમાં મોટો વધારો થાય છે; પણ સંપન્ન અવસ્થામાંથી તવંગરની પદવીએ ચઢવાથી પ્રમાણમાં ખર્ચ વધારે થાય છે પણ સુખમાં ઘણો વધારો થતો નથી. લક્ષાધિપતિ પોતાના દૈનિક જીવનનું પૃથક્કરણ કરશે, અને પોતાને ખરૂં સુખ કઈ પળોમાં અને કેવી વસ્તુઓથી પ્રાપ્ત થાય છે, એ નક્કી કરવાની કોશીશ કરશે તો એની ખાત્રી થશે કે ખરો આનંદ તો પરિશ્રમના વખતમાં, પુસ્તકો અગર વર્તમાનપત્રો વાંચવામાં, મિત્રો સાથેની વાતચીતમાં, પોતાની પુત્રીઓનું ગાયન સાંભળવામાં, છોકરાં સાથે ખેલવામાં, કે પછી રમતો રમવામાં રહેલો હોય છે. ઘરને શોભાવનાર સર સામાન તથા વૈભવના પદાર્થો પાછળ થતા ખર્ચના પ્રમાણમાં મળવું જોઇએ એટલું સુખ કઇ વસ્તુઓમાંથી મળી શક્યું છે, એ વાતની જો તે ચોકસી કરશે તો એને કબુલ કરવું પડશે કે પુસ્તકો અને આરામ ખુરશીઓ સિવાયના બાકીના સઘળા પદાર્થ ખર્ચના પ્રમાણમાં ઘણુંજ થોડું સુખ આપે છે.

વરાળયંત્ર તથા છાપવાની કળાની શોધ, કેળવણીનો ફેલાવો, સાર્વજનિક પુસ્તકાલયો, સંગ્રહસ્થાન, ચિત્રશાળાઓ, અને પ્રદર્શનની સંખ્યામાં થતો જતો વધારો, એ બધાને લીધે જીંદગીના સુખનાં મુખ્ય મુખ્ય સાધનો આ જમાનામાં મજૂર વર્ગના લોકોના ઉપભોગમાં પણ આવી શકે છે, અને થોડી પુંજીવાળા માણસો તો તેવાં ઘણાં સાધનો પ્રાપ્ત પણ કરી શકે છે. તે વાંચી શકે એથી વધારે પુસ્તક તેને વાંચવા માટે મળી શકે છે. નાટકશાળા, ગાયન, પ્રવાસ, અને મૃગયા એ બધાંથી મળતા આનંદ

પણ તે થોડા ઘણા પ્રયાસથી મેળવી શકે છે. ઉત્તમ ચિત્રકારોનાં ચિત્ર જો કે ઘણું કરીને શ્રીમંત પુરૂષો જ ખરીદી શકે છે, પણ ચિત્રાલયો અને પ્રદર્શનની સંખ્યા વધવાથી એ આનંદ પણ થોડે ખર્ચે મળી શકે છે. વળી ફોટોગ્રાફની કળા મારફતે ગમે તેવી સુંદર છબી આબેહુબ ઉતારી લેવાય છે. તેમ છતાં કેટલીક મોંઘી વસ્તુઓ તો શ્રીમંતોજ સંગ્રહી તથા મેળવી શકે છે; અને 'હું અમુક વસ્તુનો માલીકછું' 'એવી અહંભાવનાથી પ્રકટતી ચિત્તની તૃપ્તિરૂપી આનંદ સાધારણ સ્થિતિવાળા માણસો જો કે બધી બાબતોમાં ભોગવી શકતા નથી, તો પણ ઘણી વખત એમ પણ બનેછે કે જે લોકો શ્રીમંતાઇમાંજ ઉછર્યા હોય છે, તેમને ચેનબાજી અને ભભકાથી ઘણો આનંદ થતો નથી, અને જે વસ્તુઓ હમેશની પરિચિત થઇ જાય છે. તેમની પ્રત્યક્ષ આનંદ આપવાની શકિત કમી થઇ જાય છે.

ખોટા ડોળદીમાખ અને ખાલી દમામ પાછળ રૂઢીના બંધનને લીધે જે મોટાં ખર્ચ કરવામાં આવે છે તે કોઇ પણ રીતે પસંદ કરવા લાયક નથી. તેને લીધે જન મંડળ ઉપર ઘણીજ ભૂંડી અને નુકશાનકારક અસર થાય છે. મોટાં ખર્ચ ભોગવવાં અને પુષ્કળ ઠાઠમાઠ રાખવો એ શ્રીમંતાઇનાં અને ખાનદાનીનાં મુખ્ય લક્ષણ છે એવો વિચાર લોકોમાં જડ ઘાલી બેસે છે, તેથી કરીને ખાનદાનીનો ડોળ બતાવી આપવા માટે લોકોને દેખાદેખીથી વધારે ખર્ચ કરવાની ટેવ પડે છે; અને પ્રત્યેક શ્રીમંતના મનમાં સામા ધણીનાથી વધારે ખાનદાન દેખાવાનો તથા તેનાથી વધારે ખર્ચાળ થવાનો ખોટો મમત ભરાય છે. આવી રીતે મમતના માર્યા લોકો ઉડાઉ થઇ જાય છે, અને મોજશોખમાં પડી છેવટે પાયમાલ થઇ જાય છે.

તેમ છતાં જે તવંગર પુરૂષ બુદ્ધિશાળી હોય છે, અને ખાસ કરીને જે મોટી મીલ્કતનો આસામી હોય છે, તે ધનની જુદીજ કિમ્મત સમજે છે. શ્રીમંતાઇને અંગે જે ફરજો અને જવાબદારીઓ રહેલી હોય છે, ધનવંતને જે ધર્મ બજાવવાના હોય છે, તે તે સારી પેઠે સમજે છે, અને તે

ધર્મનું પાલન કરવા તે હમેશાં તત્પર રહે છે. તે પોતાના જીવનનો ઘણો જ થોડો ભાગ ચેનબાજીમાં અને આત્મરંજનમાં ગાળે છે. તે સમજે છે કે મનુષ્યને આત્મરંજન કરતાં વધારે મહત્ત્વનાં કામ કરવાનાં છે, અને તેથી તેનું જીવન ઉપયોગી કામથી ભરપૂર હોય છે. કોઇ શ્રીમંત તો મોટો એન્કર એટલે શરાફ અગર નાણાવટી હોય છે. તે પોતાની પેઢીમાં કારકુનની માફક નિયમિતપણે કામ કરતો માલૂમ પડે છે; તેને પોતાની પેઢીના વહિવટની બારીકમાં બારીક તપસીલની પણ માહિતી હોય છે. એટલુંજ નહિ, પણ નાણાવટમાં તેનો અભિપ્રાય પ્રમાણરૂપ મનાય છે. તે અર્થ શાસ્ત્રનું પાકું જ્ઞાન ધરાવતો હોય છે, અને જુદાં જુદા રાજ્યોની નાણાં સંબંધી સ્થિતિ, તથા તેમનો પરસ્પરનો સંબંધ, એ બધાથી તે સંપૂર્ણ રીતે વાકેફગાર હોય છે. તે ઘણા દેશોમાં ભારે સત્તા ભોગવતો હોય છે; અને નાણાં બજારમાં ભીડ અને અણીના દરેક પ્રસંગે તેની સલાહ લેવામાં આવે છે. તે ઘણાં ઉપયોગી અને ફાયદાકારક એવાં સાહસોમાં આગેવાની ભર્યો ભાગ લેતો હોય છે, અને તેમાંનાં ઘણાં તો જનહિતકારી હોય છે.

વળી બીજો શ્રીમંત જનહિતૈષી હોય છે. તેનો પરોપકાર ધર્માદાનાં કામોને લગતો હોય છે, તેથી ધર્મ સંબંધી દરેક હીલચાલમાં તે ઉત્સાહ ભર્યો ભાગ લે છે. આવું જીવન સંપૂર્ણ રીતે વ્યવસાયી હોય એમાં નવાઇ નથી. તે ઘણી ધાર્મિક અને પરોપકારી સંસ્થાઓનો સૂત્રધાર હોય છે, તેથી કરીને તેમના વહિવટ અને કામકાજ ઉપર દેખરેખ રાખવામાં તેનો વખત અને તેના વિચાર હમેશાં રોકાયલા રહે છે, અને એ બધી ખટપટ અને ધામધુમમાં કેટલીક વખત તો તે પોતાનાં ખાનગી કામકાજને પણ વિસારી મૂકે છે.

ત્રીજો શ્રીમંત જુદાજ સ્વભાવવાળો હોય છે. તે સ્વભાવે શરમાળ અને એકાંતને ચહાનારો હોય છે. તેને જાહેરાતમાં આવવાની વધારે રૂચિ હોતી નથી; રાજકીય બાબતો પણ તેને આકર્ષક લાગતી નથી. તે મોટા

જાગીરદાર હોય છે, તો પોતાની જાગીર સુધારવામાંજ પોતાનો ઘણો વખત ગાળે છે. તે પોતાની માલકીના દરેક ખેતરની તથા પ્રત્યેક ગામની સ્થિતિની સંપૂર્ણ માહિતી ધરાવતો હોય છે. પોતાની જાગીરના કોઇ પણ ભાગમાં ગેરવ્યવસ્થા ન રહે, અને પોતાની જાગીરનો આશ્રય લઇ રહેનાર કોઇ પણ ખેડુત અગર મજૂર નિર્ધન અવસ્થા ન ભોગવે એની તે ખાસ સંભાળ રાખે છે. તે દેવળો અને દવાખાનાં બંધાવે છે, તથા તેમના ચાલુ નિભાવને માટે મોટી રકમો ખરચે છે. તે સ્થાનિક હુન્નર અને રોજગારને ઉત્તેજન આપે છે, ખેતીવાડીમાં સુધારા અને અખતરા કર્યા કરે છે, નઠારાં વરસોમાં સાંથોમાં ઘણી છુટો મૂકે છે, અને એકંદર રીતે ખેડુત વર્ગની સ્થિતિ ઉન્નત કરવાની દરેક બાબત ઉપર પૂરતું ધ્યાન આપે છે. તે પોતાની જાગીરના દરેક ભાગ ઉપર જાતે દેખરેખ રાખે છે, અને વાર્ષિક પેદાશ તથા ખર્ચના હિસાબનાં સરવૈયાં દરસાલ તેની દૃષ્ટિ નીચે આવી જાય છે. તે મોટી સાર્વજનિક હીલચાલોમાં ઘણી મદદ આપે છે ખરો, પણ તેની પ્રવૃત્તિનો મુખ્ય પ્રદેશ તો તેની જાગીર હોય છે.

વળી જે શ્રીમંત પુરૂષ રાજકીય બાબતોમાં શોખ ધરાવતો હોય છે, તે દેશના રાજવહિવટમાં ઉત્સાહ ભર્યો ભાગ લે છે. ઘણી દોલત તથા મોટી જાગીર ધરાવનારો માણસ સાધારણ રીતે મોટી લાગવગ ધરાવતો હોય છે, અને તેથી તે પાર્લામેન્ટમાં સહેલાઇથી દાખલ થઇ શકે છે; અને જો તે મહેનતુ હોય છે, અને તેનામાં સાધારણ આવડ હોય છે, તો તે મોટા હોદ્દા પણ ભોગવી શકે છે. આવા પ્રકારનું જાહેર જીવન ગાળવું એ મોટા સ્વાર્થ ત્યાગ અને પરિશ્રમનું કામ છે. ઇંગ્લાંડના ઉમરાવ વર્ગના જે બુદ્ધિશાળી પુરૂષો રાજકીય બાબતોમાં આગેવાની ભર્યો ભાગ લઇ પોતાના જીવનનું સાર્થક કરે છે, તેમના જેવા ઉપયોગી જીવન ગાળનારા અને વખતનો સદુપયોગ કરનારા શ્રીમંતોના દાખલા ભાગ્યેજ મળી આવશે; વળી રાજનીતિમાં ગુંથાયલા રહેવા છતાં તેઓ પોતાની મીલ્કતની ગેરવ્યવસ્થા થવા દેતા નથી, તેમજ પોતાની સામાજીક તથા સ્થાનિક

ફરજો અદા કરવામાં પશ્ચાત પડતા નથી. વખતનો તેમજ દ્રવ્યનો સદ્વ્યય કરવાની તેમની કળા, તેમને સાફલ્ય આપવામાં વધારે ઉપયોગી થઇ પડે છે.

આગળ જણાવવામાં આવ્યું છે કે દ્રવ્યોપાર્જન એ કોઇ કોઇ સ્વરૂપમાં દરેક મનુષ્યની પ્રવૃત્તિનો મુખ્ય ઉદ્દેશ હોય છે; પણ સાધારણ રીતે તે કોઇ અન્ય હેતુ સાધ્ય કરવાના સાધન પૂરતો હોય છે. કેટલાક માણસો ઉદર નિર્વાહનાં સાધન પ્રાપ્ત કરવા માટે દ્રવ્યની ઇચ્છા રાખે છે, તો કેટલાક પોતાની સામાજીક સ્થિતિ ટકાવી રાખવા તથા સુધારવા માટે દ્રવ્યને ખોળે છે. કેટલાક ઘડપણમાં સુખમાં રહેવા માટે તો કેટલાક પોતાની પાછળ છોકરાંને માટે સારો વારસો મૂકી જવા માટે દ્રવ્યનો સંગ્રહ કરવા મહેનત કરે છે; પણ કેટલાક લોકો તો દ્રવ્યોપાર્જનમાંજ પોતાના જીવનનું સાર્થક ગણે છે. ધનનો ઢગલો જેમ જેમ વધતો જાય તેમ તેમ તેમને અધિક અધિક સંતોષ થતો જાય છે, અને તેથી કરીને ' પૈસો મારો પરમેશ્વર ' કરીને આખો જન્મારો મથન કર્યા કરે છે. પણ ધનલોભ એ સર્વ પાપનું મૂળ છે.

' લોભ મહારિપુ દેહમાં, સહુ દુઃખોની ખાણ '

નીતિ સુધાતરંગિણી.

બીજી બધી બાબતોનો અંત હોય છે, પણ તૃષ્ણાનો અંત નથી. સાધારણ પુંજીવાળાને લક્ષાધિપતિ થવાની ઇચ્છા હોય છે, અને લક્ષાધિપતિને કરોડપતિ થવાની લાલસા થાય છે. અને એ લાલસાજ માણસને પાપને રસ્તે દોરે છે. પણ એકને કહેલું છે તેમ ' માણસને પૈસા કરતાં વધારે ઉમદા વસ્તુનું અવલોકન કરવાનું છે, તેથી પૈસો મેળવવા પાછળ સતત અને ચંચળ વૃત્તિથી મંડયા રહેવાથી તેનો ઘણો વખત ફોકટ જાય છે; અર્થાત્ દોલત વધારવી એ જીંદગીનું સાર્થક નથી. ' બીજી વિષય લાલસાઓ વૃદ્ધાવસ્થામાં શાંત પડતી જાય છે, પણ પૈસા સંબંધી લોભ

બુદ્ધિ તો ઉત્તરોત્તર વધતીજ જાય છે; આથી કરીને લોભવૃત્તિ વિશેષ હાનિકારક છે. દ્રવ્યને લગતી લાલચો વધારે બળવાન અને વધારે મોહક છે; આથી કરીને આપણે આ બાબતમાં ચિત્તવૃત્તિ ઉપર ખાસ દેખરેખ રાખવાની છે. આ વૃત્તિ બળવાન થવા લાગે એટલે ખર્ચની બાબતમાં જરા વધારે ઉદાર જીવ રાખવો, અને પરાર્થ વૃત્તિને વિશેષ પોષવી એટલે સમતોલપણું જળવાશે. ×

દુનિયાના અનુભવ ઉપરથી એમ જણાય છે કે જેમાં ગંભીર પ્રકારનો અને વાસ્તવિક સ્વાર્થત્યાગ સમાયલો હોય, એવી સખાવત ધનાઢ્ય પુરૂષોના કરતાં ગરીબ માણસોને હાથે વધારે થાય છે. ગરીબ લોકોના અરસપરસના વ્યવહાર જેમણે જોયા હશે તેમના લક્ષમાં આ વાત સહેલાઇથી આવી જશે. આમ થવાનું કારણ એમ હોય છે કે ગરીબ લોકો પોતાની જાતના અનુભવ ઉપરથી બીજાનાં દુઃખ અને બીજાની તંગીની કલ્પના સહેલાઇથી કરી શકે છે, પણ તવંગર માણસોનાં મન તેવી કસોટીમાંથી પસાર થયેલાં હોતાં નથી. કંદોઇની છોકરી તો ભૂકરીજ દેખી રહેલી હોય છે. ગરીબાઇને અંગે રહેલી વિટંબણાનું ખરૂં સ્વરૂપ શ્રીમંત લોકો સમજી શકતા નથી. વળી સાધનમાં ન્યૂનતા થવાનો સંભવ નહિ હોવાથી, ખરા સ્વાર્પણને અંગે રહેલા સંતોષ અને ચિત્તની તૃપ્તિના સુખનો સ્વાદ ચાખવાની તેમને તક મળતી નથી. વળી તેમના ઔદાર્યના પ્રવાહને સ્વાભાવિક રીતે વહેતા અટકાવવામાં બીજી એક બીના પણ કારણભૂત થાય છે. જે માણસની શ્રીમંત અને દાતાર તરીકેની છાપ પડી ગયેલી હોય છે, તેની સખાવતનો લાભ લેવા માટે હજારો ભિક્ષુકો તથા ઢોંગી લોકોનાં ટોળેટોળાં ઉલટાં આવે છે, તેથી તેનું મન પાછું ખેંચાય છે, અને તેને પોતાની પરાર્થવૃત્તિને અંકુશમાં રાખવાની જરૂર પડે છે; તેમજ સુપાત્ર કુપાત્ર નક્કી કરવાની ભાંજગડમાં પડવાની તસ્દી લેવાને બદલે બધાનેજ નન્નો વાસવાનું તેને દુરસ્ત લાગે છે. આપણા દેશના લોકો ગુપ્તદાનમાં વધારે પૂણ્ય સમજીને દાન કરતી વખતે પોતાનું નામ જાહેર થાય નહિ એવી ગોઠવણ

કરી રાખે છે; પણ યુરોપમાં તો ઘણા લોકો ઢોંગી લોકોના ત્રાસમાંથી બચવાની ધારણાથીજ છુપાં દાન કરે છે. વળી કેટલાક શ્રીમંતો તો વિવેક વગરની સખાવતથી થતા અનર્થ લક્ષમાં રાખીને પણ સખાવત કરવામાં પાછા પડે છે, અને પરોપકારની દૃષ્ટિથી જોતાં પણ દ્રવ્યનો ઉત્પાદક રીતે કરેલો વ્યય વધારે કલ્યાણકારક છે, એમ સમજીને પણ સામાન્ય લોકો જેને પુણ્યદાન સમજે છે, તેને ઉત્તેજન આપવાની તેઓ ના પાડે છે.

સખાવત કરવામાં વિવેક વગર વર્તવામાં આવે તો લોકોના કરકસર કરવાના, ઉદ્યમશીલ થવાના, દૂરંદેશીપણું વાપરવાના, અને સ્વમાન, તથા આત્માવલંબનના ગુણો નાશ પામે છે. આપણા લોકો અન્નદાનને સૌથી મોટામાં મોટું પૂણ્ય સમજે છે; અને આપણે બારણેથી અભ્યાગત વિમુખ થઇ ઠાલે હાથે પાછો ફરે, એને આપણે મોટા પાપનું તથા બિણપત લગાડનારૂં કામ ગણીએ છીએ. આથી કરીને ઘણી વખત તો વાચાળ હઠીલા અને ઘેર ઘેર ભટકી ભિક્ષા માગનારા મજબૂત બાંધાના ભિક્ષુકો, નિરાધાર અને અપંગ ભિક્ષુકો કરતાં વધારે ભિક્ષા લઇ જાય છે. કેટલાક બ્રાહ્મણો તો ભીખ માગવાનો ધંધોજ લઇ બેસે છે, અને કોળી તથા વાઘરી લોકો પણ શરીરે રાખ લગાવીને, ગોપિચંદનનાં ટીલાં કરીને, તથા લંગોટી વાળીને, હાથમાં ચીપીયો ઝાલીને અને ઝોળી ભરવીને સાધુને વેષે નીકળી પડે છે. દશ પંદર ઘર ભટકવાથી પેટીયું નીકળવાથી તેવા લોકોને મહેનત મજુરી કરી પ્રમાણિકપણે પૈસો મેળવવાની ગરજ રહેતી નથી; અને કેટલીક વખત પ્રમાણિકપણે મહેનત કરનાર મજુરના કરતાં પણ તેમનો ઉદર નિર્વાહ વધારે સારી રીતે થતો હોવાથી જાત મહેનત અને આત્માવલંબનના ગુણ ઉપરથી લોકોનો વિશ્વાસ ઘટી જાય છે અને આળસ તથા અવિચારને ઉત્તેજન મળે છે. આમ થવાથી સખાવતનો ઉદ્દેશ ઉંધો વળે છે, અને ભિક્ષુકવર્ગની સંખ્યામાં વધારો થતો જાય છે. વળી તેવા લોકો ખરા પરસેવાની કમાઇ ખાનારા પ્રમાણિક અને મહેનતુ માણસોના સહભાગી થાય છે, અને તેમના ઉપર એક ભારે બોજારૂપ થઈ પડે

છે. ખરૂં જોઇશું તો શાસ્ત્રમાં પણ સુપાત્રનેજ દાન કરવામાં વધારે પુણ્ય ગણેલું છે, અને તેથી જેમનાથી મહેનત કરી શકાય એમ ન હોય, જેમનાં શરીર અપંગ હોય, અને જેઓ બીજી રીતે આપણી દયા અને સખાવતને પાત્ર હોય, તેમનેજ દાન કરવું જોઇએ. અનાથ અને અપંગ માણસોના સંકટનું નિવારણ કરવું એજ સખાવત અને પરોપકારનો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ, તેથી કરીને તે સિવાયના બીજા ઉદ્દેશથી કરવામાં આવેલી અવિચારી સખાવત એકંદર રીતે દેશને હાનિકર્ત્તા છે એ સ્પષ્ટ છે. બુદ્ધિશાળી શ્રીમંત સખાવતના ખરા માર્ગ શોધી કાઢવા બેસશે, તો તેને ઘણી મહેનત પડનાર નથી.

ગરીબ લોકોના રોગનું નિવારણ કરવા માટે, તથા મંદવાડમાં સારવાર કરવા માટે દવાખાનાં બંધાવવાં, તથા તેવીજ બીજી સંસ્થાઓ સ્થાપવી; ઉદ્યમી અને બુદ્ધિશાળી ગરીબ યુવકોને તેમની શક્તિઓ ખીલવવા માટે મદદ કરવી; કરકસર, જાત મહેનત, અને સત્કાર્યના ગુણોને ઉત્તેજન આપવાના માર્ગ શોધી કાઢવા; જેમાં મહેનતના પ્રમાણમાં યોગ્ય પારિતોષિક મળવાનો સંભવ ન હોય, એવી જ્ઞાનપ્રાપ્તિની સાહસ ખેડવાની, શોધખોળ કરવાની, અને એવી એવી બીજી સંસ્થાઓમાં દાખલ થવા માટે લોકોને પૈસાની મદદ આપવી; લોકોની સુખાકારી સુધરે એવી સંસ્થાઓ સ્થાપવી; સમુદ્ર ઉપરની અગર જમીન ઉપરની કોઇ મોટી અનિવાર્ય હોનારતને લીધે ફેલાયલા સંકટનું નિવારણ કરવામાં, તથા કોઇ ધંધામાં અણધાર્યા ફેરફારને લીધે પાયમાલ થઇ ગયેલા લોકોને ફરીથી પગભર થવાના કામમાં, મદદ કરવી; એ વગેરે અનેક માર્ગ સમય અને સ્થળની જરૂરીઆત પ્રમાણે શોધી કાઢી તેમાં શ્રીમંતોએ પોતાની સખાવતનો પ્રવાહ વાળવો જોઇએ. તેજ પ્રમાણે કેળવણી અને ધર્મ એ બે પણ સખાવત માટે બહોળું ક્ષેત્ર પૂરૂં પાડે છે. આ ઉપરથી સમજવાનું એટલુંજ છે કે સખાવત કરવામાં એટલી વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે પોતાના પરોપકારથી અવિચાર, દુરાચાર, તથા આળસને ઉત્તેજન મળે નહિ, તથા

લોકોના ઉદ્યમ કરવાના તથા કરકસર કરવાના ગુણ નષ્ટ થાય નહિ

છુટક પુણ્યદાન કરવામાં પણ પૂરતી તજવીજ તથા ચોકસી કરી ખરેખર અપંગ, નિરાધાર તથા મહેનત કરવાને અશક્ત હોય, અને બીજી રીતે દાનને પાત્ર હોય તેવાનેજ મદદ કરવી. પણ સુપાત્રની પરીક્ષા કરતી વખતે વધારે સખ્ત ધોરણથી કામ લેવું જોઇએ નહિ, અને અર્થશાસ્ત્રને આગળ ધરીને ધર્માદાના કામમાં બીલકુલ ખર્ચ નહિ કરવું એમ પણ બનવું જોઇએ નહિ. ઘણી વખત એમ બને છે કે દરેક ધર્મમાં દોષ અને ખામીઓ જોવાની ટેવવાળો માણસ એકે ધર્મમાં દાખલ નહિ થતાં આખરે નાસ્તિક થઇ જાય છે, તેવીજ રીતે વિવેક વગરની સખાવતથી થતા અનર્થની જેમની ખાત્રી થયેલી હોય છે, તેવા કેટલાક માણસ સુપાત્રને પણ દાન કરતા નથી. સુપાત્રને શોધી કાઢવાની ભાંજગડમાં પડવાને બદલે તેઓ પોતાની નાણાં કોથળીનું મોં બંધ કરીનેજ બેસી રહે છે વળી જે સંકટ ભોગવનારે પોતાની મેળેજ પોતાને માથે વહોરી લીધેલાં હોય છે, અથવા તો તેણે દીર્ઘદૃષ્ટિ વાપરી હોત તો જે સંકટ સહેલાઇથી ટાળી શકાત, એવાં સંકટ તથા એવી આફતો સખાવતને પાત્ર નથીજ એમ માનવું ભૂલ ભરેલું છે; કારણ કે ગરીબ લોકો પાસેથી તવંગરના કરતાં વધારે ઉંચી નીતિ, વધારે દીર્ઘદૃષ્ટિ અને મનોબળના વધારે બળવાન ધોરણની અપેક્ષા રાખવી એ વાજબી નથી. સારી સમજ અને શુદ્ધ લાગણીને અનુસરીને ચાલવામાં આવશે તો અવિચાર અને દુરાચારને ઉત્તેજન આપે એવી સખાવતોથી અળગા રહેવાય, તથા તેની સાથે મનુષ્ય સ્વભાવની સાધારણ ખોડો તથા નબળાઇના સંબંધમાં પૂરતી છુટ મૂકી લાયક માણસોને સખાવતને માટે પસંદ કરવામાં આવે, એવો વચલો માર્ગ શોધી કાઢી તેને અનુસરી વર્તન રાખવામાં ઝાઝી મુસ્કેલી પડશે નહિ.

આપણા દેશની સ્થિતિ અને જરૂરીઆતો લક્ષમાં લઇ આપણા ગુર્જર કવિએ ધનવંતના ધર્મ વિષે જે કવિતા કરી છે, તે ધનવંત લોકોએ લક્ષમાં લેવા જેવી છે.

નિર્જળ ગામ નવાણુ ગળાવો, વાવ કૂવા નદી તીર તળાવો,
શોધી જૂના ફરી સઘ સુધારો, તે ધનના ધણી ધર્મ તમારો.
ધિંગી રચો રૂડી ધર્મશાળાઓ. જ્યાં નરનારી રહે નબળાઓ,
તે જનના તન તાપ નિવારો, તે ધનના ધણી ધર્મ તમારો.
ચોખ્ખી વિશાળ નિશાળ ચણાવો, બાળકને ભલી ભાત ભણાવો,
ઉમ્મર આખી તણા ઉપકારો, તે ધનના ધણી ધર્મ તમારો.
આદરવી વડી ઔષધશાળા, દુ:ખ તજે જન જાત દુખાળા,
લે સુખ બાળક રોગી બિચારો, તે ધનના ધણી ધર્મ તમારો.
ભાળી ભિખારી દયા ભરી ભાખો, રોટલી નાંખી ભિખારી ન રાખો,
હોય ઉઠાવ ઉદ્યોગ હજારો, તે ધનના ધણી ધર્મ તમારો.
અંગ ગળેલ જળેલ જ અંધા, ધારી શકે નહિ ધીરજ ધંધા,
એ જન પાલન પૂંજી ઉધારો, તે ધનના ધણી ધર્મ તમારો.
સંપી સુધારી હરેક શિરસ્તો, સૌ સુખ સાજ કરો બહુ સસ્તો;
નિત્ય વિચાર રચો ન નકારો, તે ધનના ધણી ધર્મ તમારો.
જઈ પરદેશ દુકાન જમાવો, લાખ કળા પર લોકની લાવો;
હોંસ ધરો નહિ હિંમત હારો, તે ધનના ધણી ધર્મ તમારો.

\+ × + + ×

આ કવિતા જે વખતમાં રચાઈ હતી તે વખતની સ્થિતિમાં અને હાલની સ્થિતિમાં ઘણો તફાવત પડી ગયો છે, તેથી કરીને દ્રવ્યનો વધારે સારો ઉપયોગ કરવાના બીજા પણ ઘણા સારા રસ્તા મળી આવે તેમ છે. દેશની સ્થિતિ સુધારવા માટે ઉંચી કેળવણીનો બહોળો પ્રસાર કરવાની તેમજ લાયક વિદ્યાર્થીઓને બીજા દેશોમાં મોકલી હુન્નર ઉદ્યોગના બરની તાલીમ આપવાની, તથા નાશ પામતા હુન્નરોને ટકાવી રાખવા તથા પગભર થતા હુન્નરોને સ્પર્ધામાં ટકી શકે એવી સ્થિતિ ઉપર લાવી મૂકવા માટે દ્રવ્યની મદદ આપવાની, ઘણી જરૂર છે, અને શ્રીમંત તથા પરોપ-

કારી પુરૂષો એ દિશામાં પોતાની દૃષ્ટિ ફેરવે, તો તેમને હાથે દેશના ઉપર મોટો ઉપકાર થવાનો, અને તેમના દ્રવ્યનું સાર્થક થવાનો ઘણો સંભવ છે.

દેશમાં શ્રીમંત લોકોની સંખ્યા મોટી હોય, તેથી દેશને સામાન્ય રીતે ફાયદો છે કે ગેરફાયદો તેના સંબંધમાં નીતિશાસ્ત્રકારો અને અર્થશાસ્ત્રકારો વચ્ચે મોટો મતભેદ છે. અર્થશાસ્ત્રકારો આજ સુધી એમ માનતા આવ્યા હતા કે દ્રવ્યને એક ઠેકાણે ખેંચી લાવવાના કામમાં સહાયભૂત થાય એવા કાયદા તથા એવી સંસ્થાઓને ઉત્તેજન આપવું જોઇએ. અનિયંત્રિત સ્પર્ધા, અને એક સરખા કાયદા એ બે મારફતે આ ઉદ્દેશ પાર પાડવાની તેઓ ધારણા રાખતા હતા. આવી પદ્ધતિનું પરિણામ એવું આવે કે તેથી શ્રીમંત વર્ગ પાસે અઢળક પૈસો ભેગો થાય, અને બીજી બાજુએ ગરીબ વર્ગ વધારે નિર્ધન થતો જાય, એટલે કે દ્રવ્યની વહેંચણી વધારે અસમાન થાય, એ વાત જો કે તે લોકો કબુલ રાખતા હતા, પણ તેની સાથે તે એમ પ્રતિપાદન કરતા હતા કે મહેનતનો મુસારો, પદાર્થોની ખરીદી, અને ઉદ્યોગ હુન્નરને લગતાં સાહસ એ બધાંની મારફતે શ્રીમંત લોકોનો પૈસો સમગ્ર જનસમાજમાં છુટક છુટક વહેંચાવાનો અને તેથી કરીને એકંદર રીતે જે દેશમાં પૈસાદાર વર્ગ વધારે, તે દેશ સૌથી વધારે આબાદ થવાનો; કારણ કે સાધારણ રીતે આપણા દીઠામાં એવું આવે છે કે જે દેશના લોકો ઉદ્યમશીલ હોય છે, ત્યાં જો ઉપલો વર્ગ વધારે પૈસાદાર હોય છે, તો વચલો વર્ગ પણ આબાદ હોય છે, અને ગરીબ લોકોને મહેનતનો મુસારો પણ સારો મળે છે. આ અર્થશાસ્ત્રકારો એમ પ્રતિપાદન કરતા હતા કે સ્વતંત્રતાનો માર્ગ એજ હમેશાં ડહાપણનો માર્ગ હોય છે, અને તેથી ઉદ્યોગ હુન્નરના વિકાસના માર્ગમાં પ્રતિબંધ નાંખવાની કાયદાની સઘળી કોશીસો તરફ તે લોકો અવિશ્વાસની દૃષ્ટિથી જોતા.

હાલના જમાનામાં વિચારોએ જુદુંજ વલણ પકડયું છે. હાલ એમ

કહેવામાં આવે છે કે જુના વખતના અર્થશાસ્ત્રવેત્તાઓ દ્રવ્યની વહેંચણીના કરતાં તેના સંચય ઉપર વિશેષ લક્ષ આપતા હતા. અનુભવથી એમ જણાયું છે કે યુરોપના જે દેશોમાં ઉદ્યોગ અને વેપારનાં મોટાં સાહસ કરતાં કરકસર અને સ્થિર મહેનતવડે દ્રવ્ય સંપાદન કરવાનો વધારે વહિવટ છે, તેમજ જ્યાં મોટા શ્રીમંત થોડા હોય છે, અને અસંત નિરાધાર માણસો પણ થોડા હોય છે, તથા જ્યાં મોજશોખ ભોગવનારા માણસો થોડા હોય છે, પણ સાધારણ રીતે મોટો ભાગ સંપન્ન અવસ્થાનાં સુખ ભોગવતા હોય છે, ત્યાંના લોકોના સામાન્ય સુખની તથા નીતિના ધોરણની સપાટી વધારે ઉંચી હોય છે. જે દેશ વધારે પૈસાદાર હોય છે, ત્યાં કંપનીઓના વહિવટમાં ગોટાળો, હદ ઉપરાંતની સ્પર્ધા, ઉડાઉપણાના અને ઘણી વખત હાનિકારક મોજશોખ, સાર્વજનિક ફંડના વહિવટમાં અપ્રમાણિકપણું, અને એકંદર રીતે નીતિની બાબતમાં શિથિલતા, એ બધું વધારે નજરે પડે છે. વળી કેટલાક લોકો તો દ્રવ્યની અતિશય લાલસામાં રીતભાત, અને સદાચરણ સઘળું વિસરી જાય છે. એ બધું ગમે એમ હોય પણ સ્વતંત્ર, પ્રજાસત્તાક અને હુન્નર ઉદ્યોગ ઉપર આધાર રાખનારા દેશોમાં દ્રવ્યની વહેંચણીના સંબંધમાં અસમાનતા તો હમેશાં રહેવાનીજ; એક બાજુએ અત્યંત શ્રીમંત પુરૂષોનો વર્ગ ખડો થવાનો, તો બીજી બાજુએ કેટલાક લોક તદ્દન નિર્ધન અને કંગાલ રહેવાના, તેમજ જે લોકો શ્રીમંત થવાના તેમાંના કેટલાકનાં પાછલાં જીવન તપાસીશું, તો અયોગ્ય માર્ગે અને અપ્રમાણિકપણે દ્રવ્ય મેળવી પૈસાદાર થવાના ઘણા દાખલા મળશે. પણ આવો વર્ગ ઘણો નાનો હોય છે. જીવનનાં બીજાં મોટાં સાફલ્યની માફક ઘણું દ્રવ્ય મળવાનો અને મોટા લક્ષાધિપતિ થવાનો ઘણો આધાર હુશિયારી, સદાચરણ, અને સારા નસીબ ઉપર રહે છે, અને તેમાં અપ્રમાણિકપણાનો પાસ બેઠેલો હોતો નથી એકંદર રીતે આવી બાબતોમાં, અમુક માણસની પાસે કેટલો પૈસો છે, એ પૂછવા જેવું નથી, પણ તેણે તે કેવી રીતે મેળવ્યો છે, અને તેનો વ્યય તે કેવી રીતે કરે છે,

એજ પૂછવા લાયક પ્રશ્ન છે. જો પ્રમાણિકપણે દ્રવ્ય સંપાદન કરવામાં આવે, અને તેનો સદ્વ્યય થાય, તો દેશમાં જેમ તવંગર માણસોની સંખ્યા મોટી તેમ વધારે સારૂં. સાધારણ રીતે આપણે એમ માનીએ છીએ કે લક્ષ્મી ચંચળ છે, અને તેને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતાં વાર લાગતી નથી. એ વાત ખરી હોય કે ખોટી પણ એટલું તો ખરૂંજ છે કે ધન ત્રણ માર્ગે જતું રહે છે. દાન, ભોગ, અને નાશ એ ત્રણ ગતિઓ દ્રવ્યની થાય છે; તેમાં જે દાન કરતો નથી, અથવા તો પોતે ભોગવતો નથી, તેની ત્રીજી ગતિ થાય છે, એટલે તેનું ધન ચોરી, લ્હાય, લુંટ વગેરે માર્ગે નાશ પામે છે. દાન અને ભોગ એ બે માર્ગમાં દાનનો માર્ગ ઉત્કૃષ્ટ છે એમાં બીલકુલ સંશય નથી. મોજ શોખ, અને મિથ્યા આડંબરમાં ખરચેલું ધન નકામું જાય છે: ખોટી મોટાઇમાં તણાઇને, અને બીજાની દેખાદેખીથી જે ધન ખરચાય છે તે પણ અનુત્પાદક માર્ગે જતું રહે છે, એટલુંજ નહિ, પણ તેથી જનસમાજને બીજી ઘણી રીતે નુકસાન થાય છે. કરજથી થતા ગેરફાયદાનું વર્ણન કરવાનો આ પ્રસંગ નથી, પણ દેવું કરીને નાતવરા કરવા, અને ફુલણજીની માફક હાંસીને પાત્ર થવું, એના જેવો દ્રવ્યનો ખોટો ઉપયોગ અને એના જેવી મૂર્ખાઇ બીજી એકે નથી. પૈસાવાળાએ પણ દ્રવ્યનો વધારે સારો ઉપયોગ કરવાના બીજા ઘણા માર્ગ છતાં વાહવા કહેવરાવવાની ખાતર અથવા તો ખોટા મમતને વશ થઇને નાતો જમાડવામાં પૈસા વાપરવા એ ડહાપણનું કામ નથી. આપણા દેશમાં નાતવરા કરવામાં વપરાતા પૈસાનો થોડો હિસ્સો પણ અર્થશાસ્ત્ર માન્ય રાખે એવા કોઇ ઉત્પાદક માર્ગે ખરચાતો હોય તો દેશને કેટલો બધો ફાયદો થાય ? દેશની નિર્ધનતામાં કેટલો બધો ઘટાડો થાય ? દેશનો કારીગર વર્ગ કેવો આબાદ થાય ? અને કેળવણીનો કેટલો બધો ફેલાવો થાય ?

સુધરેલા દેશોમાં ઘણા શ્રીમંત લોકો પોતાનો પૈસો સટ્ટામાં વાપરી પરવારી બેસે છે; પણ એકંદર રીતે સાર્વજનિક અને લોકોપયોગી કામો-

માં ઘણો પૈસો ખર્ચાય છે. આ બાબતમાં પણ બારીક તપાસ કરીશું તો જણાશે કે માણસોને પરોપકારના કામમાં પ્રેરનાર હેતુ વિવિધ પ્રકારના હોય છે. ઘણી પૂંજીવાળા શ્રીમંતોને પરોપકાર કરવામાં ઘણો સ્વાર્થત્યાગ કરવો પડતો નથી, અને તેમને લોકકલ્યાણના માર્ગમાં પ્રેરનાર કારણ ઘણાં હોય છે. કેટલાક તો કીર્તિની આશાથી દુનિયામાં નામના મેળવવાની ખાતર, અને પોતાનું નામ કાયમ રાખવાની ધારણાથી ધર્માદાનાં કામ ઉપાડી લે છે. વળી ઇંગ્લાંડ જેવા દેશમાં તો ધર્માદાના કામમાં આગળ પડવું, અને લોકોપયોગી કામોમાં પુષ્કળ પૈસા ખર્ચવા, એ જનસમાજમાં દીપી નીકળવાનો એક સહેલામાં સહેલો અને ટુંકામાં ટુંકો રસ્તો છે; કારણ કે તેને લીધે હલકા કુળના તેમજ સારી રીતભાત વગરના માણસો પણ જનસમાજના આગેવાનોની સાથે સંબંધમાં આવી શકે છે. વળી અયોગ્ય માર્ગે ધન મેળવ્યું હોય, તેનું કલંક ધોઇ નાંખવાનો પણ એ એક ઉત્તમ ઉપાય છે. તેમજ પરોપકારના કામમાં રૂઢિ, દેખાદેખી અને ચડસા ચડસી અગર મમતનો હાથ પણ ઓછો હોતો નથી, અને તેમને લીધે ઘણા માણસો પરોપકાર કરવા તૈયાર થઇ જાય છે. તેમ છતાં ઘણા માણસો એવા પણ નીકળી આવે છે કે જેમના પરોપકારમાં સ્વાર્થનો અંશ બીલકુલ હોતો નથી, જનસમાજનું કલ્યાણ કરવામાં સહાયભૂત થાય, અને લોકોને મોટા તથા સ્થાયી ફાયદો થાય એવી રીતે ધનનો વ્યય કરવો, એજ તેમનો ઉદ્દેશ હોય છે. તો પણ આપણે એટલું તો જોઇએ છીએ કે જો પરોપકારમાં સ્વાર્થનો અંશ ભળતો ન હોય, તો ઘણાજ થોડા માણસો પરોપકાર કરનારા મળી આવે.

# પ્રકરણ ૯ મું.

## લગ્ન.

જીવતરનું ઘણુંજ અગત્યનું કામ લગ્ન છે. મનુષ્યને સારી સ્ત્રીના જેવું મોટું સુખ બીજું એકે નથી, અને ખરાબ સ્ત્રીના જેવું મોટું દુઃખ પણ એકે નથી

**अनुकूला गृहे भार्या किंतस्य त्वपरैः सुखैः ।**
**प्रातिकूला गृहे भार्या किंतस्य त्वपरैः सुखैः ॥ १ ॥**

ભાવાર્થઃ—' જેના ઘરમાં અનુકૂળ સ્ત્રી છે, તેને બીજાં સુખની શી જરૂર છે; અને જેના ઘરમાં પ્રતિકૂળ સ્ત્રી છે, તેને બીજાં સુખ શા કામનાં છે ? '

**સ્ટેન્લિ** કહે છે કે 'સુખી લગ્ન એ જીંદગાનીની નવીન શરૂઆત છે, સુખરૂપ અને ઉપયોગી થવાને માટે નવું પ્રારંભ સ્થળ છે; આપણા ગતકાળને તેની સર્વ મૂર્ખાઇ તેમજ ગુન્હા અને ભૂલો સાથે હમેશને માટે આપણી પછવાડે ઘણે દૂર મૂકી દેવાની, અને જે ભવિષ્ય આપણી આગળ ખુલ્લું થાય છે, તેમાં નવી આશાઓ, નવી હિમ્મત અને નવી શકિતથી આગળ ધસવાની એકજ વખત મળતી તે એક મોટી તક છે. સુખી ઘર એ સ્વર્ગનો એક અચ્છો નમુનો છે; '

બેશક, લગ્ન એ મનુષ્યના જીવનનો સૌથી ઉપયોગી બનાવ છે; તેનાં પરિણામ અત્યંત દીર્ઘ ગામી હોય છે, અને ઘણી વખત તો તેને લીધે માણસના જીવનનું આખું સ્વરૂપજ બદલાઇ જાય છે. લગ્નનાં બીજાં બધાં પરિણામ ગમે એવાં હશે, પણ એટલું તો ચોકસ છે કે તેને લીધે માણસ બદલાયા વગર રહેતો નથી. તેની બુદ્ધિ, તેનું વર્તન, તેનું સુખ, દુનિયાના સંબંધની તેની સમજ અને ભાવના, એ દરેકના ઉપર તેની માઠી અગર

સારી અસર થોડે ઘણે અંશે થાય છે જ. તેને અંગે એવી જવાબદારી, આશા અને ઉમેદ, કાળજી, શોક, આનંદ, અને ફરજો વળગેલાં હોય છે, કે તે તેના સ્વભાવ અને જીવનક્રમમાં મોટા ફેરફાર કરી નાંખે છે.

લગ્ન જેવો કદી તૂટે નહિ એવો અને ઘણા મહત્ત્વવાળો સંબંધ જોડવામાં લોકો કેટલી બધી બેદરકારી વાપરે છે, કેટલા બધા અજ્ઞાનથી અને કેટલા ઓછા અનુભવથી લોકો તેમાં પ્રવૃત્ત થાય છે, એ નવાઇ જેવું છે. આપણે તો વળી લગ્નને 'પવિત્ર ગાંઠ' સમજીએ છીએ. લગ્નને આપણે ઇશ્વરની આજ્ઞાનું અનુસરણ અને ધર્મનું બંધન ગણીએ છીએ. સુધરેલા દેશના લોકો લગ્નને એક કરાર સમાર ગણે છે, તેમ છતાં ધર્મની વિધિ મારફતે એ કરારને પવિત્ર બનાવવામાં આવે છે. આપણાં લગ્ન કોઇ રીતે રદ થઇ શકતાં નથી; અને તેનાં બંધન બીજા ભવમાં પણ કાયમ રહે છે એમ આપણે સમજીએ છીએ. તેમ છતાં લગ્નની બાબતમાં આપણા લોકો જેટલી બેદરકારી વાપરે છે, તેટલી સંસારના બીજા હલકા વ્યવહારમાં પણ બતાવવામાં આવતી નથી. આપણા દેશમાં છોકરાંને પરણાવવાનું કામ માબાપને માથે હોય છે, અને દીલગીરી સાથે જણાવવું પડે છે કે છોકરાંનાં સુખ સિવાય બીજેજ ધોરણે તેઓ વર્તે છે. લગ્નની બાબતમાં માબાપની દરમીયાનગીરી હાનિકારકજ છે, અને સ્ત્રી પુરૂષે પોતાની પસંદગીથી વિવાહ કરવાનો વહિવટ સર્વ રીતે સારોજ છે, એવું આ ઉપરથી સમજવાનું નથી. પણ જે બંધન કોઇ દિવસ તૂટે એવું નથી, તથા જેનાં પરિણામ આખી ઉમ્મર તથા પાછળની પેઢીઓ સુધી પણ પહોંચવાનાં હોય છે, એવાં બંધનમાં બે મનુષ્ય પ્રાણીને બાંધવામાં કેટલી બધી જવાબદારી રહેલી છે, તેનો સંપૂર્ણ વિચાર કર્યા સિવાય, ઘણાં માબાપ પોતાનાં બાળકોને તેમની બાલ્યાવસ્થામાંજ ફક્ત પોતાના મનોરથ પૂર્ણ કરવા, કે કેમ ગમે તેમ કરી સંસારનો ભાર ઉતારી લ્હાવો લેવા, કે પૈસાના લોભથી તેમનો વિવાહ સંબંધ કરે છે, અર્થાત લાકડે માંકડું વળગાડીને ઢીંગલા ઢીંગલીનાં લગ્ન કરે છે,

એ ઘણું ખેદકારક છે. પુત્ર પુત્રીનો વિવાહ એ કેવળ આપણી સુખ સાહેબીને માટે છે એમ ન સમજતાં દંપતિના સુખાર્થે છે, અને તે ઉદ્દેશ પાર પડે એવી યોજના કરવાની આપણે માથે જવાબદારી છે, એ માબાપો એ ધ્યાનમાં રાખવું જરૂરનું છે.

યોગ્ય ઉમ્મરે પહોંચ્યા પછી કેવળ સ્વેચ્છાથી વિવાહ સંબંધ જોડનારાં તરૂણ સ્ત્રી પુરૂષો પણ ઘણી વખત સૌંદર્યથી અંજાઈ જઈને, તથા આકસ્મિક પ્રેમના બંધનમાં પડીને એક બીજાની સાથે લગ્નનો સંબંધ જોડી દેછે; કેટલાક પૈસાને માટે પરણે છે, તો કેટલાક કૂળ અને દરજ્જાની લાલચે લગ્ન કરે છે. અમુક પુરૂષ અગર સ્ત્રી સાથે લગ્ન કરવાથી આપણી જીંદગી ઉપર કેવી અસર થશે, તેનો તેમને બીલકુલ ખ્યાલ હોતો નથી; પણ તેઓ એમ ધારે છે આપણે એ અવસ્થામાં ટેવાઇશું, અને નિભાવી લીધા સિવાય છુટકો નથી એવો નિશ્ચયથી વર્તીશું, એટલે સૌવાનાં સારાં ઉતરશે. કેટલાક માણસો સંતતીની ઇચ્છાથી પરણે છે તો કેટલાક અવિવાહિત જીવનની વિટંબણાઓમાંથી મુક્ત થવા માટે, અને કેટલાક પરણવાના કોડ પૂરા કરવા માટે લગ્ન કરે છે, પણ લગ્ન કરતી વખતે આગળ પાછળનો વિચાર કરવા થોભતા નથી.

સ્વિફ્ટનું એક શાણપણ ભરેલું વચન છે કે જો સ્ત્રીઓ પાશ ગુંથવાની કળા શીખવા કરતાં પાંજરાં બનાવવામાં નિપુણતા મેળવવા ઉપર વધારે લક્ષ આપે, તો દુનિયા ઉપરથી દુઃખી જોડાંની સંખ્યા કમી થાય, એટલે કે સ્ત્રીઓ પોતાના સૌંદર્ય અને લાવણ્યના પ્રભાવથી પુરૂષોને મોહપાશમાં નાખવાની, અને તેમનાં મનને આકર્ષણ કરવાની કળા સારી પેઠે જાણે છે, તેમજ પુરૂષોનું મન હરણ કરી લે એવા ગુણ પ્રાપ્ત કરવા તેઓ વધારે કાળજી રાખે છે, પણ પુરૂષોને તે પાશમાંથી છુટવાનું મન ન થાય એવી લાયકાત મેળવવાની સ્ત્રીઓ ઓછી કોશીશ કરે છે; તેથી જો પુરૂષોનાં મન વશ થાય, એવા સદ્દગુણ સ્ત્રીઓ પ્રાપ્ત કરે તો પરણીને પસ્તાવાના દાખલા ઓછા બને, અને ઘરસંસાર વધારે સુખરૂપ બની શકે. ઘર-

સંસારને સુખી બનાવવા માટે જે ગુણો આવશ્યક છે, તે સામાનું મન આકર્ષણ કરવાના, તેને મોહમાં નાંખવાના, અને આંજી નાખવાના ગુણો કરતાં જુદીજ જાતના હોય છે. એક ગ્રંથકારે કહેલું છે કે લગ્નની બાબતમાં 'આંખનો સંપૂર્ણ ભરોસો રાખો નહિ, અથવા તેથી મોહ પામો નહિ,' કારણ કે 'લગ્ન. હાથ અને આંખથી કરવાનાં નથી, પણ વિચારશકિત અને અંતઃકરણની લાગણીથી કરવાનાં છે.' સૌંદર્યમાં ફુટડાપણું, અને વિલક્ષણ પ્રકારની બુદ્ધિ શકિત એ દુનિયાદારીમાં દીપી નીકળવા માટે ઘણાં ઉપયોગી થઇ પડે છે, એ વાત ખરી છે, પણ વિવાહિત દંપતીના જીવનને સુખી બનાવવામાં તો તે ઉંચો દરજ્જો ભોગવતાં નથી. કેટલીક વખતતો 'રૂપવતી ભાર્યા શત્રુ' એ વચન સાચું થઇ પડે છે. એક શાણા પુરૂષના શબ્દોમાં કહીએ તો ' લગ્ન થતા પહેલાં તો રૂપાળી કાન્તિ, અને ખુબસુરત મુખાકૃતિ બધી વાતે વિજયી થઇ પડે છે; પણ લગ્ન સંબંધ જોડાયા પછી અંતઃકરણ અને ચારિત્ર્ય પોતાનો હિસ્સો માગવા તૈયાર થઇ જાય છે, અને વળી તે થોડા હિસ્સાથી સંતોષ પામતાં નથી. ' પહેલી જીત તો સૌંદર્યની થાય છે, પણ ઉમદા ગુણ સિવાય તે જીતનાં ફળ ભોગવી શકાતાં નથી.

ધણી ધણીઆણી વચ્ચેનો સંબંધ ઘણો નિકટનો છે. અને તેમને એક બીજા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખવો પડે છે; તેથી જો બન્નેના હિતનું ઐક્ય થયેલું હોતું નથી, તો એકના હાથમાં બીજાને નુકસાન કરવાની ભારે સત્તા રહે છે. આથી કરીને સ્ત્રીની પસંદગીના સંબંધમાં કિમતી શીખામણ આપવી એ સહેલી વાત નથી. તેમ છતાં લૉર્ડ બર્લે નામના ચતુર અને અનુભવી ગૃહસ્થે લગ્ન સંબંધે પોતાના પુત્રને જે ઉપદેશ કર્યો છે તે ધ્યાનમાં રાખવા યોગ્ય છે. “ જ્યારે ઇશ્વરકૃપાથી તને સંસાર સુખ પ્રાપ્ત થવાનો વખત આવે ત્યારે મોટી હુશિયારી તથા દૂર દૃષ્ટિ વાપરીને તારે માટે સ્ત્રીને પસંદ કરી લેજે; તારા સુખ દુઃખનો આધાર તેની પર છે. જેમ યુદ્ધમાં એક વખત ભૂલ થાય તો તે ફરીથી સુધારી શકાતી

નથી, તેમજ આ તારા આયુષ્યમાંના મુખ્ય કૃત્યમાં ભૂલ થાય તો તે ફ-રીથી સુધારી શકાશે નહિ. તે સ્ત્રીનો સ્વભાવ કેવો છે, તેનાં માબાપની યુવાવસ્થામાં કેવી વર્તણૂક હતી, તે તપાસવાને પ્રયત્ન કરજે. સારા સ્વ-ભાવની પણ તદ્દન ગરીબ માણસની છોકરી સાથે પરણુતો નહિ, તેવીજ રીતે પૈસાને માટે નીચ કુળની કે કદરૂપી સ્ત્રીની સાથે, પણ પરણુતો નહિ. જે તેમ કરીશ તો લોકમાં તારી અપકીર્તિ થશે, અને તને પણ તેણીનો તિરસ્કાર છુટશે. કુરૂપ કે મૂર્ખ સ્ત્રી સાથે પરણુતો નહિ. સ્ત્રી કુરૂપ હોવાથી તારી સંતતી પણ કુરૂપ થશે, ને મૂર્ખ હોવાથી તારી અપકીર્તિ થશે. મૂર્ખ સ્ત્રી જેવી ત્રાસદાયક ચીજ બીજી કોઇ પણ નથી, એમ તારા અનુભવમાં આવશે ત્યારે તને ઘણુંજ દુ:ખ થશે. ”

મનુષ્યે પોતાની ધર્મપત્નીમાં સૌથી પહેલું તો ઉમદા ગુણ અને સારાં લક્ષણ એ બે બાબતોને લગતી યોગ્યતા પ્રથમ તપાસવી જોઇએ. તે જાતે શુદ્ધ, પ્રમાણિક, અને વિશ્વાસપાત્ર સ્વભાવ વાળી હોવી જોઇએ એટલુંજ નહિ, પણ તેનામાં સ્વાર્થત્યાગ અને મનોનિગ્રહ તથા આત્મસં-યમના ગુણ અવશ્ય હોવા જોઇએ. વળી તે માયાળુ, સમદર્શી, સંતોષી, તથા વસ્તુ માત્રની ઉજળી બાજુ તથા મનુષ્ય માત્રના ગુણ જોવાના સ્વ-ભાવ વાળી હોવી જોઇએ. માનસિક ગુણોમાં વિવેકબુદ્ધિ, કળવકળ, અને વ્યવસ્થા, એ અત્યંત કીમતી છે, અને તે ગુણ સ્ત્રીમાં અવસ્ય હોવા જો-ઇએ. સ્ત્રીની સુંદર આકૃતિ તેના પતિને હમેશાં આનંદ અને સુખ આપે છે ખરી, પણ તેની તેવી શક્તિ દિવસે દિવસે ઘટતી જાય છે; પણ વિનય અને સારી રીતભાતની મોહક શક્તિ ઠેઠ સુધી તેવીને તેવીજ રહે છે. તે-અને લીધે જીવનની નાની નાની બાબતો અનેક રીતે ઉજ્જવળ થઇ રહે છે, અને ખરૂં જોતાં જીવન તો નાની નાની બાબતોનુંજ બનેલું છે. તેમાં નાના નાના મતભેદો તથા નાની બાબતો દરગુજર કરવાના પ્રસંગ ઘણા બને છે. વિવાહિત જીવનમાં નૈસર્ગિક બુદ્ધ શક્તિ કરતાં ઉદાર સ્વભાવની તથા નાની નાની ભૂલો દરગુજર કરવાની શક્તિની વધારે જરૂર પડે છે:

શૌર્ય અને સાધુત્વના ઉમદા ગુણો કરતાં આશ્વાસન આપવાની, સહાનુભાવ બતાવવાની, સલાહ આપવાની, તથા સહન કરવાની શકિત વધારે લાભકારક થઇ પડે છે. આવી લાયકાત હોય તોજ ગૃહસ્થાશ્રમ સુખી નીવડે છે.

આટલી બાબતો તો સામાન્ય રીતે દરેક લગ્ન સંબંધમાં જરૂરનીછે, પણ સ્થિતિ અને ધંધા પરત્વે બીજા કેટલાક વધારાના ગુણની જરૂર પડેછે. જે સદ્‌ગૃહસ્થ મોટો દરજ્જો ભોગવતો હોય છે, અને જેની સ્ત્રીને સંસાર વ્યવહારમાં ઘણી સામાજીક ફરજો બજાવવાની હોય છે, તે પોતાની સ્ત્રીમાં જેવા ગુણની અને જેવી લાયકાતની અપેક્ષા રાખે છે, તેવા ગુણ અને તેવી લાયકાત મહેનત મજુરી કરી પેટીયું મેળવનાર મજુરની સ્ત્રીને માટે ભાગ્યેજ કામનાં ગણાશે. પોતાની દેખરેખ નીચેના પેરિશ અગર પરગણાને લગતી જુદી જુદી ફરજોમાં ગુંચવાઇ રહેનારા પાદરીની સ્ત્રીને; જેને ઘણા દેશોમાં ભટકવું પડે છે, ઘણા સંકટ સહન કરવાનાં હોય છે, તથા પતિ વિયોગના ઘણા દિવસ અનુભવવાના હોય છે, એવી સૈનિક અથવા વેપારીની સ્ત્રીને; અત્યંત વ્યવસાયી અને કીર્તિલોભી દરબારી અગર રાજપુરૂષની સ્ત્રીને; દિવસનો ઘણો ભાગ ઘરની બહાર કામકાજમાં રોકાએલા રહેનારા ધંધાદારીની સ્ત્રીને; તથા શરીર પ્રકૃતિ, સ્વભાવ, અગર ધંધાને સબબે જે માણસને ઘણો વખત ઘરમાં ગાળવો પડે છે, એવા માણસની સ્ત્રીને; એ દરેકને જુદા જુદા વિશેષ ગુણોની જરૂર પડે છે. કુટુંબને લગતા ખાસ સંજોગોને લીધે પણ કેટલાક ગુણોની જરૂર પડે છે. અવિભકત કુટુંબના ધીચ વસ્તીવાળા ઘરમાં રહેનારી આર્ય સ્ત્રીના ગુણોની જેવી કસોટી થાય છે, તેવી કસોટીમાંથી પસાર થવાના પ્રસંગ પાશ્ચાત્ય દેશોની સ્ત્રીઓ ઉપર ગુજરતા નથી; કારણ કે ત્યાં લગ્ન થયું કે તરતજ 'હુતો હુતી' મા બાપ તથા ભાઇભાંડુથી જુદાં રહે છે. જે સ્ત્રીને શોકયની સાથે દહાડા ગાળવાના હોય છે, અગર જેને સપત્નીનાં છોકરાં ઉછેરવાનાં હોય છે, તેનામાં કેટલાક ખાસ ગુણ હોય છે, તોજ તેનો ઘરસંસાર દીપી

નીકળે છે. આથી કરીને દરેક પુરૂષે સ્ત્રીની પસંદગી કરતી વખતે આ બાબત પણ લક્ષમાં રાખવા જેવી છે.

એકંદર રીતે એમ દીઠામાં આવે છે કે સ્ત્રી જે સામાજીક સ્થિતિ અને સંજોગોમાં ઉછરેલી હોય છે, તેમાં અને તેના ધણીની સ્થિતિમાં જો બહુ ફેર નથી હોતો, તો તે જોડું સુખી નીવડવાનો ઘણો સંભવ રહે છે. જુદી જુદી કોમો વચ્ચેનાં અગર જુદા જુદા રંગની ચામડી વાળા લોકો વચ્ચેનાં લગ્ન કવચિતજ સુખી ગાલ્લમ પડે છે, અને જુદા જુદા આચાર વિચાર વાળાં જોડાંના સંબંધમાં પણ એમજ બને છે. કુલીન અગર શ્રીમંત વર્ગનો પુરૂષ હલકા કુળની અગર ગરીબ ઘરની કન્યા સાથે લગ્ન કરે છે, તો બન્નેની રીતભાત, અને આચારવિચારમાં ઘણો તફાવત હોવાથી બન્નેનાં મન મળતાં ઘણી મુશીબત પડે છે. બીજી જાતનાં કજોડાં કરતાં ગુણ અને જ્ઞાનનાં કજોડાં ઘણી વખત વધારે દુઃખી નીવડે છે. ગુણ અને જ્ઞાનની બાબતમાં તો ઘણાખરા પરણેલા હિંદુ અને મુસલમાન કજોડા વાળાજ છે એમ કહેવું પડે છે. સ્ત્રી કેળવણીને અભાવે કેળવાયલા છોકરાઓને અભણ કન્યાનું ઝાંખરૂં વળગે છે. ગુણવાન પુરૂષને ગુણવાન સ્ત્રી મળતી નથી. એથી જે સુખ સુધરેલા દેશોમાં સ્ત્રી પુરૂષનું જોડું ભોગવી શકે છે, તે આપણા દેશમાં કવચિતજ જોવામાં આવે છે. 'ગૃહ સુખ' આપણામાં નહિ સરખું છે. અજ્ઞાન અબળાઓ જ્ઞાની પતિની વાતચિતમાં શો ભાગ લઇ શકે, તેમના કારવ્યવહારમાં શી મદદ કરી શકે, કે તેમને શી સલાહ આપી શકે? વિદ્યા વિનોદનો આપણા કુટુંબમાં અભાવ છે. નીતિમય કે ભક્તિ માર્ગના ગાનતાન વડે જે આનંદ અને આત્મોન્નતિ થાય છે, તે આપણાં દંપતીને કયાં મળે છે? બન્નેના ગુણમાં ને વિચારમાં આશમાન જમીનનો તફાવત હોવાથી તેમનાથી સંસારસુખનો પૂરેપૂરો લ્હાવો લઇ શકાતો નથી, અને ઘણી વખત તો તેમના દહાડા દુઃખમાં જાય છે. વિદ્યા ભણેલી કન્યાને અભણ વર માથે ભાગે છે, ત્યારે તેને પણ જોઇએ તેવું સુખ મળતું નથી' આ સ્થળે એમ પણ કહેવું

પડે છે કે ઉંચા પ્રકારનાં સંસાર સુખનાં ચિત્ર નવલકથાઓમાં વાંચી જે સુવાન પુરૂષ પોતાના ઘરસંસારમાં પણ તેવા સુખની આશા રાખે છે, તેને નિરાશ થઇ પાછા પડવું પડે છે, અને તેના ચિત્તમાં હમેશાં અસંતોષ રહ્યાં કરે છે, તેથી જો તે આડે માર્ગે ના ચઢે તો તેનું સદ્ભાગ્ય સમજવું. આથી કરીને ગુણનાં કજોડાં વિષે નવલરામે જે ગરબી બનાવી છે તે આ સ્થળે અસંગત નહિ ગણાય.

" કેવું આ કજોડું તે કહેવાય, દેશિ કહોને તમે કેવું આ૦
પુરૂષતો ભણ્યો ને ગણ્યો છે ઘણો ગુમાનિઓ;
સ્ત્રીથિના સ્વભાષા શુદ્ધ બોલાય. દેશિ૦
બાઇ તો ભૂગોળ ને ખગોળમાં ઘુમે છે;
બાઇનું તો ચિત્ત ચુલામાંહ્ય. દેશિ૦
પુરૂષ આ પ્રવીણ પૂરો પુસ્તકો રચે છે;
પેલિથી ન પત્ર એ વંચાય. દેશિ૦
ભાઇ તો સ્વદેશને સુધારવા મથે છે;
બાઇ કહે ' હું જોઉં શી રીત થાય. ' દેશિ૦
પુરૂષ મૂર્ત ઢોંગિનાજ ઘાટમાં ફરે છે;
તે તો ઘેર પેલીથી પૂજાય. દેશિ૦
ભાઇ તો સભામાં જઇ સુભાષણોજ આપે;
બાઇ જઇ રાજવિયો ગાય. દેશિ૦
પુરૂષ તો પધારે સુધારાની મંડળીમાં;
પેલિ પાપી મંડળીમાં જાય. દેશિ૦
ભાઇ તો નશીબનો નકાર કરે મૂળથી;
બાઇ તો ગરોડા પૂડે ધાય. દેશિ૦
+ + + +
છેકજ ક્યાં આવી રીત ભાત મતિ જૂદી છે;
પ્રીત તે શી રીતે રે બંધાય. દેશિ૦

વાત શું કરે, ને અરે ચિત્ત તે શું એ કરે ?
એક એકને ન જ્યાં સુહાય. દેશિ૦
વિદ્યાવિનોદ કેરી વાત કદી કહાડે પતિ;
બ્હીલું બ્હીલું પેલિ જોય ત્યાંય. દેશિ૦
વર્તમાનનીએ વાત એને નહિ ગોઠે;
એની તો જુદીજ છે દુનિયાય. દેશિ૦

× × × ×

ગુણનું કજોડું ભૂડું સર્વથી સંસારમાં;
લાહ્ય જેની ના કદી હોલાય. દેશિ૦

+ + + ×

સ્ત્રીની પસંદગી કરવામાં તે જે કુટુંબમાં ઉછરી હોય, તેના આચાર વિચાર, રીતભાત, અને ખાસીયતોની તપાસ કરવાની ખાસ જરૂર છે. એ બાબત તરફ દુર્લક્ષ કરવામાં શાણપણ નથી. જે કુટુંબનો વર્ગ સારો હોતો નથી, જેનું નીતિનું ધોરણ ઉંચા પ્રકારનું હોતું નથી, અને જેમાં સ્વચ્છંદાચાર અને ઉડાઉપણું વધારે નજરે પડે છે, તેમાં ઉછરેલી કન્યા તેવા દુર્ગુણોથી ભાગ્યેજ મુક્ત રહી શકે છે. આ કારણને લીધે આપણે અહીં લગ્ન કરવામાં કુળને પ્રધાનપણું અપાય છે તે વહિવટ કાંઇ ખોટો નથી. જે ભૂલ થાય છે તે કુળની સમજના સંબંધમાં થાય છે. કુળની ઉત્પત્તિ જોઇએ તો જે લોકો વિદ્વાન, ખાતા પીતા, સદ્ગુણી કે વિવેકી હતા, તેમજ જે મેમાન પરોણાને પોષતા, કે રાજ્ય સાથે નોકરી વગેરેનો સંબંધ ધરાવતા તેવા લોકો કુલીન ગણાતા. જેઓ હલકા કુળમાં કન્યા ઉતારે નહિ, કન્યાનો વિક્રય ન કરે, સાટાં તેખડાંમાં ન પડે, અને ઘેર નાણું આવે ત્યારે બે પૈસા ખરચી નાતજાતમાં આબરૂ મેળવે, તેમની ગણના પણ કુળવાનમાં થતી. આવે ઘેર કન્યા આપવી કે ત્યાંની કન્યા લેવી એ ખરેખર ઇચ્છવા લાયક છે. એવા કુળવાનની ઓલાદ ચાલી તેમાં ધીમે ધીમે ઉપલાં લક્ષણ ઘસાતાં ગયાં, તે છતાં પણ તેઓ કુળવાન ગ-

ઉતા ચાલ્યા, અને છેવટ ' સાપ ગયા ને લીસોટા રહ્યા ' જેવું થયું તે છતાં પણ લોકો તેમને કુલીન માનતા રહ્યા એ નવાઇ સરખું છે. કુલીન લોકો દુર્ગુણ આચરતા હોય, વિવેકમાં સમજતા ન હોય, પરોણાને પગ પણ મૂકવા દેતા ન હોય, અને હલકાં કામ કરતા હોય, તેમ છતાં તેમને કુળવાન ગણવા એ મૂર્ખાઇ છે. તેવા લોકોને કન્યા આપવી, અથવા તેમના ઘરની કન્યા લેવી એ દુઃખ અને અપકીર્તિને આમંત્રણ કર્યા સમાન છે. પણ જે ઘર ખરૂં કુળવાન અને ખાનદાન હોય છે, તેની સ્થિતિ પૈસે ટકે કદાચ સારી ન હોય તોપણ તેના ખાનદાનીના ગુણ નષ્ટ થતા નથી.

શરીરની તંદુરસ્તી ઉપર લક્ષ આપવાની, પણ ખાસ જરૂર છે. લગ્ન મારફતે દરેક માણસે પોતાના કુટુંબની શારીરિક સંપત્તિ ઉતારી નાખવાને બદલ ઉન્નત કરવાની આશા રાખવી જોઇએ, અને ખાસ કરીને કોઇ પેઢીએ ઉતરતો ગંભીર પ્રકારનો રોગ તેમાં દાખલ થઇ જવા પામે નહિ એની તેણે ખાસ કાળજી રાખવી જોઇએ. આવા રોગના ભોગ થઇ પડેલા માણસોએ બ્રહ્મચર્ય પાળવું, અને અને અવિવાહિત રહેવું, એ ડહાપણ ભરેલું છે; તે સૌથી ઉંચા પ્રકારનો સ્વાર્થ ત્યાગ છે. કન્યાનું શરીર બીજી રીતે પણ નિરોગી હોવું જોઇએ, નહિ તો તેવી સ્ત્રીમાં ઉત્પન્ન થએલી પ્રજા રોગી થાય છે, અને તેથી કુટુંબની શરીર સંપત્તિ ઉતરતી જાય છે.

આજસુધી ધર્મોપદેશ વર્ગ એવો ઉપદેશ આપતો આવ્યો છે કે પોતાનો વંશ ચાલતો રાખવા માટે છોકરાં પેદા કરવાં એ લગ્નનો મુખ્ય ઉદ્દેશ છે; તેમ છતાં ઉપરની બાબત ઉપર વિશેષ ભાર મૂકેલો જણાતો નથી એ વિચિત્ર છે. એક મનુષ્ય પ્રાણીને દુનિયા ઉપર ઉત્પન્ન કરવું એના જેવું જવાબદારીનું કામ બીજું એકે નથી; તો પછી તે પ્રાણીની શારીરિક તથા માનસિક સ્થિતિ નિરામય રહે, એવી કાળજી રાખવી એ ઉત્પન્ન કર્તાની મુખ્ય અને ઉઘાડી ફરજ છે, એમાં બીલકુલ સંશય નથી. માબાપ પોતાનાં

બાળકને માટે જે વારસો મૂકી જાય, તેમાં આવા પ્રકારનો વારસો સૌથી ઉત્તમ પ્રકારનોછે, અને એ વાત બધાના હાથમાં હોય છે. પુખ્ત ઉમ્મર થતા પહેલાં પરણવું, ઘણાં બાળક ઉત્પન્ન કરવાં, કોઇ સ્વાભાવિક શારીરિક કે માનસિક રોગ અગર ખોડવાળા માણસોએ લગ્ન કરવાં, એ બાબતો કદાચ માબાપના સંબંધમાં તો સુખનાં કારણ થઇ પડતી હશે ખરી, પણ તેનું વેર તેમનાં બાળક ઉપર ત્રાસદાયક રીતે લેવાયા વગર રહેતું નથી. બાળકને બચપણથી ઉમદા કેળવણી આપવી, તથા તેમની શારીરિક સ્થિતિ નિરોગી અને સ્વસ્થ રહે એવી વ્યવસ્થા કરવી એ દરેક માબાપની ફરજ ગણાય છે, પણ બાળકો પ્રત્યેની માબાપની ફરજની શરૂઆત બાળકના જન્મ પહેલાથી થાય છે, અને લગ્ન સંબંધ જોડતી વખતે તેના પરિણામ રૂપે ઉત્પન્ન થતાં બાળકનાં ભવિષ્ય સંબંધી વિચાર કરવાની વાત ભૂલી જવી જોઇતી નથી. તેવીજ રીતે જેમના ઉદર નિર્વાહ માટે પૂરતો બંદોબસ્ત કરી શકાય તેમ ન હોય, તેવાં બાળક પેદા કરવાં એ એક નૈતિક ગુન્હા સમાન છે. દુનિયાની અવનીતિ અને તેમાં રહેલાં દુઃખનાં મૂળ તપાસીશું તો આ બે ફરજો બજાવવાની બાબતમાં બતાવવામાં આવતી બેદરકારી છે એ સ્પષ્ટ સમજાશે. મેથ્યુ આર્નોલ્ડનું કહેવું વાજબી છે કે જે છોકરાંને થોડા નિશ્ચિત અને યોગ્ય સુખમાં સારી રીતે તમે ન રાખી શકો, તેવાં નાનાં છોકરાંને દુનિયામાં જન્માવવાં એ કંઇ ન્યાય નથી.

ઘેલછા અને કેટલાક જાતના રોગ ઓલાદને અથવા પેઢીએ ઉતરે છે એ વાત અનુભવ સિદ્ધ છે, અને શાસ્ત્રીય પ્રમાણો મારફતે પણ સિદ્ધ કરી શકાય તેવી છે. તેવીજ રીતે સારાં નરસાં લક્ષણ અને ગુણ દુર્ગુણ પેઢીએ ઉતરે છે, એ વાત જો કે તેટલે અંશે સર્વમાન્ય ઠરી ચૂકી નથી, તેમ છતાં દુનિયાનું અવલોકન કરનારના લક્ષમા એ વાત આવ્યા વગર રહી નહિ હોય. પાછલા જમાનાના સંજોગોને લીધે જે આચાર વિચાર અને લાગણીઓ ઉત્પન્ન થયેલી હોય છે, તે પ્રત્યેક કોમમાં સ્વભાવસિદ્ધ થઇ જાય છે, લોકોના સ્વભાવમાં જડાઇ જાય છે; અને તે પાછળના જ-

માનાના માણસોમાં એકાએક અને સ્વતંત્ર રીતે દેખા દેછે. મનુષ્ય સ્વભાવના બંધારણના સંબંધમાં આ સિવાય બીજો કોઇ ખુલાસો જડી શકયો નથી. આ વિધિ નિરંતર ચાલ્યાં કરે છે; ટેવો અને મનોવિકારોમાં થતા ફેરફાર સ્વભાવમાં દાખલ થઇ તેમાં જડ ઘાલે છે, અને કેટલેક દરજ્જે પેઢીએ પણ ઉતરે છે. આ સિદ્ધાંત ખરો માનીએ તો આત્મશિક્ષણની તથા લગ્ન વખતે સાથીદારની પસંદગી કરવામાં વિવેકથી વર્તવાની મનુષ્ય માત્રની જે ફરજ છે તેના મહત્વમાં મોટો વધારો થાય છે. એનો અર્થ એટલોજ થાય છે કે આપણે જેમ ચાલીએ અથવા બોલીએ, તેના સંસ્કારની અસર બાળક ઉપર થાય છે એટલુંજ નહિ, પણ આપણે જેવા હોઇએ તેવાંજ બાળક પણ થાય છે, અને માબાપનાં લક્ષણ ઘણી પેઢીઓ સુધી પણ તેમના વંશજોમાં ઉતરે છે.

આગળ જણાવવામાં આવ્યું છે કે ધણી ધણીઆણી વચ્ચેનો સંબંધ વિશ્વાસના પાયા ઉપર રચાયલો હોવો જોઇએ, અને બન્નેના હિતનું સંપૂર્ણ ઐકય થવું જોઇએ. બન્નેના સ્વભાવ અને ગુણ પણ મળતા આવવા જોઇએ; પણ એટલા ઉપરથી એમ નથી સમજવાનું કે એક ભાગીદાર બીજાના સ્વભાવ અગર ગુણનું પ્રત્યક્ષ પ્રતિબિંબજ હોવો જોઇએ, રૂચિ, ગુણ અને માનસિક શક્તિઓની બાબતમાં વિરૂદ્ધતા ધરાવનારાં ધણી ધણીઆણીનાં જોડાં ઘણી વાર વધારે સુખી નીવડે છે. આવા દાખલામાં એમ બને છે કે પુરૂષનામાં જે જે પ્રકારના ગુણ, રૂચિ, રસજ્ઞતા અગર જ્ઞાનના સંબંધીની ખામીઓ હોય છે, તે સ્ત્રી પૂરી કરે છે; અને બે ભિન્ન રૂચિ વાળાં મનુષ્ય—બેવિષમ પ્રકૃતિવાળી વ્યક્તિઓ હમેશાં નિકટના સહવાસમાં રહેવાથી એક બીજાને બેમાલુમપણે પણ અસરકારક રીતે સુધારે છે.

બુદ્ધિના વ્યાપારમાં મનુષ્યો બીજાના સહવાસથી જેવા સહાનુભાવની અપેક્ષા રાખે છે, તેનું ધોરણ જુદા જુદા માણસોનું જૂદું જૂદું હોય છે. એટલું તો ખરૂંજ છે કે જાડી બુદ્ધિવાળા માણસોના સહવાસમાં

રહેવાથી કુશાગ્ર બુદ્ધિવાળા માણસની બુદ્ધ કઠિત થતી જાય છે; પણ બુદ્ધિશાળી પુરૂષને જે વિષયનો વિશેષ શોખ હોય છે તે વિષયના સંસ્કાર વાળા આવરણુનેજ તે પોતાના હમેશના સહવાસને માટે સર્વોત્તમ ગણે છે એમ હમેશાં બનતું નથી. કેટલાક માણુસોને માનસિક ઉદ્યોગમાં પ્રવૃત્ત થતી વખતે, મગજમારીનું કામ કરતી વખતે એકાંતવાસ પસંદ પડે છે; તો કેટલાકને માનસિક પ્રવૃતિમાં સ્ત્રીના સહકાર્યની ગરજ પડે છે; અને કામ વખતે તેણીની હાજરીથી તેના ઉત્સાહમાં વધારો થાય છે. કેટલાક પુરૂષના સંબંધમાં એવું બને છે કે જો તેમની સ્ત્રીની બુદ્ધિવિષયક અભિરૂચિ તેમનાથી ભિન્ન હોય, અને કામમાંથી પરવારીને ઘેર આવ્યા પછી જો તે પોતાને જુદીજ દુનિયામાં આવી પડેલા દેખે છે, તોજ તેમને સંતોષ અને આનંદ થાય છે, અને તેજ તેમના મગજને વિશ્રાંતિ આપે છે. આવા સ્વભાવવાળા વિદ્વાનો પોતાની સ્ત્રીના સહવાસ મારફતે પોતાના પ્રિય વિષયના વિચારોને મગજમાંથી કાઢી નાખવાની અપેક્ષા રાખે છે.

ચારિત્ર્યના સંબંધમાં પણ એમજ બને છે. ભિન્ન પ્રકૃતિવાળાં સ્ત્રી પુરૂષો દાંપત્ય ભાવથી જોડાય છે, ત્યારે કેટલીક વખત જે પુરૂષ આળસુ અને નિરૂત્સાહી હોય છે તે ઉદ્યમશીલ અને ઉત્સાહી થાય છે; ઉદ્ધત હોય છે તે નરમ અને શાન્ત થાય છે; કંજુસ હોય છે તે ઉદાર થવા શીખે છે, અને ઉડાઉ હોય છે, તે નિયમમાં ચાલવા શીખે છે; ઉતાવળીઓ હોય છે તે સાવધ થવા શીખે છે, અને બીકણુ હોય છે તે સાહસની હિમ્મત કરવા લાગે છે; તેજ પ્રમાણે ઉદાસી અને નિરાશ થઇ ગયેલો હોય છે, તે આનંદી અને ઉલ્લાસવૃત્તિવાળો થાય છે. પણ જો એકજ પ્રકારની ખામીવાળાં બે સ્ત્રી પુરૂષ એકઠાં થાય છે, તો બન્નેના દોષ વધારે દૃઢ થાય છે. બળવાન અને શૂરો પુરૂષ કોમળ અને પ્રેમાળ અંતઃકરણુવાળી સ્ત્રીની સાથે લગ્ન કરે, તો બન્નેને ફાયદો છે, અને તેમનું જોડું સુખી નીવડે છે, પણ નબળો અને બાયલો પુરૂષ પોચા હૈયાની

સ્રીની સાથે જોડાય તો બન્નેને હાનિજ છે; એવા પુરૂષે તો ધીર પ્રકૃતિ-વાળી પત્ની પસંદ કરવી જોઇએ.

લગ્નના સંબંધથી જોડાયલી વ્યક્તિઓમાંથી કોઇના વ્યકિતત્વનો નાશ થાય એ ડહાપણ ભરેલું અગર વાજબી નથી ; તેથી દરેકના અધિકારના વ્યાપારને માટે એક બીજાનાથી સ્વતંત્ર અને ભિન્ન ક્ષેત્ર રહેવું જોઇએ. બન્ને વિવેકી અને શાણાં હોવાં જોઇએ, બન્નેનો એક બીજા ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોવો જોઈએ, એ વાત તો પહેલી આવશ્યક છે, તેમ છતાં પણ જો દરેકને પોત પોતાના કામકાજમાં સ્વતંત્રતા ન હોય, અને પ્રત્યેક નાની જરૂરીઆતને માટે પણ જો સ્રીને પોતાના ધણીની પાસે માગવા જવાની જરૂર પડતી હોય, નાની બાબતમાં પણ સ્વતંત્ર રીતે વર્તવાની તેને છુટ ન હોય, અને પગલે પગલે ધણીની પરવાનગીની જરૂર પડતી હોય તો તેથી બન્નેનાં મન ઉંચાં રહે છે, અને તેમનો ઘરસંસાર સુખરૂપ નીવડતો નથી. સામાન્ય રીતે પુરૂષને ઘરની બહારનું કામકાજ કરવાનું હોય છે, અને સ્રીને ઘરની અંદરનું કામકાજ કરવાનું હોય છે. તેથી કરીને બહારના કામકાજમાં સ્રી માથું મારે નહિ, અને ઘર ખટલાના કામમાં પુરૂષ વચ્ચે પડે નહિ તો બન્ને વચ્ચેનો સારો સંબંધ સચવાઇ રહે એમાં કાંઇ સંશય નથી. ઘણી બાબતો બન્નેની એકત્ર સલાહ પ્રમાણે કરવાની હોય છે, પણ એકંદર રીતે મોટી બાબતો પુરૂષને માથે પડે છે, અને નાની પણ સંખ્યામાં ઘણી બાબતો સ્રીને કરવાની હોય છે; અને તેથી જો બન્ને શાણાં અને વ્યવહાર કુશળ હોય તો ઘર સંસારનું નાવ શાંતપણે આગળ વધે છે.

લગ્નને માટે કઇ ઉમ્મર વધારે યોગ્ય છે એ પ્રશ્ન પણ વધારે મહત્વનો છે. આ સંબંધમાં કોઇ એક ચોકસ નિયમ બાંધી શકાય તેમ નથી. નીતિશાસ્રવેત્તાઓ ઘણી મોટી ઉમ્મરે લગ્ન કરવાથી થતા ગેરફાયદા ઉપર વધારે ભાર મૂકે છે; અને અર્થશાસ્રકારો વિચાર વગરનાં લગ્નને

વધારે હાનિકારક ગણે છે. પ્રત્યેક માણસ સાધારણ રીતે પોતાની સ્થિતિ અને વૃત્તિ એ બેને અનુરૂપ એવા માર્ગનું અનુસરણ કરે છે. સાધારણ રીતે સુધરેલા દેશના લોકો વધારે મોટી ઉમ્મરે લગ્ન કરવાનો વહિવટ પસંદ કરવા લાગ્યા છે. પણ ઘણી મોટી ઉમ્મરે-વૃદ્ધાવસ્થાની શરૂઆતમાં-લગ્ન કરવાનો વહિવટ પસંદ કરવા લાયક નથી સુધરેલા દેશમાં લોકો તે ઉમ્મરે લગ્ન કરે છે તે પોતાના આખરના દિવસોમાં ખરા અંતઃકરણથી સંભાળ લેનારા એક નિકટના સંબંધી જનની ખોટ પૂરી પાડવાની ખાતર કરે છે; અને તે દેશોમાં પુનર્લગ્ન કરવાનો ચાલ હોવાથી તેમના લાયકની આધેડ વયની સ્ત્રીઓ પણ મળી આવે છે. આપણા લોકો જુદાંજ કારણોને લીધે વૃદ્ધાવસ્થામાં પરણે છે. એક તો સંતતિ થવાની આશાથી. અને બીજું ઘડપણમાં બૈરી હોય તો તે રોટલા કરી આપે, સેવા ચાકરી કરે, અને છોકરાંની વહુઓ અગર બીજા કોઇના ઓશિયાળા થવું ન પડે એ બે કારણથી લોકો ઉતરતી વયમાં લગ્ન કરવાની લાલચમાં પડે છે. પણ આપણા દેશમાં છોકરીઓને મોટી ઉમ્મર સુધી કુંવારી રાખવાનો ચાલ નથી, તેમજ ઘણી ખરી નાતોમાં પુનર્લગ્નનો નિષેધ છે; આથી કરીને ‘ બીબી થાય વર જોગ, ત્યારે મીયાં થાય ઘર જોગ ’ એવો પ્રકાર બને છે; અને ‘ બુઢ્ઢાને બાળકી આપી, બાંધે છે મીઢળો ગડે, ’ તેથી થોડી મુદતમાં બિચારી નિર્દોષ બાળાને રંડાપો પ્રાપ્ત થાય છે; અને આપણા દેશનો રંડાપો મરણ કરતાં પણ વધારે દુઃખદાયક છે. પણ આવાં કજોડાંનાં બીજાં પરિણામ વળી વધારે હાનિકારક છે. વૃદ્ધપતિ યુવાન સ્ત્રીને પસંદ ન પડે એ દેખીતું છે. તે વયે આવે છે, ત્યારે ઘણી ઘણું ખરૂં તો સંસાર સુખને માટે કેવળ નિરૂપયોગી થયો હોય છે. આવી સ્થિતિમાં સ્ત્રીના મન ઉપર જો નીતિ અને ધર્મનું મજબુત બંધન નથી હોતું, અને તેને પોતાના કૂળની લાજ નથી હોતી, તો અનાચાર થવાનો ઘણો સંભવ રહે છે.

" બુઢ્ઢો પરણે બાયડી, અભણયો બેસે રાજ;
બોજ ઉપાડે બળદીઆ, એ સૌ પરને કાજ. "

આપણા દેશનાં બાળલગ્ન વળી વધારે હાનિકારક છે. વૃદ્ધ પુરૂષોના લગ્ન તો છુટાં છવાયાં હોય છે, પણ બાળલગ્ન તો ઘેરે ઘેર થાય છે. જો પરણવું એ સંસારમાં પડવાને માટે હોય, તો સંસાર ચલાવવાની યોગ્યતા આવે એવી વયે પરણવું જોઇએ. વૈદક શાસ્ત્રના નિયમ પ્રમાણે પચીસ વર્ષની ઉમ્મરના પુરૂષે સોળ વર્ષની સ્ત્રીની સાથે લગ્ન કરવું જોઇએ. તેટલી ઉમ્મર પહેલાંનાં લગ્ન અનેક રીતે હાનિકારક છે. દેશકાળની સ્થિતિ પ્રમાણે જો તેમાં ઘટાડો કરવો જરૂરનો લાગે તો થોડા થોડા પાછા હઠવામાં હરકત નથી; પણ ઢીંગલા ઢીંગલીનાં લગ્ન તો ધિક્કારવા લાયક જ છે, શાસ્ત્રનું પ્રમાણ ખોળનારને પણ જણાઇ આવશે કે આર્યાવર્તમાં નાની વયે લગ્નસંબંધ થતો નહિ. સ્મૃતિકારોએ પણ તરૂણ કન્યા પસંદ કરવાનું કહેલું છે. 'જે અવિવાહિત કન્યાનું શરીર સારી રીતે પ્રફુલિત થયું હોય, અર્થાત્ જેને યુવાવસ્થા પ્રાપ્ત થઇ હોય, તેની કને જા અને તેને તારી સ્ત્રી કર. '' જે કન્યા અદ્યાપિ તેના બાપના ઘરમાં રહેતી હોય, અને જેનામાં પરણવાની વયનાં ચિન્હ આવ્યાં હોય, તેની કને જા, અને તેને તારી પત્ની કર. " વૈદક શાસ્ત્રમાં પણ પુરૂષને પચીસ વર્ષ પહેલાં અને સ્ત્રીને સોળ વર્ષ પહેલાં લગ્ન કરવાની મના છે. આપણાં શાસ્ત્રમાં જે સ્ત્રીઓનાં લગ્ન સંબંધી ઉલ્લેખ છે, તે સઘળી સ્ત્રીઓનાં લગ્ન યુવાવસ્થા પ્રાપ્ત થયા પછીજ થયેલાં છે. લગ્નની વિધિમાં પણ સ્ત્રી પુરૂષે બોલવાનાં જે વચન નક્કી થયેલાં છે, તેમનો ભાવાર્થ સમજવા જેટલી વયે તથા યોગ્યતાએ તે પહોંચવાંજ જોઇએ, એમાં કાંઇ નવાઇ નથી.

બાળલગ્નથી જે શારીરિક, માનસિક, નૈતિક, આર્થિક, અને સામાજીક ગેરફાયદા થાય છે, તે સહેલાઇથી લક્ષમાં આવી શકે એવા છે. બાળલગ્નથી સ્ત્રી પુરૂષના શરીર ઉપર માઠી અસર થાય છે, એ વાત

અનુભવ સિદ્ધ છે. શરીરનો રાજા વીર્ય છે, શરીરના બંધારણનો આધાર વીર્ય ઉપર છે. પણ જો તે વીર્ય નાની ઉમ્મરથી વપરાવા લાગે તો શરીરનો બાંધો નબળો પડી જાય એ દેખીતું છે. કુદરતના નિયમ પ્રમાણે શરીરનો બાંધો બરાબર ખીલી રહે છે, ત્યાર પછી સ્ત્રી સંગ કરવાથી વિશેષ હાનિ થતી નથી; પણ કાચી વયે તેવા લતમાં પડવાથી ધાતુ ક્ષીણ થતી જાય છે, અને શરીર કંતાઇ જાય છે; તેથી માણસ આખો જન્મારો અશક્ત રહે છે, અને તે લાંબું આયુષ્ય ભોગવી શકતો નથી. આપણા દેશમાં પહેલાં પચીસ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળવાનો રિવાજ હતો, તેથી આપણા પૂર્વજો સશક્ત અને કદાવર હતા. તેઓ લાંબુ અને નિરોગી આયુષ્ય ભોગવી શકતા તેમજ ભારે શ્રમનાં તથા પરાક્રમ અને શૌર્યનાં કામ કરી શકતા હાલ તેથી ઉલટુ બને છે. આપણાં શરીર નબળાં અને નિર્માલ્ય થઇ ગયાં છે, આપણે લાંબુ આયુષ્ય ભોગવી શકતા નથી, ટુંકા આવરદામાં પણ અનેક મંદવાડના ભોગ થઈ પડીએ છીએ, આપણા શરીર ઉપર નુર અને જુસ્સો જણાતો નથી, અને આપણે શ્રમ તથા અંગબળનું કામ કરવા માટે અશક્ત તથા નિરુત્સાહી થઇ ગયા છીએ. એ બધાં બાળલગ્નનાં પરિણામ છે. સ્ત્રીઓ પણ જવાન વયે ડોસીઓ જેવી દેખાય છે, અને તે અશક્ત, નિર્માલ્ય, અને અલ્પાયુષી થઇ જાય છે.

બાળલગ્નથી માનસિક શક્તિ ઉપર પણ થોડી અસર થતી નથી. બાળક પતિના અભ્યાસમાં સ્ત્રી આવતી જતી થવાથી વિક્ષેપ પડે છે. સ્ત્રીઓ સાસરે જવા શીખી એટલે તેમને તો અભ્યાસ સમૂળગો છોડવો પડે છે. આથી કરીને પરણેલાં સ્ત્રી પુરૂષની માનસિક શક્તિઓ બરાબર ખીલી શકતી નથી, તેમની બુદ્ધિનો બરાબર વિકાસ થતો નથી. પુરૂષનો અભ્યાસ કદાપી ચાલતો રહે તોપણ અભ્યાસ ઉપર તેનું ચિત્ત એકાગ્ર થતું નથી, તેથી જોઇએ તેવું ફળ મળી શકતું નથી. સંસારની જાળમાં પડતાં ભણવા તરફ તેનું દુર્લક્ષ થતું જાય છે, અને જો ભોગજોગે પ્રજા થઇ, તો પછી ઘણાને તો ચોપડીઓ લઈ નિશાળે ભણવા જવામાં શરમ

આવે છે. આવા અધુરા અભ્યાસથી માનસિક સંપત્તિમાં કેટલો થોડો વધારો થઇ શકે એ દેખીતું છે. વળી શરીર નબળું પડતું જાય તેથી પણ માનસિક શ્રમ ઘણા થોડા પ્રમાણમાં લઇ શકાય છે અને તેથી આખરે થોડા જ્ઞાનથી સંતોષ માની ઘેર બેસવાની જરૂર પડે છે.

બાળક પતિ સંસારી થાય છે એટલે તે ઘર માંડવા માટે કમાણી કરવાની ફિકરમાં પડે છે. હુન્નરકળાના ખરતું શિક્ષણ લીધા પહેલાં તેને અભ્યાસ છોડવો પડે છે, તેથી તે કોઈ સારી કમાણીવાળા ધંધાને માટે લાયક થઇ શકતો નથી. આજ સુધીના ભણતરથી તેનામાં વેપાર રોજગાર કરવા જેટલી પણ કુશળતા આવી હોતી નથી. આથી કરીને દુનિયાદારીને માટે લાયક થતા પહેલાં તેના ઉપર કુટુંબનું ભરણપોષણ કરવાનો બોજો આવી પડે છે. છેવટે હલકા પગારની ચાકરી પત કરીને તેને જન્મભર બોચીએ કાંકરો મૂકીને કામ કરવું પડે છે, અને કુટુંબના ગુજરાન માટે અનેક હવાતીઆં મારતાં છતાં તેનું સંતોષકારક પોષણ તે કરી શકતો નથી. અજ્ઞાન ને અણુવાકેફ બાળક સ્ત્રી ઘરનું નાવ સારી રીતે ઠેલી શકતી નથી, છોકરાં છૈયાની માવજત કરી શકતી નથી, અને પોતાના ધણીની કમાણીમાં મદદ કરી શકાય, એવું કંઇ કામ તેનાથી થઈ શકતું નથી. બન્ને ગરીબ માબાપનાં હોય તો તેમને સદાય દોહલે દહાડા કાઢવા પડે છે; અને સુખી માબાપનાં હોય, તો તેમની પુંજીમાં તેમનાથી વધારો કરી શકાતો નથી.

બાળપણમાં મૃત્યુની સંખ્યા સૌથી વિશેષ હોય છે, એ આપણે અનુભવથી જાણીએ છીએ. માબાપની પૂરતી સંભાળ વિના કે નિષ્કાળજીથી બાળપણમાં ઘણાં મરણ થાય છે. વળી વરાધ, વાવળી, ઉટાંટીઉં, સૈયડ, રતવા વગેરે કેટલાક બાળરોગ એવા છે કે જે છોકરાંનો ઘણીવાર નાશ કરે છે. સાધારણ રોગો, જેની સામે મોટાં માણસ ટક્કર ઝીલી શકે છે, તે રોગો પણ ઘણીવાર છોકરાંને ઘસડી જાય છે. માટે નાની વયે પરણા-

વયમાં છોકરીઓને વિધવા થવાના પ્રસંગ ઘણા આવે છે. છેક નાની વયે છોકરીને રંડાપો આવ્યાના દાખલા ઘણીવાર જોવામાં ને સાંભળવામાં આવે છે. એ વખતે ગામમાં ત્રાહ ત્રાહ થઇ રહે છે, તે છતાં લોકોને સ્મશાન જ્ઞાન જેટલું પણ જ્ઞાન થતું નથી, અને પોતાના દુષ્ટ રિવાજને દૂર કરવાનું મનમાં આવતું નથી એ ખરેખર શોકજનક છે. છોકરીનો ન્હાની વયથીજ ભવ બગડે છે, અને માબાપને માથે જન્મપર્યંત ધીકતી સગડી રહે છે. વિધવા થયા પછી છોકરીના કેવા હાલ થાય છે, અને તેને કેવી રીતે આયુષ્ય વહી છુટવું પડે છે, તે પોતાને આર્ય કહેવડાવવા માગનાર હિંદુ સારી પેઠે જાણેછે. તે બિચારી છોકરીનો ભવ આખો બગડે છે, અને તેના બન્ને પક્ષના સંબંધી જનોના દિલમાં તેની પાંતનું હમેશાં દુઃખ રહે છે, પણ વળી જો તે છોકરી યુવાવસ્થાએ પહોંચ્યા પછી મન અંકુશમાં નહિ રહેવાથી અનીતિના માર્ગમાં પડે છે, તો બધાંની આબરૂના કાંકરા થઇ જાય છે, અને અનેક ગર્ભપાત અને બાળ હત્યાઓ થાય છે. એ બધું પાપ બાળલગ્નને માથે છે; કારણ કે જ્યાં સુધી આપણામાં પુનર્લગ્નનો ચાલ સર્વમાન્ય થયો નથી, ત્યાં સુધી જનસમાજમાં અનાચારની વૃદ્ધિ થવાનીજ: અને બાળ લગ્નનો ચાલ ન હોય તો નિદાન બાર ચૌદ કે સોળ વર્ષની અંદરની વિધવાઓ તો જોવામાં નજ આવે. વસ્તી પત્રક ઉપરથી જણાયછે કે બાર વરસની અંદરની બાળ વિધવાઓની સંખ્યા ઘણી મોટી હોય છે. અને જેમણે પતિના સહવાસનું સૂખ થોડું ઘણું પણ ભોગવ્યું હોય છે, અથવા જે એકાદ બે છોકરાંની મા થઇ હોય છે, તેમનો કામાગ્નિ થોડે અંશે પણ શાન્ત થયેલો હોય છે, અને તેમને અવળે માર્ગે ચઢવાની લાલચ ઓછી હોય છે.

નાની કે કાચી વયે જે સંતતિ થાય, તે સંશક્ત અને દૃઢ નીવડતી નથી. જ્યાં સુધી શરીરના અવયવો પૂર્ણતાને પામ્યા ન હોય, ત્યાં સુધી ગર્ભ પૂર્ણ રીતે વૃદ્ધિ પામી શકતો નથી. એવો ગર્ભ બહાર પડતાંજ કે થોડી મુદતમાં નાશ પામે છે, અને કદી જીવતો રહે છે તો તે તને અને

ગને નિર્માલ્ય રહે છે. કેટલીક વાર પ્રસવ થતાંજ બાળક માતાનું મરણ થાય છે, અને ઘણી વાર તે એવા અશકતપણાને પામે છે, કે વખતે તરૂણ વયમાંજ તેનું મરણ થાય છે, કે મરતા સુધી તે રોગીષ્ટ અને અશકત રહે છે. નાની વયના સંબંધથી સ્ત્રી પુરૂષ બંન્ને ક્ષીણતાને પામે છે, એટલુંજ નહિ પણ તેમનાં છોકરાં ઠીંગણાં, અશકત અને અલ્પાયુષી થાય છે. એક સાહેબ લોકનું અને એક આપણું, એવાં બે તરતનાં જન્મેલાં છોકરાંનાં કદ અને વજનની સરખામણી કરી જોઇશું તો આ વાતની પ્રતીતિ આપણને ઝટ થશે. વળી આપણા પૂર્વજો બ્રહ્મચર્યવ્રત પાળતા હતા, તેથી તે સશક્ત અને કદાવર હતા, પણ હાલ આપણાં શરીર કેવાં નબળાં થઇ ગયાં છે ! બાળલગ્ન વડે ઓલાદ એક પછી એક ઠીંગણી થતી જાય છે, એટલે તે કદમાં ઘટતી જાય છે, શરીરે ક્ષીણતા પામે છે, હિમ્મત અને શૌર્ય ગુમાવી બેસે છે, નિસ્તેજ અને નિર્વીર્ય થઈ જાય છે, શરીરની સાથે મનની શક્તિ પણ ખોઇ બેસે છે, અને એકંદરે એવી પ્રજા મહત્ કાર્યો કરવાને નાલાયક થાય છે. આપણા સુશ્રુતના વૈદક ગ્રંથમાં એક શ્લોક છે કેઃ—

> ऊनषोडश वर्षायाम प्राप्तः पञ्चविंशतिम् ।
> यद्याधत्ते पुमान् गर्भं कुक्षिस्थः स विपद्यते ॥
> जातोवा न चिरंजीवेज्जीवेद्वा दुर्बलेन्द्रियः ।
> तस्मादत्यन्त बालायां गर्भाधानं नकारयेत् ॥ १ ॥

ભાવાર્થ—જો પચીસ વર્ષથી ઓછી ઉમ્મરનો પુરૂષ સોળ વર્ષથી ઓછી ઉમ્મરની સ્ત્રીનામાં ગર્ભાધાન કરે છે, તો તે ગર્ભ સ્ત્રીના ઉદરમાંજ નાશ પામે છે, અર્થાત્ તેનો સ્રાવ થઇ પાત થાય છે, અને જો તે ગર્ભ ઉદરથી બહાર આવવા પામે છે, તો બાળક લાંબી મુદત સુધી જીવી શકતું નથી, અને જો જીવે છે, તો તે નબળા બાંધાનું થાય છે માટે અત્યંત નાની ઉમરની સ્ત્રી પાસે ગર્ભ ધારણ કરાવવો ઉચિત નથી.

આ બધા ઉપરથી આપણી ખાત્રી થાય છે કે બાળલગ્નના ચાલથી આપણા દેશને અનેક રીતે નુકસાન છે. ડૉકટર **મહેન્દ્રલાલ** સરકારના અભિપ્રાય પ્રમાણે એ ચાલ આપણા દેશનો મોટામાં મોટો શત્રુ છે, તે આપણા દેશના જીવનના મૂળ ઉપર ચઢી બેઠો છે, અને તેના અભ્યુદય અને વિકાસને હરકત કરે છે; એટલુંજ નહિ પણ વધારામાં દેશની ખરાબીનું આદિ કારણ પણ તેજ છે એમ કહેવું પડે છે.

યુવાવસ્થાના અંકુર ફુટતામાંજ જે લગ્ન કરવામાં આવે છે તેની સામે પણ ઘણાં સબળ કારણો છે. લગ્નથી ઉત્પન્ન થનારાં બાળકોને માટે પૂરતો બદોબસ્ત કરી શકાય એવી સ્થિતિ પ્રાપ્ત થયા પહેલાં લગ્ન કરવાનું કામ ડહાપણ ભરેલું નથી. દુનિયાનો સાધારણ અનુભવ મેળવ્યા પહેલાં લગ્ન કરી બેસવાથી આગળ જતાં ખત્તા ખાવા પડે છે. પ્રવાસ મારફતે મળતાં અગર એવીજ જાતનાં બીજાં જ્ઞાન લગ્ન પહેલાં જેટલાં મેળવી શકાય છે, તેટલાં લગ્ન પછી મેળવી શકાતાં નથી.

જનસમાજમાં સ્ત્રીની પદવી કેવી છે તે વિષે પણ આ સ્થળે થોડો ઉલ્લેખ કરવો આવશ્યક છે. સઘળા સુધરેલા દેશોમાં સ્ત્રીઓની સામાજીક સ્થિતિ સુધરતી જાય છે. સ્ત્રી ફક્ત એક ભોગ્ય વસ્તુ છે, અને તે પુરૂષના સુખને માટે, તેના મનને રંજન કરાવવા માટેજ પેદા કરવામાં આવેલી છે, તેથી તેના ઉપર પુરૂષની સર્વોપરી સત્તા છે એ ખ્યાલ લોકોના મનમાંથી નીકળી જવા લાગ્યો છે. સ્ત્રીઓને વધારે સ્વતંત્રતા મળવા લાગી છે, અને તેમનામાં સ્વમાન અને આત્માવલંબન તથા સ્વાશ્રયનો ગુણ વધારે દૃષ્ટિએ પડે છે. સઘળા સુધરેલા દેશોમાં સ્ત્રીઓ પોતાની માલકીની જુદી મીલકત ધરાવી શકે છે, અને તેમની જાતની કમાણી ઉપર તેમનો સ્વતંત્ર હક કબુલ રાખવામાં આવે છે. 'બળીયાના બે ભાગ' એ નિયમ સ્ત્રીઓની સાથેના વ્યવહારમાં હાલ સંપૂર્ણ રીતે અમલમાં મૂકવામાં આવતો નથી.

પણ ખેદના સાથ જણાવવું પડે છે કે આપણા દેશમા એથી ઉલટો પ્રકાર બને છે. આપણા સંસારમાં સ્ત્રીની સ્થિતિ ઘણી અધમ છે. તેને કોઇ જાતનું માન નથી, અને તેને અજ્ઞાન અવસ્થામાં રાખવામાં આવે છે. કેટલીક વખત સ્ત્રીઓ પ્રત્યેની પુરૂષોની વર્તણૂક અત્યંત નિંદ્ય અને નુકસાનકારક હોય છે; પણ આપણે એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે સંસારના કારવ્યવહારમાં સ્ત્રીઓ મોટો ભાગ લેછે. સંસારના સ્થિતિ સુધરવા બગડવાનો ઘણો આધાર સ્ત્રીઓ ઉપર છે. સંસાર સુખરૂપ કે દુઃખરૂપ સ્ત્રીઓ વડે નિવડે છે. વળી અમુક દેશમાં સ્ત્રીઓની સામાજીક સ્થિતિ કેવી છે, તે ઉપરથી તે દેશની સુધારણાની અગર ઉન્નતિની કલ્પના કરી શકાય છે. વળી આપણો દેશ જે વખતે ઉન્નતિની ટોચે પહોંચ્યો હતો તે વખતે સ્ત્રીઓની સ્થિતિ કેવી હતી તે જુઓ. પ્રખ્યાત વિદુષી બાઇ **એનીબિસન્ટે** પોતાના એક ભાષણમાં કહેલું છે કે આર્યાવર્તના પ્રાચીન ગ્રંથોમાંથી આર્યસ્ત્રીયોનાં જે સુંદર, તેજસ્વી અને ઉત્કૃષ્ટ ચિત્ર મળી આવે છે, તેવાં બીજા કોઇ ઠેકાણેથી મળનાર નથી. દત્ત સાહેબ પોતાના 'પ્રાચીન ભારત' નામના પુસ્તકમાં લખે છે કે તે વખતે સ્ત્રીઓને માથે પીડાકારી બંધન નહોતાં. તેમને પડદેનશીન કે અભણ રાખવા, અથવા મંડળમાં તેમની હકદાર સ્થિતિમાંથી દૂર રાખવા કંઈ પણ પ્રયત્ન થતો નહિ. તેમને યોગ્ય દરેક કામમાં અને દરેક જગાએ આપણે તેમને યજ્ઞક્રિયામાં ભાગ લેતી અને મંડળ ઉપર પોતાની અસર પ્રવર્તાવતી જોઇએ છીએ... હિંદુ સુધારાના ઉદય કાળથીજ હિંદુ સ્ત્રીઓ માનવંત દશા ભોગવતી; તેમના કબજામાં દોલત રહેતી, અને તેમને વારસો મળતો; તેઓ યજ્ઞમાં અને ધર્મ ક્રિયામાં ભાગ લેતી; તેઓ રાજપ્રસંગે મોટી સભાઓમાં આવતી; પ્રસિદ્ધ રસ્તાઓ ઉપર હમેશાં પોતાના જરૂર વખતે જતી; તેઓ ઘણી વખત તે સમયની વિદ્યામાં નામના મેળવતી, અને રાજનીતિ તથા રાજ્યકાર્યમાં તેમને યોગ્ય સત્તા હતી. અને અગર જોકે યુરોપની અર્વાચીન સ્ત્રીઓની માફક તેઓ પુરૂષોના મંડળમાં અતિ છુટથી ભળતી નહિ, તો

પણ અત્યંત ગુપ્ત વાસ અને બંધન એ હિંદુ રિવાજ નથી, તે રિવાજ મુસલમાની સામ્રાજ્યના વખત સુધી હિંદુસ્તાનમાં અજાણ્યા હતા, અને હજીસુધી પણ હિંદુસ્તાનના મહારાષ્ટ્ર જેવા ભાગોમાં, જ્યાં મુસલમાનોની સત્તા બહુ અલ્પ હતી, ત્યાં અજાણ્યાજ છે. કોઇ પ્રાચીન પ્રજા સ્ત્રીઓને હિંદુઓના જેટલું માન આપતી નહિ........પૃથ્વીની પીઠ ઉપરની બીજી બધી પ્રાચીન પ્રજાઓના કરતાં પ્રાચીન આર્યાવર્ત્તમાં સ્ત્રીઓને કદાચ વધારે માન મળતું હતું. પોતાના ધણીઓની બુદ્ધિમાન સહચરી, સંસારની મુસાફરીમાં તેમને મિત્ર તથા પ્રિય સહાયરૂપ, ધર્મ ક્રિયામાં તેમની ભગિની, તથા તેમના પવિત્ર ગૃહ સુખના નિદાનરૂપ ગણાઇ હિંદુ સ્ત્રીઓ જૂના વખતમાં માન અને પ્રતિષ્ઠા પામી છે. ગાર્ગી કે મૈત્રેયીના જેવું ગૂઢ જ્ઞાન તેમને મળે એમ વારંવાર ન બનતું, પણ તેમ છતાં તેમને સામાન્ય બાબતની માહિતી મળતી, તથા તેઓ ગૃહ કાર્યમાં કુશળ થતી. "

આપણા શાસ્ત્રકારોએ પણ સ્ત્રીઓની યોગ્યતા કેવી મોટી માનેલી છે, તે જુઓ. મનુસ્મૃતિમાં જણાવેલું છે કે **यत्रनार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।** જે કુળમાં સ્ત્રીઓનું સન્માન થાય છે, તે કુળ ઉપર દેવ પ્રસન્ન રહેછે; પણ જે કુળમાં સ્ત્રીઓનું સન્માન થતું નથી, તે કુળની તમામ યજ્ઞ આદિ ધર્મ ક્રિયા નિષ્ફળ જાય છે. વળી 'સ્ત્રી એ ઘરની લક્ષ્મી છે' તેથી જ્યાં સ્ત્રીઓને સુખ મળતું નથી ત્યાં લક્ષ્મીનો વાસ હોતો નથી. 'સ્ત્રી એ પુરૂષનું અર્ધું અંગ છે' એ વગેરે વચનો પણ સ્ત્રીની પ્રતિષ્ઠાનું ભાન કરાવે છે. કબીર સરખા ભગવદ્‌ભક્તનું પણ વચન છે કેઃ—

**नारियोंकूं निंदो नहि, नारी नरकी खान ।**
**जिस खानीसे पैदा हुवे भीष्म राम हनुमान ॥**

હવે અજ્ઞાન એ પ્રત્યેક દેશની ઉન્નતિને પ્રતિબંધકારક અને દેશહિતને મોટો ધોકકો પહોંચાડનાર છે, અને સ્ત્રીઓ રાજ્યનું અર્ધું અંગ છે; એ બે

બાબતો એટલા સ્પષ્ટ છે કે તે બદલ ઉહાપોહ કરવાની જરૂર રહેતી નથી. વ્યક્તિ વિષયક સુખ એક બાજુએ રાખીને સમગ્ર રાજ્યના હિત તરફ દૃષ્ટિ કરીશું તો સ્પષ્ટ દીસશે કે જે તે દેશની માતાઓજ અજ્ઞાનરૂપી કીચડમાં નિમગ્ન થયેલી હશે, તો તેમની પ્રજા હીનબુદ્ધિ નિપજનારજ એમાં કંઇ નવાઇ નથી, અને તે પ્રજા જોવા જઇએ તો તે રાજ્યનું ભાવી અંગ અથવા સ્તંભ છે, તેથી તે દેશની કળા ક્ષીણ થવાનીજ એ પણ સ્પષ્ટ છે. વળી રાજ્યના હિતની દૃષ્ટિથી જોઇશું તો પુરૂષોના શિક્ષણ કરતાં સ્ત્રીઓનું શિક્ષણ વધારે મહત્વનું છે. કારણ કે પાછળની પ્રજાને ઉન્નતિને માર્ગે ચઢાવવાનું કામ સ્ત્રીઓના હાથમાંછે, અને તેમણે આપેલા શિક્ષણની અસર કદી નાબુદ થઇ શકતી નથી. શુદ્ધાચરણી, ભક્તિમાન, સુદૃઢ અને શાણી માતાના આચરણની અસર બાળકો ઉપર કેટલી બધી થાય છે, તેની પૂર્ણ કલ્પના કરી શકાતીજ નથી. અજ્ઞાન માતાને પોતાનાં છોકરાંની પ્રકૃતિને દૃઢ અને મજબૂત કેવી રીતે બનાવવી તેનું બીલકુલ ભાન હોતું નથી; તે છોકરાંના મનોવિકારને જુદાજ પ્રકારનું વલણ આપે છે, તેમના વિચારને સાંકડા બનાવે છે, અને તેમને ઉન્નતિના માર્ગની દિશા બતાવી શકતી નથી. પણ સુશિક્ષિત સ્ત્રી પોતાના ધણીના સુખમાં મોટો વધારો કરે છે એટલુંજ નહિ, પણ પોતાની પ્રજાને પણ સુધારે છે.

કહે નેપોલીયન દેશને, કરવા આબાદાન;
સરસ રીત તો એજ છે, દો માતાને જ્ઞાન.



## પ્રકરણ ૧૦ મું.



### સાફલ્ય.

જીંદગીનો મુખ્ય ઉદ્દેશ એટલો જ છે કે, મનુષ્યને શોભા આપે એવી વર્તણુક સ્થિર-સ્થાપિત-કરી દેવી; અને દેહ તથા આત્માને ઉત્તમ પ્રકારની કેળવણી આપવી,-એટલે મનોવૃત્તિઓ, વિવેક બુદ્ધિ, અંતઃકરણ અને આત્મા ખુબ ખીલીને પૂર બહારમાં આવે, તેમ કરવું જોઇએ; ત્યારેજ જીંદગી સફળ થઇ સમજવી, અને મનુષ્યાવતારનું ત્યારેજ સાર્થક થયું જાણવું. બીજી બધી ચીજો એ મહાન ઉદ્દેશના અંગભૂત ઉપચાર અથવા સહાયક સાધન જાણવાં, તેથી હવે સિદ્ધ થાય છે કે માણસને જે હાલતમાં રહેવાથી ઘણી. મોજમઝા માણવાની મળે છે, તે સ્થિતિ પામે એટલે તે પાર પડ્યો એમ ન જાણશો; જે કામથી તેને ઘણી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે, તેથી તેનો જન્મારો સફળ થયો, એમ ન જાણવું; જે સ્થિતિથી તેને ઘણીજ સત્તા અથવા મોટો દરજ્જો મળે છે, તેથી તે તરીપાર ઉતર્યો એમ ન ધારવું; વળી એત્તેફાકથી તે આબરૂની ખુશબોમાં ગરક થઇ જાય અથવા કીર્ત્તિની કલગીથી તે સુશોભિત થઇ રહે, એટલે તે કૃતકૃત્ય થયો, એમ ન જાણવું; પણ જીંદગીની જે હાલત વડે ભરપૂર મર્દાઇ અને માણસાઇ ખીલી નીકળે, અને ઘણામાં ઘણું લોકોપયોગી કામ થઇ શકે, તથા માણસજાત પ્રત્યેની ફરજો બજાવી શકાય, તે હાલત અને તે જીંદગીને આફરીન છે; એજ જીંદગીનો હેતુ-ઉદ્દેશ છે; અને એમાંજ જીંદગીનું સાર્થક છે એમ સમજવું. ખરી વાત છે કે દ્રવ્ય એ દ્રવ્યની રીતે એક દમદાર, કૌવતદાર ચીજ છે; પણ બુદ્ધિ એ પણ એક શક્તિ છે; જાહેર હિમ્મત પણ એક શક્તિ છે, અને નીતિ તથા સદ્‌ગુણ પણ સમર્થ વસ્તુઓ છે; અને એ સર્વ દ્રવ્યના ભંડાર કરતાં મોટી અને ઉમદા શક્તિઓ છે, આખા મનુષ્યસમુદાયમા જે માણુસો સૌની નજર ખેંચે છે; જેઓ જન સમૂહના નાયક

છે, જેમના વિચારને પ્રજા સર્વ પ્રકારે માન્ય કરે છે; જેઓ ખરેખરા ઉપયોગી અને તરી પાર ઉતરેલા નર છે; તે બહુધા શ્રીગંત પુરૂષો છે, એમ ધારશો નહિ. જેઓ મણી જેવી ઉજ્વળ વર્ત્તણુકને ટેકથી રાખી રહેલા છે; જેમણે પોતાના અનુભવને કેળવીને તેનો સારોદ્ધાર કર્યો છે; જેઓ સદ્ગુણ અને નીતિની ઉન્નતિમાં સદા ઉન્મત્ત થઇ રહેલા છે, તેવાજ નર પોતાની જીંદગીનું સાર્થક કરે છે, અને જનમંડલનું કલ્યાણ કરે છે; તેઓ પોતાના પ્રાકૃતિક ગુણોને કેળવીને તેમાં આનંદ માને છે; જે સુંદર સંધિઓ તેમના હાથમાં આવે, તેમને તેઓ વહી જવા નથી દેતા, અથવા તેમને તેઓ ખરાબ કામમાં ન વાપરતાં, તેમનો સારો ઉપયોગ કરે છે, અને તેમાંજ તેઓ નિમગ્ન રહે છે; પોતાની શકિત અને સાધનોનો ઉત્તમ ઉપયોગ કરવામાં પોતાની જીંદગી ગુજારવાથી તે સદા સુખશાન્તિ ભોગવે છે; અને એવો નર ગમે તેવો ગરીબ, નિર્ધન કે મુફલસ હોય, તોપણ તેને કેવળ સંસારિક સુખવાળા માણસ ઉપર લેશ માત્ર પણ અદેખાઇ આવતી નથી. એવા સુખીઆ જાગીરદારો તથા લક્ષ્મી ઉપાસકોને તે ધનના કોથળા અને કોઠીઓ જેવા ગણીને તેમના ઉપર તિરસ્કારની નજરથી જોઇ શકે છે.

આ ઉપરથી ફતેહ એટલે શું તે સમજાય છે. માત્ર પોતાના અંગત ફાયદાની આકાંક્ષા પૂરી કરવી, એ કંઇ ફતેહ નથી. પૈસો એકઠો કરવો, મોટામાં મોટી પદવી મેળવવી; વિદ્વત્તા, ભાષણ કરવાની છટા, અથવા રાજ્ય કૌશલ્યને માટે પ્રખ્યાત થવું, એટલામાંજ ફતેહ સમાએલી નથી. આમાંની કોઇને બધી વસ્તુઓ મળે, તો પણ વાસ્તવિક રીતે જીંદગીમાં ફતેહ મળે નહિ. નીતિ બાજુએ મુકીને મેળવેલો પૈસો, ખટપટથી મેળવેલાં માન, અથવા લોકોપયોગી કામને બદલે માત્ર પોતાનો ફાયદો સાધવામાં વાપરેલી વિદ્યા અને રાજકૌશલ્ય, એ કંઇ ખરી ફતેહનાં લક્ષણ નથી. ઘણામાં ઘણું એટલું કહી શકાય કે તે મેળવનારે થોડા ભાગની ફતેહ મેળવી છે. પૂર્ણ ફતેહ તો આપણી શક્તિ અને તકનો સૌથી સરસ ઉપયોગ

કર્યાથી મળે છે. થોડી બુદ્ધિ અને થોડી તકવાળો માણસ પોતાનાં સાધનોનો એવો સારો ઉપયોગ કરી શકે કે તેનાથી બમણી બુદ્ધિ અને વધારે તકવાળા માણસ કરતાં પણ તે મનુષ્યવર્ગનું વાસ્તવિક રીતે વધારે ભલું કરી શકે; માટે વધારે બુદ્ધિ અને વધારે સાધનોવાળા માણસ કરતાં તેને વધારે ફતેહમંદ ગણવો જોઇએ. જીંદગીનું સાર્થક કરવામાં તેણે પોતાનાં સાધનોનો સૌથી સરસ ઉપયોગ કર્યો છે, કારણ કે પોતાનાથી બમણાં સાધનોવાળા કરતાં તેણે મનુષ્યવર્ગની વધારે ઉન્નતિ કરી છે, અને તેમ કરવામાંજ તેનું ડહાપણ સમાયલું છે. એક મહાશયે કહ્યું છે કે સોનું મેળવવા કરતાં ડહાપણ મેળવવું વધારે સારૂં છે; કારણ કે હીરા માણેક અને ઝવેર કરતાં ડહાપણ ચઢતું છે, અને તેની સાથે સરખામણીમાં દુનિયાની બીજી બધી વસ્તુઓ નિર્માલ્ય છે.

આપણે અનુભવથી જાણીએ છીએ કે દુનિયાદારીમાં સાફલ્યનો આધાર બુદ્ધિ અને સંપત્તિના કરતાં સદ્વર્તન ઉપર વધારે રહેલો છે બેશક, કેટલાક તેજસ્વી દાખલા આ નિયમની સર્વમાન્યતા સંબંધી શંકા ઉત્પન્ન કરાવે છે; કારણ કે કેટલાક દુર્ગુણ અને દૂષણથી કલંકિત થયેલા માણસો પણ સંસારમાં નામના મેળવી જાય છે; તેમ છતાં એ સિદ્ધાંત ખેટો છે એમ કોઇનાથી છાતી ઠોકીને કહી શકાય તેમ નથી; અને જેમ જેમ સુધારાનો પ્રવાહ વધારે આગળ વધતો જશે, તેમ તેમ એ સિદ્ધાંત વધારે ખાત્રી ભરેલી રીતે માન્ય થતો જશે. સંયમશીલપણું એટલે ખાવા પીવામાં નિયમિતપણું, ઉદ્યોગશીલપણું, સાચવટ, કરકસર, સ્વાશ્રય, અને આત્મસંયમ, એ ગુણો વડેજ મનુષ્ય જાતનો મોટો ભાગ નિરાધાર સ્થિતિમાંથી નીકળી સંપન્ન અવસ્થાએ પહોંચી શકે છે; અને જે પ્રજાઓમાં આ ગુણ બહોળા વિસ્તારમાં પ્રસરેલા હોય છે. તે પ્રજાઓજ આગળ જતાં આબાદ થવા પામે છે. દૈવયોગ, અને સંજોગ બળને લીધે કેટલાક વખતે કુપાત્ર માણસો દુનિયામાં ફાવી જાય છે ખરા; તેવીજ રીતે કોઇ દેશનાં હવા પાણી સારાં હોય; વેપારને માટે કોઇ અનુકૂળ પ્રદેશ હાથ આવી જાય;

અથવા વેપારમાં સારા પોબાર પડી જાય, તો તે દેશના અભ્યુદયનો માર્ગ સુગમ થઇ જાય; અથવા તો રાજ વહિવટમાં ગેરવ્યવસ્થા અગર અંધેર હોય, અગર ખટપટ, પ્રપંચ અને છળકપટને લાગ મળે તો કોઇ કોઈ કોમ, અગર વર્ગને દ્રવ્ય સંબંધી અણધાર્યો લાભ મળી જાય ખરો; તેમ છતાં પરિણામે તો ચોખ્ખી રીતે જણાઇ આવ્યા વગર રહેતું નથી કે જે દેશના લોકો ઉદ્યોગશીલ હોય છે, અને ઉદ્યોગ સાથે સંબંધ ધરાવતા સદ્‌ગુણો ધરાવતા હોય છે, તે દેશની પ્રજા બીજા દેશની પ્રજાઓ ઉપર સરસાઇ ભોગવે છે. શુદ્ધ આચરણ એ પ્રાચીન રોમની ચઢતીનું મુખ્ય કારણ હતું, અને જ્યારે તે પાયો ઢીલો થયો, ત્યારથી તેની અવનતિનાં ચિન્હ જણાવા લાગ્યાં. રાજકર્તાઓની મૂર્ખાઈ અને ઉડાઉપણાની સામે ફ્રાન્સ દેશની મોટાઇનું રક્ષણ કરનાર તે દેશના ખેડુત વર્ગના સંગીન, કરકસર ભરેલા અને ઉદ્યોગ વિષયક ગુણ છે.

માણસ ગમે એટલો બુદ્ધિશાળી હોય, તોપણ જો તેનામાં બુદ્ધિની સાથે સદ્વર્તન ન હોય તો ત્યાંસુધી તેનામાં કંઇજ લાયકી નથી, અથવા તેની કંઇજ કિમ્મત નથી એમ ગણવું જોઇએ. તે લાખો રૂપિયા કમાય તો પણ જો સદ્વર્તન વગરનો હોય, તો તે ગરીબ જ છે એમ સમજવું, અને તે પોતાના પૈસાને લીધે પોતાની જાતને તેમજ દુનિયાને વધારે નુકસાન કર્તા થઇ પડે છે. બ્લેકીએ જુવાન માણસોને બોધ આપતાં કહ્યું છે કે: "પૈસાની કંઇ જરૂર નથી, હુશિયારીની કંઇ જરૂર નથી, કીર્તિની કંઇ જરૂર નથી, અને તન્દુરસ્તીની પણ કંઇ જરૂર નથી, પણ માત્ર સદ્વર્તન એટલુંજ જરૂરનું છે, અને તે આપણને બચાવે છે. જો સદ્વર્તન રાખી આપણે આપણો બચાવ ન કર્યો, તો નક્કી નરકે વાસ થવાનો! તેજ પ્રમાણે માર્ટીન લ્યુથરે કહ્યું છે કે: 'દેશની આબાદી તેની બહોળી આવક પર, તેના કિલ્લાની મજબુતી પર અથવા તેનાં જાહેર મકાનોની સુંદરતા પર આધાર રાખતી નથી; પણ તેની વસ્તીમાં કેળવાયલા, જ્ઞાનવાળા અને સદ્વર્તન વાળા કેટલા માણસો છે, તે પર રાખે છે. દેશનું ખરૂં હિત, ખરૂં

જોર અને ખરી સત્તા તેમાંજ રહેલાં છે.'

વળી સદ્વર્તનના કેટલાક ખાસ ફાયદા વિચાર કરવા યોગ્ય છે. પ્રથમ તો સદ્વર્તન એ એક જાતનું ભંડોળ છે. જ્યારે તમને વારસામાં પૈસા ન મળ્યા હોય, ત્યારે સદ્ગુણ એ તમારો ખરેખરો પૈસો છે પૈસા હોય કે ન હોય તો પણ જુવાન માણસને સદ્ગુણ પૈસાની ખરી ગરજ સારે છે. નાણાંથી લોક તમારી પર ઇતબાર રાખશે નહિ; ધંધામાં જોઇતો ઇતબાર એકલાં નાણાંથી રહેશે નહિ. પુષ્કળ દ્રવ્ય હોયતો વેપારીની પૈસા સંબંધી સ્થિતિ વિષે ઇતબાર આવે, પણ તેની નીતિ કેવી છે, તેની કંઈ પૈસાથી ખાત્રી થાય નહિ, તેની પાસે દ્રવ્ય હોય, એટલા પરથી એવી જામીનગીરી મળતી નથી કે તે જુઠું નહિ બોલે, ઠગશે નહિ, અથવા છેતરપંડી નહિ કરે: પણ સદ્વર્તનથી જામીનગીરી મળે છે કે તે તેમ કરશે નહિ. ફ્રેન્ચ ભાષામા એક કહેવત છે કે 'સોનાના કંદોરા કરતાં સારૂં નામ ઉત્તમ છે.' દુનિયામાં ફતેહમંદ નિવડેલા માણસોને એમજ જણાયું છે. કોઇ માણસ સારી નીતિ, સારો સ્વભાવ અને સારી રીતભાત એ બધા વગર જેટલો આગળ વધી શકે, તે કરતાં એ બધું હોય તો વધારે વધી શકે. સૌથી અગત્યનું તો સારી નીતિ છે. સારી રીતભાતથી થોડો વખત કામ ચાલે ખરૂં, તોપણ આખરે ખરે અવસરે સારી નીતિ વગરનો માણસ ભાગી પડે છે.

સાચવટ રાખીને માણસ વર્ત્તે તો માત્ર વ્યવહારિક ગુણથી પણ ચાલે. મિરાબોએ એક વખત કહ્યું હતું કે 'જો દુનિયામાં પ્રમાણિકપણું ન હોય, તો પૈસો કમાવાના સાધન તરીકે પણ તે શોધી કાઢવામાં આવે.' દુનિયાના મોટા ભાગની ફતેહ અને તેના સુખનો ઘણામાં ઘણો આધાર સદ્વર્તન ઉપર હોય છે; કારણ કે તેના વડે સુખનાં સાધન પ્રાપ્ત કરવા જેવી લાયકાત આવે છે, તેને લીધે ઘરસંસાર સુખી અને સ્થિર થાય છે, અને સંબંધમાં આવનારા માણસો તરફથી માન મળે છે, તથા તે લોકો આપણા ઉ-

પર ઇતબાર રાખે છે, કેટલીક વખત એમ પણ દીઠામાં આવે છે કે દુર્ગુ-ણી લોકો પૈસે ટકે વધારે સુખી હોય છે, પણ એટલું તો ખરૂંજ છે કે દરેક ધંધામાં ફતેહનો ઘણો આધાર ઇતબાર ઉપર એટલે લોકોના આપણા ઉપર વિશ્વાસ બેસે તેના ઉપર હોય છે. આ સદ્વર્તન સિવાય લોકોનો વિ-શ્વાસ મેળવી શકાતો નથી.

મહત્ત્વાકાંક્ષાના જે ઉંચા અને વિકટ માર્ગ ઉપર ફક્ત થોડાજ મા-ણુસો ચઢી શકે છે, તેમાં વિલક્ષણ બુદ્ધિની વધારે જરૂર પડે છે, એ વાત જો કે ખરી છે, તેમ છતાં તેમાં પણ બારીક અવલોકન કરવાથી જણાશે કે દુનિયામાં જે માણુસો વધારે ઝળકી નીકળે છે અને વધારે ફતેહમંદ નિવડે છે, તેમના સાફલ્યનો આધાર વિલક્ષણ અગર અસાધારણ પ્રકારની બુદ્ધિશકિત કરતાં, મનોબળની અસાધારણ દ્રઢતા, અડગ હિમ્મત, અશ્રાન્ત ખંત, અને તેમાંથી ઉદ્ભવતી કાર્યશકિત, તેમજ મળેલી તકોનો સૌથી સારામાં સારો ઉપયોગ કરવાની આવડ, કળવિકળ અને વિવેકબુદ્ધિ, એ બધાના ઉપર વધારે હોય છે, અને આ બધા ગુણ સદ્વર્તનની સાથે નિકટનો સંબંધ ધરાવે છે.

ફતેહ મેળવવાના સવાલમાં કેળવણી કેટલી ઉપયોગી છે તેનો જુવાન માણસોને બરાબર ખ્યાલ હોતો નથી. શાળામાં કે પાઠશાળામાં જવું એને જ તેઓ કેળવણી સમજે છે; પણ શાળા કે પાઠશાળાના સંબંધ વગર પણ કેળવણી મળે છે, એ તેઓ જાણતા નથી. વેબ્સ્ટરના અભિપ્રાય પ્રમાણે 'જુવાનિયાઓને સારી ટેવ અને રીતભાત શીખવવાને તેમનો સ્વભાવ સુધારવાને તેમનું મગજ ખીલવવાને, અને ભવિષ્યના તેમના પોતાના કામકાજમાં ઉપયોગી નિવડવાને તેમને લાયક કરવાની ધારણાથી જે બોધ અને જ્ઞાન આપવામાં આવે છે, તેનું નામ કેળવણી છે.' સ્ત્રી કે પુરૂષના ખરા ગુણ બહાર લાવવાની અને ખીલવવાની રીત એજ કેળવણી છે. એક માણસ કોલેજમાં ગ્રેજ્યુએટ થયો હોય તોપણ તેને કંઇ કેળવણી ન મળી

હોય, અને બીજો જુવાન માણસ કક્કો પણ ન ભણ્યો હોય તોપણ તે સારી પેઠે કેળવાયલો હોય, એટલે કે તેણે કરવાના કામમાં ઉપયોગી થવાને તે વધારે લાયક થયો હોય.

કામથી માણસ ઘડાય છે; કામ મગજ અને અંતઃકરણ એ બન્નેને સુધારે છે. શાસ્ત્ર અને કળાનું જ્ઞાન પણ કામ કરવાથી વધે છે. વળી ઉચ્ચપદ મેળવવાની વખાણવા યોગ્ય આકાંક્ષા રાખનાર દરેક જુવાને યાદ રાખવું જોઇએ કે માણસ કળવિકળથી વધારે ફતેહમંદ નિવડી શકે છે. કળવિકળ એટલે સ્વાભાવિક શકિત, મેળવેલી શકિત અને તક એ બધાંનો સૌથી સરસ ઉપયોગ કરવાની આવડ, અથવા કુનેહ થોડી બુદ્ધિવાળો પણ કળવિકળવાળો માણસ જેટલું કરી શકે, તેટલું તેનાથી દશઘણી બુદ્ધિવાળો પણ કળવિકળ વગરનો માણસ કરી શકે નહિ. કળવિકળ સાધારણ બુદ્ધિપર એવી હાથચાલાકી કરે છે, કે તે ખરી માનસિક મોટાઇને હઠાવી પાડે છે, અને એ વાત સાબિત કરી આપે છે કે 'ઝડપવાળો માણસજ શરત જીતે, અને મજબુત માણસજ લડાઇ જીતે એ વાત ખરી નથી.' વળી માણસને દુનિયામાં વ્યવહારોપયોગી કામ કરવાને, લાયક બનાવવાને શાળા કે પાઠશાળાના કરતાં કળવિકળ વધારે ઉપયોગી થઈ પડે છે. કળવિકળવાળો જુવાનિયો પોતાની જીંદગી ખેતરમાં કે કારખાનામાં, ગામડામાં કે જંગલમાં, ગમે ત્યાં શરૂ કરે તોપણ તેનામાં ઉંચી ધારણાની સાથે કળવિકળ હોવાથી તે ફત્તેહ મેળવે છે. શું કરવું એ બુદ્ધિ જાણે છે; તે કેમ કરવું એ કળવિકળ બતાવે છે.

કળવિકળવાળા માણસને વિલક્ષણ બુદ્ધિવાળો માણસ ગણવાની ઘણા જણ ભૂલ કરે છે, એમાં નવાઇ પામવા જેવું કંઈજ નથી. કળવિકળવાળો માણસ મુશ્કેલીઓ દૂર કરે છે, અને દેખીતી રીતે દેવતાઇ ફતેહો મેળવે છે, તેથી વિલક્ષણ બુદ્ધિવાળા માણસ જેવો દેખાય છે. સાધારણ બુદ્ધિના માણસો ફતેહ મેળવી શકે છે, એવી બાબતોમાં વિલક્ષણ બુદ્ધિવાળા હાર ખાય છે,

એ વાતજ દેખાડે છે કે જ્યાં વિલક્ષણ બુદ્ધ હોવાનું ધારવામાં આવે છે ત્યાં તે હમેશ હોતી નથી; પણ ઉંચામાં ઉંચી બુદ્ધિવાળો માણસ શું કરવું એટલું નહિ પણ કેમ કરવું એ પણ જાણે છે અને આ પ્રમાણે તેની વિલક્ષણ બુદ્ધિના એક અંગ તરીકે તેનામાં કળવિકળ પણ હોય છે.

જેને લોકો સીધી નજર અથવા સાધારણ સમજ કહે છે, તેમાં ઘણું કરીને કળવિકળ કરતાં વધારે અર્થ રહેલો હોતો નથી. ખરી વસ્તુ, ખરે વખતે અને ખરી જગાએ કરવાને કળવિકળ આપણને શકિતમાન કરે છે. તે આપણને આસપાસની બાબતોને લાયક બનાવે છે, અને આસ-પાસની બાબતોને આપણા લાયક બનાવે છે.

કળવિકળ એ એકજ શક્તિ નથી પણ ઘણી શકિતઓનું મિશ્રણ છે. જેનામાં કળવિકળ હોય છે તેનામાં બીજી શકિતઓ પણ તેની સાથેજ હોય છે, અને દુનિયામાં એ શકિતઓ પોતાની ફરજ કેવી સ્થિતિમાં બજાવે છે તેનું બારીક જ્ઞાન પણ હોય છે. 'માણસનું નસીબ તેના પોતાના હાથમાં છે' આ વાત જેના સમજવામાં આવે છે તેનેજ કળવિકળથી ફતેહ મળે છે. એક જુની કહેવત એવી છે કે 'જે માણસ જાત મહેનતથી મોટાઇ પામ્યો નથી તે કદી મોટાઇ પામશે નહિ'; તેમજ મહેનતુ અને કળવિકળ વાળા માણસને સાધારણ તક સિવાય બીજા કશાની જરૂર પડતી નથી. કારણ કે **કીટો**એ કહ્યું છે તેમ બુદ્ધિ વગેરે સંબંધી જે સારી સારી વાતો કરવામાં આવે છે તે અર્થ વગરનો લવારો છે. 'દરેક માણસ પોતાની તક અને ઉદ્યોગ પ્રમાણે જેવો થવાની પોતાની મરજી હોય તેવો થઇ શકે.' આ વાત સમજી ધ્યાનમાં રાખવી એ જુવાન માણસને માટે ખાસ અગત્યનું છે: દરેક માણસે પોતાની ચડતી પોતાની મેળે કરવી જોઇએ એ વાત તેના સમજ્યા માં નહિ આવી હોય તો મળેલી તકનો સૌથી સરસ ઉપયોગ કરવામાં તેની કળવિકળ નિષ્ફળ નિવડશે. વળી સ્વાભાવિક બુદ્ધિ વગેરે સંબંધી સાધારણ લોકોના ભૂલ ભરેલા વિચાર તેણે પોતાના મનમાંથી કાઢી નાંખવા જોઇએ.

જો તેના વિચાર એવા હશે તો દુનિયાની બધી કળાવિકળા તેણે મેળવી હશે અમર તેને મળી હશે તોપણ તેને કંઇ ફાયદો થશે નહિ.

જુવાન માણસો ફતેહને 'નસીબની વાત' કહેવાનું પસંદ કરે છે. 'નસીબદાર માણસ' 'ખરો નસીબદાર' 'નસીબની વાત છે' એ વગેરે બોલ ઘણા જણને મોઢે સાંભળવામાં આવે છે. તેમના કહેવાનો ભાવાર્થ એવો જણાય છે કે ફતેહમંદ માણસ પોતાની ધારણા ઇરાદા કે ગોઠવણ વગર ફક્ત અકસ્માતથી ફતેહમંદ નિવડે છે. તેને ફતેહ મળવાનું વાસ્તવિક રીતે કંઇ કારણ હોતું નથી. તેને ફતેહ મળી એ તેની યોગ્ય અને ખંતીલી મહેનતનું પરિણામ નથી. આ કેવો ભૂલ ભરેલો વિચાર છે! દુનિયામાં નસીબ જેવી કોઈ ચીજ છેજ નહિ નિયમ અને વ્યવસ્થાથી ચાલતી આ દુનિયામાં નસીબ હોઇ શકેજ નહિ. જો દુનિયાનું રાજ્ય ચલાવનાર પરમેશ્વર હોયજ નહિ, અને બધે અવ્યવસ્થા ચાલતી હોય તો દુનિયામાં નસીબ જેવી ચીજ હોય ખરી, પણ જ્યારે જગતનો નિયંતા પરમેશ્વર છે, ત્યારે તો નસીબને માટે કંઇ જગા રહેતી નથી. સાધારણ રીતે જુવાન માણસો નસીબ એ શબ્દ પૈસા મળવાના સંબંધમાં વાપરે છે, પણ જો નસીબ ખરેખર હોય તો તેથી જેમ માણસ પૈસાદાર થાય તેમ ડાહ્યો અથવા વિદ્વાન્ કેમ ન થાય? જો નસીબ હોય તો કોઇ માણસ માત્ર અકસ્માતથી પ્રખ્યાત તત્ત્વજ્ઞાની, મહાન્ રાજનીતિજ્ઞ પુરૂષ અથવા પ્રસિદ્ધ સેનાધિપતિ કેમ ન નિવડે. જ્યારે એવો વખત આવશે કે ઉદ્યોગી ભીખ માગશે અને આળસુને ઘેર પુષ્કળ પાક આવશે, કરકસરીઓ માણસ ગરીબ બની જઇ અનાથાશ્રમમાં રહેશે અને ઉડાઉ તવંગર થઇ મહેલમાં રહેશે, મિતાહારી દુઃખ અને મંદવાડ ભોગવશે અને છાકટા તથા ખાઉધરા તંદુરસ્તીમાં અને ચેનબાજીમાં રહેશે; સદ્ગુણી માણસ દુઃખી થશે તથા શિક્ષા પામશે, અને દુરાચરણી વખાણશે અને રાજ્ય મેળવશે, ત્યારેજ માત્ર સમજદાર માણસ નસીબ માનવાની સાધારણ લોકોની ગાંડાઇને ખરી માનશે. માટે નસીબ માનવાના બેવકૂફી ભરેલા અને ખોટા વિચારને જવા

ઘો અને સ્નેહ મેળવવાને હાડકાં નમાવી કામ કરો!

વળી કળવિકળવાળા માણસમાં વ્યવહારોપયોગી ડહાપણ હોય છે તેથી સ્નેહ મેળવવાના સાધન તરીકે સંપૂર્ણતાની આવશ્યકતા તે એકદમ સમજી શકે છે. ડોકટર **જોન્સને** કહ્યું છે કે જે કામ કરવું યોગ્ય છે તે સારી રીતે કરવું યોગ્ય છે. આ નિયમ પૂરતી રીતે પાળવાથી માણસની કળાકૌશલ્ય અને વિદ્યામાં ઘણો વધારો થયો છે. વાસ્તવિક રીતે અને ઝડપથી આગળ વધવાને માણસે દરેક કામ સંપૂર્ણ રીતે કરવું જોઇએ. પણ અડધું કામ કરવાની રીત ઘણી સાધારણ છે. ચાલી શકે એવું કામ કરીને, એટલે થયું હવે ચાલશે એવું માનીને ઘણા જણ સંતોષ માને છે, અને દુનિયામાં ઘણાજ થોડા માણસો ફતેહમંદ નિવડે છે તેનું કારણ આજ છે. એટલું યાદ રાખવા જેવું છે કે દશ કામ અડધાં કરવાં તેના કરતા એક કામ સંપૂર્ણ રીતે કરવું એ વધારે ફાયદાકારક છે. જે બાબત આપણે જાણતા હોઇએ તે સંપૂર્ણ રીતે જાણવી જોઇએ, જે જ્ઞાન મેળવવું તે સંપૂર્ણ રીતે મેળવવું, અને પહેલી ચીજ પૂરી કર્યા વગર બીજી ચીજ હાથમાં લેવી નહિ. **સેમ્યુઅલ બજ્જેટ** કહેતો કે 'માણસનો ધંધો ગમે તે હોય તો પણ તે ધંધામાં શ્રેષ્ટ થવાનો તેણે યત્ન કરવો જોઇએ.' સંપૂર્ણતા મેળવવાનો યત્ન કર્યાથી બધી શક્તિઓ કસાય છે, અને એક બીજા સાથે હળીમળીને પોતાનું કામ પૂરેપૂરૂં કરે છે. પરિણામ એ થાય છે કે મગજની શક્તિઓ એક સરખી રીતે ખીલે છે એટલુંજ નહિ, પણ શરીરનો દેખાવ પણ સારો થાય છે. ઇશ્વરે જે કંઇ થોડુંઘણું આપ્યું હોય તેનાવડે મગજ અને અંતઃકરણને ઘણામાં ઘણો ફાયદો આપવા માટે દરરોજના કામમાં સંપૂર્ણ વ્યવસ્થા રાખવી એના જેવું બીજું શું ચહાવા લાયક છે? જો કે ઘર ઘણું નાનું હોય અને પૈસાથી મળતાં શોભાનાં સાધન તેમાં બીલકુલ ન હોય તોપણ સફાઇ, વ્યવસ્થા, સંભાળ અને જે વસ્તુઓ હોય તે ગોઠવવાની આવડ એ બધાથી તે એવું પવિત્ર દેવમંદિર જેવું લાગે છે કે ઘરનો મહેનતુ ધણી પોતાનું કામ કરી રહ્યા પછી સાંજે ઘર

તરફ આકર્ષાય છે. પણ જે જુવાનિયો પોતાના ધંધા કરતાં પોતાને ઉંચો ગણતો હોય તેને સંપૂર્ણતા મળી શકશે નહિ, જો તે ખેતી કે વેપાર કરવો હલકો ગણતો હોય અને ખેતર કે દુકાન છોડીને સરકારી હોદ્દાની નોકરી લેવાની ઇચ્છા રાખતો હોય તો સમજવું કે તે નિષ્ફળતાના રસ્તાપર ચાલે છે. ધંધો ઉંચો નીચો ગણવાની આવી ભૂલ કરનારને ફતેહ મળે એ અશક્ય છે. ફતેહમંદ નિવડેલા પુરૂષોનાં ચરિત્ર ઉપરથી સ્પષ્ટ જણાય છે કે પોતાના કામને તેઓ કદી હલકું ગણતા નહિ. પોતાના ધંધાને હલકો ગણવાથી જેમ ફતેહ મળવામાં વાંધો પડે છે તેમ પોતાની હલકી ઉત્પત્તિથી શરમાવાથી પણ પડે છે. નિરાભિમાન થી સ્વર્ગનો દરવાજો ખુલ્લો થાય છે એટલુંજ નહિ પણ આ દુનિયામાં પણ ફતેહ મળે છે. કહ્યું છે કે 'વિનાશકાળે વિપરિત બુદ્ધિ' આ કહેવત ધર્મ સંબંધી બાબતોને વિશેષ રીતે લાગુ પડતી હશે તોપણ તે દુનિયાદારીના કામકાજને લાગુ પડતી નથી એમ નથી. પોતાના ધંધાથી અથવા પોતાના ગરીબ સંબંધીઓથી શરમાવું એ એક એવા પ્રકારની જાુઠ છે કે જે શ્રેષ્ઠતા મેળવવામા આડે આવે છે. ઉંચે ચઢવાનો ઉમદા રસ્તો પકડવાને જે મોટું અને ઉદાર મન જોઇએ, તે એવા સાંકડા વિચારના માણસમાં હોતું નથી.

એકાગ્રતા એ સંપૂર્ણતાનું બીજું સ્વરૂપ છે: અને અવલોકન કરવાની ટેવ પણ જીંદગીની ફતેહને માટે ઘણી જરૂરની છે. પણ એટલું યાદ રાખવાનું છે કે અવલોકનમાં માનસિક અને શારીરિક બન્ને પ્રકારની દૃષ્ટિઓનો સમાવેશ થઇ જાયછે. જ્યાં એકલી આંખ જોતી હોય છે ત્યાં જોવાના પરિણામથી જાનવરને જેટલો ફાયદો થાય છે તે કરતાં માણસને વધારે થતો નથી. 'ડાહ્યા માણસની આંખો તેના મસ્તકમાં હોય છે' એવી સર્વોત્કૃષ્ટ કહેવત ચાલે છે તેનો અર્થ એવો છે કે દરેક વસ્તુ જોવામાં ડાહ્યો માણસ પોતાની દૃષ્ટિ વાપરે છે, એટલુંજ નહિ પણ પોતાની સર્વ શક્તિઓ વાપરે છે, અને તેથી જીંદગીનું બની શકે તેટલું બધું સાર્થક કરે છે. અવલોકન

કરવાની શકિત દરેક ધંધામાં અવશ્યની છે. એ શકિત ન હોય તો માણસને વ્યર્થ બાથોડિયાં મારવાં પડે છે. જો એ શકિત તેનામાં જન્મથી ન હોય, અથવા થોડી અને નબળી હોય તો, જેમ બાજી નબળી શકિતઓને ખીલવવામાં આવે છે તેમ તેને પણ ખીલવવી જોઇએ. જેમ ખંતથી બાજી ટેવો હમેશને માટે પડી જાય છે તેમ બારીક અને નજર ઘાલીને અવલોકન કરવાની ટેવ પણ ખંતથી મંડયા રહેવાથી પડી જાય છે.

બારીક અને હમેશ ચાલાક રહેતી અવલોકન કરવાની શકિતવડે જ્ઞાન અને બુદ્ધિ નિરંતર વધ્યાં જાય છે. દરેક કામમાં સામા માણસનું લક્ષણ સમજી લેવાની અગત્ય છે, અને તે પણ અવલોકનથી સાધ્ય થાય છે. અવલોકન કરવાની શક્તિવાળો માણસ પોતાની આસપાસ આવતી દરેક બાબત જાણે અંતર્જ્ઞાનથી સમજી જતો હોય એમ સમજી જાય છે, અને માણસો તથા વસ્તુઓને ક્યારે અને ક્યાં ઉપયોગમાં લેવાં એ જાણે છે; અને તે જે બોલે છે તે મુદ્દાસરજ બોલે છે. આથી કરીનેજ શાસ્ત્રવેત્તાઓનો મત એવો છે કે બાળકોને કેળવણી આપવામાં તેમની અવલોકન શક્તિ ખીલવવા તરફ ખાસ ધ્યાન આપવું જોઇએ. જે માણસ પોતાના શરીર અને મન બન્નેની આંખો ઉઘાડી રાખે છે તેને એક વર્ષના અનુભવથી આંખો બંધ કરીને ચાલનાર દશ વર્ષમાં મેળવે તેના કરતાં વધારે જ્ઞાન મળે છે. ખરૂં વ્યવહારોપયોગી ડહાપણ જો કે અનુભવથી ઘડાયા વગર મેળવી શકાતું નથી, તોપણ દુનિયામાં પુષ્કળ માણસો એવા હોય છે કે જે ડહાપણ ગણાવા જોઇએ એટલી ઉમ્મરના હોય છે, તેમ છતાં અજ્ઞાન હોય છે. આ વર્ગમાં ન ગણાવાનો દરેક માણસે નિશ્ચય કરી રાખવો જોઇએ.

ફતેહને માટે દઢતાનો ગુણ પણ ઘણો ઉપયોગી છે. દઢતાવાળો માણસ થોડી બુદ્ધિવાળો હશે તોપણ દઢતા વગરના પણ વધારે બુદ્ધિવાળા માણસ કરતાં વધારે કામ કરી શકશે અને તે પોતાના કામને વધારે આગળ ધકેલશે. એક જૂની કહેવતમાં કહ્યું છે કે તારા

...નને ધકેલ, પણ તારૂં કામ તને ધકેલે એમ થવા દઇશ નહિ,' બ્રકસ્ટને જણાવેલું છે કે ' જેમ હું વધારે જીવું છું તેમ મારી વધારે ખાત્રી થતી જાય છે કે નબળા અને મજબૂત, મોટા અને નાના, એ વગેરે માણસ અને માણસ વચ્ચેના મોટા તફાવત દૃઢતા, અથવા અડગ નિશ્ચયને લીધે થાય છે. એક વખત નિશ્ચય કરવો ને પછી ફતેહ મળે કે મરણ નિપજે તોપણ ડગવું નહિ.* આ દુનિયામાં જેટલું થઈ શકે તેટલું આ ગુણથી થઇ શકે છે. ગમે તેટલી બુદ્ધિ હોય અને ગમે તેવી તક હોય, પણ એ ગુણ વગરનું એ પગુ પ્રાણી માણસ ગણાશે નહિ.' જીંદગીના દરેક કામમાં દૃઢ નિશ્ચયની ખાસ જરૂર પડે છે. પોતાનું કામ કરવામાં દરેક માણસને ઘોરે અડચણો અને હરકતો સામટી પડે છે પોતાની જીંદગીનું કાર્ય કરવામાં નાસીપાસી અને મુસ્કેલીઓમાંથી કોઇ બાતલ રહેતો નથી. આવે વખતે તેમનો ખરો મિત્ર દૃઢતા છે; અને જો તેને બોલાવવામાં આવે તો તે જરૂરને પ્રસંગે અવશ્ય મદદ કરે છે. મનમાં સાધારણ નિશ્ચય કરવામાં આવે તેથી કંઇ મુસ્કેલી દૂર થતી નથી. દૃઢ નિશ્ચયથી મુસ્કેલીની સામે થવાય છે ત્યારેજ દબાઇ રહેલું સામર્થ્ય જાગૃત થાય છે.

પણ નિશ્ચય અને સામર્થ્યની સાથે ખંતથી મચ્યા રહેવાનો ગુણ અવશ્ય હોવો જોઇએ. ખંત વગરના જુવાનો પોતાનો ધંધો વારંવાર બદલ્યા કરે છે, અને સહેલે અને ટુંકે રસ્તે પૈસાદાર થઇ જવાની ધારણામાં ફરે છે. જે ધંધો તેઓ કરતા હોય છે, તેને માટે તેઓ સારૂં બોલતા નથી. પોતે કરતા હોય તે સિવાયના બીજા બધા ધંધા તેમને વધારે પસંદ કરવા યોગ્ય લાગે છે. આવી તરેહનાં સ્ત્રી પુરૂષો દુનિયામાં દરેક પગલે મુસીબત ભોગવે છે. તેમને દરેક ધંધાના કે કામના તાત્કાલિક ફાયદા

---

*विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः प्रारब्ध मुत्तम जनान् परित्यजन्ति ॥

ઓછા જણાય છે, તેઓ ખંત રાખી પોતાના કામમાં મચ્યા રહેતા નથી, પણ કોઇ બારી શોધી કાઢી તેમાંથી નીકળી જવાનું શોધતા ફરે છે, પણ તેઓ એટલું જાણતા નથી કે 'ઉતાવળે આંબા પાકતા નથી.'

દૃઢનિશ્ચય અથવા ઇચ્છાબળ અને કળવકળ એ બે ગુણ એકજ માણુસનામાં સાથે સાથે દીઠામાં ઓછા આવે છે, અને ઘણી વખત ઉંચા પ્રકારનું ઇચ્છાબળ કળવકળના ગુણને નુકસાનકર્તા થઇ પડે છે દૃઢનિશ્ચય વાળા માણુસનામાં અડચણોને ઓળંગી જવાનો અને મુશ્કેલીઓની સાથે બાથ ભીડવાનો ગુણ હોય છે, અને એ ગુણ કળવકળ અને યુક્તિ તથા નમ્રતાથી કામ કાઢી લેવાના ગુણનો પોષક નથી. કેટલાંક કામ દૃઢનિશ્ચય વડે કરવાનાં હોય છે અને કેટલાંક યુક્તિ અને કળવકળથી સિદ્ધ કરવાના હોય છે; અને માણુસની ફતેહનો ઘણો આધાર પોતાના ગુણ અને પોતાની શક્તિઓનો સમયાનુસાર ઉપયોગ કરવાની શક્તિ ઉપર રહે છે. પણ જો માણુસનામાં દૃઢ સંકલ્પ અને મજબૂત ઇચ્છાબળની સાથે કળવકળના ગુણનો સંયોગ થયો હોય, અને તેની સાથે તે ઉંચા પ્રકારની વિવેકબુદ્ધિ અથવા પાકી સમજ ધરાવતો હોય, તો પછી તેનામાં ઉંચા પ્રકારની વિલક્ષણ બુદ્ધિ ન હોય તોપણ તે દીપી નીકળ્યા વગર રહેતો નથી. કેટલીક જાતના ઉદ્યમમાં બીજા માણુસોના ઉપર દાબ રાખવાની તેમને સમજાવીને કામ લેવાની તથા તેમના ઉપર અમલ ચલાવવાની જરૂર પડે છે, જુદા જુદા વર્ગના અગર કોમોના લોકોનાં એકબીજાથી વિરૂદ્ધ જતાં હિતનું સમાધાન કરવાનું હોય છે; અથડાઅથડી ઉભી કર્યા સિવાય ગુચવણ ભરેલું કામ પાર પાડવાનું હોય છે; અને એ બધા સંજોગોમાં આવા ગુણોનો સંયોગ બહુ કીમતી થઇ પડે છે. જે માણુસનામાં એવા ગુણનો સંયોગ થયેલો હોય છે, તે હમેશાં પોતાનું ધાર્યું કરી જાય છે, છતાં કોઇ તેની સાથે વિરોધભાવ ધરાવતો નથી; અર્થાત્ તે અજાત શત્રુ હોય છે. પોતાનું ધાર્યું કરી જવું પણ કોઇને માઠું લગાડવું નહિ, એમ કરવામાં ઘણી ચતુરાઇ જોઇએ છીએ. સામા ધણીની દલીલોમાં જેટલું વાજબીપણું હોય તેટલું

એકદમ કબુલ રાખીએ, અને સ્વભાવ તથા રીતભાત, વિનયશીલ તથા સભ્યતા ભરેલાં રાખીએ તો વિરોધનું શમન થાય છે, સામા ધણીના મન ઉપર આપણા દૃઢ નિશ્ચયનું દબાણ લાગતું નથી, અને તેના મનમાં આપણા પ્રત્યે આદરભાવ ઉત્પન્ન થાય છે.

વિરોધી ગુણોનો સંયોગ એ કેટલાક માણસોનાં જીવનની ફતેહનું મુખ્ય કારણ હોય છે. દાખલા તરીકે સારો સ્વભાવ એ સૌથી વિશેષ ઉપયોગી અને સુખકર ગુણ છે; પણ તેજ ભલમનસાઇ જ્યારે કોઇ માણસનું ખાસ પ્રવર્તક લક્ષણ હોય છે, ત્યારે સાધારણ રીતે તેનામાં દ્રઢતા, ચોકસપણું, કાર્યશક્તિ અને વિવેકબુદ્ધિ એ બધું ઓછા પ્રમાણમાં હોય છે. પણ જ્યારે એમ નથી હોતું, ત્યારે તેના જેવો ફતેહમંદ બીજો કોઇ માણસ નિવડતો નથી. તેમજ જે માણસ સામા માણસના દોષો તરફ લક્ષ આપે છે, અને ગુણો તરફ દૃષ્ટિ કરતો નથી, તેના તરફ દુનિયા પણ તેવુંજ વર્તન ચલાવે છે; અને જે માણસ બીજાના ગુણ તરફ જોવાની ટેવ રાખે છે, તે સહેલાઇથી લોકપ્રિય નિવડી શકે છે.

દરેક માણસના લક્ષમાં આવતું હશે કે મિલનસાર અને માયાળુ સ્વભાવવાળા માણસને કોઇ દુશ્મન હોતું નથી, અને હોય છે તો તે પણ પોતાનો વેરભાવ સહેલાઇથી વિસરી જાય છે; તે લોકોની પ્રીતિ સહેલાઇથી સંપાદન કરી શકે છે; તેની સંસાર યાત્રા સરળ અને નિર્વિઘ્ન થઇ શકે છે; અને વિશેષમાં તેની ગંભીર પ્રકારની ખોડો તરફ લોકો આંખ આડા કાન કરે છે. જે અયોગ્ય આચરણ સાધારણ માણસની પ્રતિષ્ઠાને ધોકકો પહોંચાડનારૂં ગણવામાં આવે છે, તેજ જો સુશીલ અને મળતાવડા સ્વભાવવાળા માણસને હાથે થયું હોય, તો લોકો તેને ક્ષંતવ્ય ગણી તેના તરફ દુર્લક્ષ કરે છે; અને બીજા વધારે ઉંચા પ્રકારના અને સંગીન સદ્ગુણો કરતાં આવા સ્વભાવને લોકો વધારે કીમતી ગણે છે. કારણ કે ઘણી વખત આપણા દીઠામાં એવું આવે છે કે કેટલાક માણસો એકલપેટા હોઇ આત્મરંજન અને સ્વાર્થનિષ્ઠ મોજશોખમાં ગુલતાન રહેતા હોય છે, તેઓ

જીવન સંબંધી ઉંચી ભાવના ધરાવતા હોતા નથી, તેમનું જીવન ધોરણ અને ઉદ્દેશ વગરનું હોય છે, તેમને કર્તવ્યપરાયણતાનું કંઇ ભાન હોતું નથી. તેમજ તેમનામાં સ્વાર્પણના ગુણનો અભાવ હોય છે, તેમ છતાં તેઓ પોતાની સાથે સંબંધમાં આવનારા માણસો સાથે તોછડાઇથી વર્તતા હોતા નથી, કોઇને માઠું લાગે એવું ભાષણ કદી કરતા નથી, તેમજ બીજાની ચાલ ચલગતના સંબંધમાં અભિપ્રાય બાંધવામાં અગર દર્શાવવામાં બહુ ઉંચું ધોરણ ગ્રહણ કરતા નથી, અને પોતાના આનંદી અને મળતાવડા સ્વભાવને લીધે બધાંને આનંદી અને સુખી બનાવી શકે છે. બીજા કેટલાક માણસો બીજાનું ભલું અને કલ્યાણ કરવા હમેશાં તત્પર રહેતા હોય છે, કર્તવ્યની ખાતર પોતાના વખત, દ્રવ્ય અને બુદ્ધિનો વ્યય કરવામાં પાછી પાની કરતા હોતા નથી, પણ તેમનો સ્વભાવ એવો કડક અને તોછડો હોય છે કે તેમને કોઇ અંતરના ઉમળકાથી ચહાતું નથી, અને તેમને બીજાના દોષ તરફ દૃષ્ટિ કરવાની વધારે ટેવ હોય છે. આ બધાને લીધે આવા માણસો કરતાં પ્રથમ બતાવ્યા તેવા માણસો વધારે લોકપ્રિય નિવડે છે, અને લોકોની વાહ વાહને પાત્ર વધારે થાય છે.

તેજ પ્રમાણે આપણો અનુભવ સાખ પૂરે છે કે કળવકળના ગુણની ગેરહાજરીને લીધે પ્રતાપી, બુદ્ધિશાળી, ટીખળી, અને મહત્વાકાંક્ષી પુરૂષો દુનિયાદારીમાં આગળ પડી શકતા નથી. તેમનામાં સામા માણસનું મન મેળવી લેવાની આવડ નહિ હોવાને લીધે તેઓ બીજા ઓછી બુદ્ધિવાળા માણસોના જેટલા પણ દીપી નીકળતા નથી. વિલક્ષણ બુદ્ધિવાળા માણસો લોકોને સાનંદાશ્ચર્ય પમાડે છે, તેમની બુદ્ધિના પ્રભાવથી લોકો અંજાઇ જાય છે, અને થોડે ઘણે અંશે તેઓ ઉંચો દરજ્જો પણ ભોગવી શકે છે, પણ તેમની બુદ્ધિજ તેમને વિઘ્નકર્ત્તા થઈ પડે છે; અને જે માણસો વિવેકી કળવકળવાળા, અને સારા સ્વભાવવાળા હોય છે, તે થોડી બુદ્ધિથી પણ લોકોના મન ઉપર સત્તા ભોગવી શકે છે. ડૉકટર જોન્સને એક વખત એવું કહ્યું હતું કે ' જેમ અવિવેકી કામ કરવાનો કોઇને હક નથી, તેમ

અવિવેકી બોલ બોલવાનો પણ નથી, જેમ કોઇને પાડી નાખવાનો આપણને હક નથી, તેમ તેના પ્રત્યે તોછડાઇથી વર્તવાનો પણ નથી ' આ વાત ધ્યાનમાં રાખીને દુનિયામાં બધાં માણસ વર્ત્તે તો દરરોજના સંસારિક અને વ્યવહારિક કામકાજમાં કેટલો બધો ફેર પડે ! કેટલાક માણસો વાતચિત કરવામાં ઘણા કુશળ હોય છે; તે લોકો પોતાની બુદ્ધિ અને પોતાના જ્ઞાનના પ્રતાપથી લોકોને આનંદની સાથે બોધ આપવા માટે સંપૂર્ણ રીતે લાયક હોય છે; પણ જો તેનામાં બીજાની અઘટિત મશ્કરી કરવાની, ટીખળ કરવાની, અને સામાને માઠું લાગવાની પરવા નહિ કરતાં જે હોય તે મોઢા ઉપર કહી નાંખવાની ટેવ હોય છે, તો તેની વાતચિત વેરનાં બીજ રોપે છે, તે દુશ્મન ઉભા કરે છે, અને લોકો ધારે છે કે તેનામાં બીલકુલ ઠરેલપણું નથી, તેથી તે વિશ્વાસ અને જવાબદારીના મોટા હોદ્દાને માટે નાલાયક ઠરે છે. કોઇ પાર્લામેન્ટનો ઉમેદવાર છટાદાર ભાષણ મારફતે પોતાના પ્રતિપક્ષીની ચેષ્ટા કરી અગર તેના ઉપર ટીખળનો વરસાદ વરસાવી સભામાં વાહવા મેળવતો જણાય છે, પણ તેજ વખતે તેની સામેની દુશ્મનાવટમાં વધારો થતો જતો હોય છે, અને તેની ઉન્નતિના માર્ગમાં અડચણો ઉભી થતી જાય છે. જો કોઇ વકીલ પોતાની દલીલો યુક્તિપૂર્વક રજુ કરવામાં કુશળ હોય, પણ જો તેની રીતભાત તોછડી હોય, તે પોતાના પ્રતિપક્ષી તરફ ઉઘાડો તિરસ્કાર બતાવતો હોય, અથવા તો પોતાના પક્ષનું વ્યાજબીપણું સિદ્ધ કરવા માટે હદ ઉપરાંતનો જુસ્સો બતાવતો હોય, તો તેથી શ્રોતાઓના મન ઉપર ઉલટી અસર ઉત્પન્ન થાય છે, અને તેઓ તેના બોલવા ઉપર લક્ષ નહિ આપવાનો નિશ્ચય કરતા જાય છે. કેટલાક માણસો મોટા ગણાવા માટે વધારે ફાંફાં મારે છે, ત્યારે વધારે હલકા પડતા જાય છે. કેટલાક વખત બેવખત નહિ જોતાં, અને બીજા લોકોની રૂચિ તરફ દૃષ્ટિ નહિ કરતાં, ફકત પોતાની જ વાત આગળ ધર ધર કરે છે, તેથી લોકોને તેમના બોલવાનો અને તેમની સોબતનો કંટાળો આવે છે. કેટલાક લોકોનો અહંકાર તેમના બીજા ઉમદા ગુણોને ઢાંકી નાં-

મે છે, કળવકળના ગુણના અભાવને લીધે મધ્યમ વિચારવાળા માણસ ઉધ્ધત અને ઉછાંછળા ગણાય છે અને ખરેખર પ્રેમાળ અંતઃકરણ વાળા માણસો પણ જ્યાં જાય છે ત્યાં વેરભાવને જન્મ આપે છે ; તેજ પ્રમાણે ખરેખરા સ્વદેશ પ્રેમી માણસો ઢોંગી અને કીર્તિ લોભી ગણાય છે; અને વિલક્ષણ બુદ્ધિવાળા માણસો પણ દુનિયામાં નામ કાઢી શકતા નથી. યોગ્ય સમયે, યોગ્ય પુરૂષોની સમક્ષ ઘટિત વાત કહેવી એટલામાં જ કળ-વકળનો ગુણ આવી જાય છે એમ સમજવું નહિ. કેટલીક વાતો ઢાંકી મૂકવા જેવી હોય છે, તો કેટલીક તરફ ફકત આડકતરી રીતે ઇસારો ક-રીને જ અટકવાનું હોય છે. તેથી કઇ વખતે કેવું અને કેટલું બોલવું અને કઇ વાત છુપાવી રાખવી, એની આવડ જેનામાં હોય છે, તેજ લો-કોનો માનીતો થઇ શકે છે.

માણસની શક્તિઓમાં એ ગુણ સૌથી શ્રેષ્ઠ તો નથી જ, પણ એ ઘણો કીમતી છે, કારણ કે તેને લીધે માણસ પોતાની શક્તિઓનો સૌથી સારો ઉપયોગ કરી શકે છે; અને તેનામાં જે ખામીઓ હોય છે, તે એને લીધે ઢંકાય છે. એ ગુણ ચારિત્ર્ય અને બુદ્ધિ એ બેની સરહદ ઉપર આ-વેલો છે. આત્મસંયમ, મિલનસાર સ્વભાવ, અને બીજાઓની લાગણીઓ તરફ ઉદારભાવથી જોવાની સહૃદયતા, એ વગેરે ગુણોનો એમાં સમાવેશ થાય છે. બીજાઓના સ્વભાવ સમજી જવાની શક્તિ એ પણ એનું એક અગ છે.

એ ગુણ ઘણી વખત પુરૂષો કરતાં સ્ત્રીઓમાં વધારે ખીલેલો માલૂમ પડે છે; અને જેનામાં એ ગુણ હોય છે, તે બીજી ઉમદા શક્તિઓ અવ-શ્ય ધરાવતોજ હોય છે, એમ પણ બનતું નથી. સાધારણ બુદ્ધિવાળા માણસોમાં પણ એ ગુણ દીઠામાં આવે છે, અને ઘણી વખત તો તેને લીધે ફકત વિનય અને સભ્યતામાં વધારો થાય છે, પણ 'વિનય એ મોટું' વશીકરણ છે, એ ન્યાય પ્રમાણે તે ગુણવાળો માણસ સમાજમાં સારી આબરૂ મેળવી શકે છે. ઉંચા પ્રકારની બુદ્ધિવાળા માણસનામાં જો એ ગુણ હોય

છે, તો તેથી તે પોતાની શકિતઓનો સૌથી લાભકારક રીતે ઉપયોગ કરી શકે છે એટલુંજ નહિ, પણ તેને લીધે તેની આજુબાજુના લોકો પણ તેની શકિતઓની કિમ્મત વાસ્તવિક રીતે હોય છે તેથી વધારે માનવા લલચાય છે. એકજ માણસના સંબંધમાં, તેની સાથે વધારે પરિચયમાં આવેલો માણસ જે અભિપ્રાય ધરાવતો હોય છે તે તેનાથી દૂર રહેનારા માણસના અભિપ્રાયથી ભિન્ન હોય છે, તેજ પ્રમાણે તેના સંબંધમા સમકાલીન માણસો જે અભિપ્રાય ધરાવતા હોય છે તેમાં અને પાછળના જમાનાના લોકોના અભિપ્રાયમાં પણ મોટો તફાવત દીઠામાં આવે છે, તેનું કારણ પણ આવા ગુણનો સદ્ભાવ અગર અભાવ હોય છે; કારણ કે જે માણસોને તેના તેવા ગુણનો અનુભવ થયેલો હોય છે, તે તેના સંબંધમાં વધારે સારો અભિપ્રાય બાંધે છે. સારી રીતભાતની માફક કળવકળનો ગુણ પણ એક કુદરતી બક્ષીસ છે. સારી રીતભાતવાળો વિનયશીલ માણસ પ્રત્યેક વખતે સભ્યતા અને વિવેક જાળવવાની ખાસ કાળજી રાખીનેજ ઇરાદા પૂર્વક વર્ત્તન રાખે છે, એમ બનતું નથી; પણ તેની વર્તણુકમાં વિનય અને વિવેક એમાલુમપણે એકાએક આવી જાય છે; એટલે કે વિનયથી વર્તવાની તેને ટેવ પડી ગયેલી હોય છે, અને અંદરની પ્રેરણાથી દોરાતો હોય તેમ તેને માટે તેને વિચાર કરવાની કે પ્રયાસની ગરજ રહેતી નથી. તેવીજ રીતે કળવકળ પણ સ્વભાવસિદ્ધ છે. તેમાં અને બીજાના મનનું આકર્ષણ તથા સાંત્વન કરવાની કોશીશમાં મોટો તફાવત છે; તેવી કોશીશથી તો ઉલટું ઢોંગ જણાઇ આવે છે. તેમ છતાં પણ સારા અને વિવેક પુરઃસર આત્મશિક્ષણથી એ ગુણમાં સુધારો વધારો થઈ શકે છે ખરો. સારો સહવાસ અને સારી સોબત પણ આ બાબતમાં ઘણાં કીમતી થઇ પડે છે. તેમને લીધે રીતભાત, આચરણ અને બોલી ચાલીમાં જે ખામીઓ હોય છે, તે દૂર થઇ જાય છે, અને ખરી રીતે જોઇશું તો એ ખામીઓજ માણસને ઘણું નુકસાન કરે છે. દુનિયા તો અભિપ્રાય બાંધવામાં બહારના દેખાવ ઉપરથી સહેલાઇથી દોરવાઇ જાય છે.

**કાર્ડિનલ ન્યુમૅને** સદ્‌ગૃહસ્થની જે વ્યાખ્યા આપી છે, તે સંપૂર્ણ કળવકળવાળા માણસને પણ લાગુ પડે છે. 'જે બીજાનું મન દુભવતો નથી તેજ સદ્‌ગૃહસ્થ છે. જેને લીધે પોતાના સંબંધમાં આવનારા માણસોને માઠું લાગે અગર તેમનું મન દુભાય એવી દરેક બાબતનો તે ત્યાગ કરે છે. તેથી કરીને બીજાની સાથે મતભેદ પાડનારા, બીજાની લાગણીની આડે આવનારા, બીજાના મનમાં સંકોચ, શંકા, ખેદ અગર ગુસ્સો ઉત્પન્ન કરાવનારા એવા દરેક પ્રસંગ દાબી દેવાની તે ખાસ કાળજી રાખે છે. પોતાના મંડળના બધા માણસો ઉપર તેની નજર એક સરખી રીતે ફરતી રહે છે. તે શરમાળ માણસની સાથે માયાથી વર્તે છે, અતડા માણસની સાથે નરમાશથી વર્ત્તે છે, અને મૂર્ખની સાથે દયાળુપણે વર્ત્તે છે. પોતાની વાતચિત કોની સાથે ચાલે છે તેનું તેને હમેશાં સ્મરણ રહે છે. બીજાને ચીડ અગર સંતાપ ઉત્પન્ન થાય એવા વાર્તાના વિષય હાથમાં નહિ ધરવાની તે ખાસ કાળજી રાખે છે. વાતચિતમાં તે કદી આગળ પડતો નથી, તેમજ કોઇને કંટાળો લાગે એટલી બધી વાતો પણ કરતો નથી. બીજાના ઉપર ઉપકાર કરતી વખતે પોતે જાણે કંઇજ કરતો નથી એવો ભાવ તે રાખે છે; અને દાન કરતી વખતે ગ્રહણ કરનારનો જાણે પોતાના ઉપર ઉપકાર થતો હોય એવી મમતા દર્શાવે છે. ખાસ ફરજ પડયા સિવાય તે કદી પોતાની જાત વિષેની વાત કરતો નથી સામાને મ્હેણું મારીને તે કદી પોતાનો બચાવ કરતો નથી. તે કદી બદબોઇ અથવા કુથલી કરતો નથી તેમ કોઇ કરે તે સાંભળવા ઉભો રહેતો નથી. પોતાના કામ અગર વિચારની આડે આવનાર માણસનો તેમ કરવામાં કંઈ દુષ્ટ હેતુ છે એમ તે માનતો નથી; તે દરેક બાબતની ઉજળી બાજુજ ગ્રહણ કરે છે. વાદવિવાદ અને ચર્ચામાં તે કદી તોછડાઇ અગર હલકાશ વાપરતો નથી; કોઇના ઉપર તે ગેરવાજબી લાભ લેતો નથી, તેમજ દલીલોને ઠેકાણે મહેણાં અગર અંગત હુમલાનો પ્રયોગ અજમાવતો નથી. જે વાત ઉઘાડી રીતે બોલવામાં વાંધો હોય તેની તે ગર્ભિત સૂચના પણ કરતો નથી. તેનો

સ્વભાવ એટલો બધો ઉદાર હોય છે કે કોઇ અપમાન કરે તોપણ તેના ઉપર તે માઠું લગાડતો નથી; પોતાને બીજાએ કરેલું નુકસાન સંભારી રાખવા જેટલી ફુરસદ તેને હોતી નથી; તેના દિલમાં એટલી બધી સહનશીલતા ભરેલી હોય છે કે તેમાં ઇર્ષ્યા અને અસૂયાને જગ્યાજ મળતી નથી. પોતાનો અભિપ્રાય ખરો હોય કે ખોટો તો પણ સામાની દલીલોનું વાજબીપણું નહિ સ્વીકારવા જેવું સાંકડું મન તે કદી રાખતો નથી. તેના જેટલું નિખાલસપણું, ઉંડી સમજ અને વિવેક બીજા કોઇનામાં કવચિતજ નજરે પડશે. મનુષ્ય સ્વભાવનું સામર્થ્ય તેમજ નિર્બળતા અને મર્યાદા એ સઘળું તેના લક્ષમાં આવી ગયેલું હોય છે.'

આ પ્રકરણની શરૂઆતમાં જણાવવામાં આવ્યું છે કે દુનિયાદારોમાં ફતેહનો આધાર બીજી બાબતો કરતાં સદ્વર્તન ઉપર વધારે રહે છે; અને અંતથી ઉદ્યોગમાં મચ્યો રહેનાર માણસ સુખના માર્ગ ઉપર ચઢયા વગર રહેતો નથી. તેમ છતાં દુનિયામાં સદ્ગુણ અને બુદ્ધિના પ્રમાણમાં ફતેહ મળે છે એમ હમેશાં બનતું નથી. જીવન રૂપી સોરટીમાં નસીબ અને સંયોગબળનો હાથ વધારે હોય છે. 'સમય એજ રચેછ બલા બલ' ઘણી વખત ઉંચા પ્રકારની શક્તિઓ કરતાં હલકી જાતની શક્તિઓ વધારે જીત મેળવી જાય છે. ઉંચી શક્તિઓનો પણ જ્યારે બીજી અધમ શક્તિઓની સાથે સંયોગ થયો હોય છે, ત્યારે સૌથી વધારે ફતેહ મળે છે, અને સ્વાર્થી, કપટી અને ખોટું કામ કરવામાં સંકોચ નહિ માનનારા માણસો વધારે લાભ અને આબરૂ ખાટી જાય છે તેમ છતાં જો આપણે આખી દુનિયાની સરાસરી કાઢીશું તો સદ્વર્તન અને સાફલ્ય વચ્ચેના પ્રમાણની વિષમતા ઓછી થતી જશે, અને છુટક વ્યક્તિઓ કરતાં સમસ્ત પ્રજાની આબાદીનો આધાર ખરી યોગ્યતા ઉપર વધારે અવલંબી રહેલો જણાશે. વળી દુનિયાદારીની ફતેહ અને સુખ એ બે પર્યાય શબ્દો નથી. દુનિયામાં નાનના મેળવનારા માણસો ખરા સુખી ગણાતા નથી. તેમજ ખરેખરા શ્રીમંત કરતાં ઝુંપડીમાં પડી રહેલો ગરીબ કોઇ વખત વધારે સુખ ભોગવતો

હોય છે. વળી ઘણા માણસોને તો દુનિયામાં ફતેહ મેળવવાની વધારે ઇચ્છા પણ હોતી નથી. ઘણા સમર્થ માણસોમાં દુનિયામાં દીપી નીકળવાની મહત્ત્વાકાંક્ષા કરતાં ઘર અને જન્મભૂમિ ઉપર મમતા, અને ઘરને આંગણે શાંતપણે ઘરસંસારનું સુખ ભોગવવાની ઇચ્છા, એ વધારે બલવાન હોય છે. વળી દુનિયાદારીમાં નામના મેળવવા માટે પૂરતી લાયકાત ધરાવનારા ઘણા માણસો જીવનનાં યુદ્ધ અને સ્પર્ધાના સહભાગી થવા તરફ અણગમો ધરાવતા માલમ પડે છે. જીવનનાં ઉંચા શિખરો કરતાં શાંત ખીણોજ ઘણા માણસોને વધારે આલ્હાદક લાગે છે. આ બધાં કારણોને લીધે સદ્વર્તનશાળી પુરૂષો ફતેહમંદ નિવડ્યાના દાખલા આપણી દૃષ્ટિએ થોડા પડે છે. ઘણી વખત ભલા માણસની આબાદી ધીમે ધીમે થતી જાય છે, અને તેમાં અન્યાય કે ફંદ પ્રપંચનો સડો ન હોવાથી, તે દૃઢ પાયા ઉપર બંધાય છે. માટે પોતાના સદ્ગુણને એક અમૂલ્ય રત્નની પેઠે જતન કરીને સાચવી રાખવો, રૂડું નામ એ એક મોટી મિલ્કત અને માલ ખજાનો છે, એમ સમજવું. જો માણસ સદ્ગુણ-પથ ઉપર દૃઢ પગ મુકીને આગળ ચાલ્યોજ જાય, તો પરિણામે વિજયનાં વાજાં વાગ્યા વગર રહેતાં નથી. એવી દૃઢ આસ્થા પ્રત્યેક માણસે રાખવી જોઇએ.

---

## પ્રકરણ ૧૧ મું.

### વખત.

આ દુનિયા ઉપર માણસ જાતની વસ્તી થયાને અસંખ્ય વરસ થઇ ગયાં છે, છતાં લોકો મનુષ્યત્વની અનિવાર્ય સ્થિતિ નિભાવી લેવાનું શીખ્યા નથી એ આશ્ચર્યકારક છે. કેટલીક બાબતો તો દુનિયાની શરૂઆત થઇ ત્યારથીજ જેવી ને તેવી ચાલતીજ આવે છે, અને તેમાં ફેરફાર થવાનો લેશ પણ સંભવ નથી, છતાં લોકો તે બદલ મનમાં કલેશ માન્યા કરે છે, અને જેમાં આપણો ઉપાય ચાલવાનો નથી તેને માટે મિથ્યા શોક

કરવો એ અઘટિત છે એમ સમજી લોકો સંતોષવૃત્તિનું સેવન કરતા નથી
એ ખરેખર ખેદકારક છે. દરેક જમાનાનાં કાવ્યમાં ખિન્નતા ભરેલા ઉદ્‌-
ગાર દીઠામાં છે, અને પ્રત્યેક મનુષ્યના હૃદયમાં પણ તેવા ઉદ્‌ગાર થોડા
ઘણા પ્રમાણમાં વખતો વખત સ્ફુરી આવે છે; એમાંનો મોટો ભાગ કોઇ
ખાસ આફત અગર અનિષ્ટને લીધે ઉત્પન્ન થયેલો હોતો નથી, પણ જે
બાબતો માનુષીસૃષ્ટિને અનિવાર્ય રીતે વળગેલી છે, તેના ચિંતનને લીધે
ઉત્પન્ન થયેલો હોય છે. એક ભક્તકવિએ બોધ આપેલો છે કેઃ—

સુખ દુઃખ મનમાં ન લાવીએ, ઘટ સાથેરે ઘડીયાં,
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે રઘુનાથનાં જડીયાં. સુખ૦

એમાં કેટલું સત્ય રહેલું છે તે આ ઉપરથી સમજાય છે. વખત
કોઇ દિવસ પાછો ન આવે એવી રીતે હમેશને માટે વહી જાય છે; યુવા-
વસ્થા પછી ઘડપણ આવે છેજ અને તેની સાથે શરીરમાં ઘણી નબળાઇ
અને ઘણી જાતના વિકાર દાખલ થઇ જાય છે, ત્યાર પછી આપણા ઉપર
મૃત્યુની છાયા પડે છે. આપણું જીવનમર્મથી ઘેરાયલું છે, તેનો ગૂઢાર્થ
આપણે સમજી શકતા નથી; **હીપોક્રેટીસે** કહ્યું છે તેમ જીંદગી ટુંકી છે,
હુન્નર વિશાળ છે, તક ચલિત છે, પ્રયોગ અચોકસ છે, અને નિર્ણય મુ-
શ્કેલ છે; આપણી પ્રેમભાવના અત્યંત ઉંડી અને ગાઢ હોય છે, પણ
જીવન ક્ષણભંગુર અને અનિશ્ચિત છે;' એ બધું મનુષ્યજન્મને અંગે નિ-
ર્ણિત થયેલું છે, એ મનુષ્યજીવનની સામાન્ય દશા છે. સંસારમાં ઘણા
માણસોનાં જીવન ધૂળધાણી થઇ જાય છે; ઘણા માણસોની ઉમેદો બર
નહિ આવવાથી તેમને નિરાશ થઈ જવું પડે છે, ઘણા માણસોનો શ્રમ
વ્યર્થ જાય છે, ઘણા માણસોની બુદ્ધિ અવળે રસ્તે ખર્ચાય છે; ઘણા મા-
ણસો પોતાનું કૌવત હાનિકારક રીતે વાપરે છે; અને ઘણા માણસો લાંબી
મુદત સુધી ભ્રમમાંજ કુટાયા કરે છે; આ બધું આપણને પગલે પગલે નજરે
પડે છે. દુનિયામાં ઘણી વખત નસીબ અને ડહાપણની શરતમાં નસીબની
જીત થાય છે; લાયકાત અને પ્રાપ્તિની વચ્ચે ઘણું અંતર રહે છે; અને

કોઇ પણ દૃશ્ય ઉદ્દેશ સિવાય ખાવું, ખમવું, મારવું અને મરવું, એવી ઘટમાળ હમેશાં ચાલ્યાં કરે છે. આ બધું 'ઘટની સાથેજ ઘડેલું છે.' તેમ છતાં એ બધાને લીધેજ મનુષ્ય જીવનને કેટલું બધું દુઃખમય અને ગમગીની ભરેલું ગણવામાં આવે છે. ડહાપણનો માર્ગ તો એ છે કે એ બધું તો પલ્લાપરકણુમાંજ છે એમ ગણી તેને માટે શોક ન કરવો. શાસ્ત્રીય શોધોને લીધે જગતના સંબંધનું આપણું જ્ઞાન ઘણું વિશાળ અને વિસ્તૃત થયેલું છે, તેમજ સુધારાને લીધે આપણાં સુખનાં સાધનોની સંખ્યામાં વધારો થયો છે, અને દુઃખમાં ઘટાડો થયો છે, તોપણ આપણી ખિન્નવૃત્તિ ઓછી થઇ નથી. ઉલટું એમ કહીએ તો પણ ચાલે કે જેમ જેમ માણસની સ્થિતિ પશુઓની સ્થિતિ કરતાં વધારે સુધરતી જાય છે, અને તેની માનસિક તથા નૈતિક શક્તિઓ વધારે વિકાસને પામતી જાય છે, તેમ તેમ તેની સંતાપ અને શોકની લાગણી વધારે તીવ્ર થતી જાય છે. રેલેના નીચેના ઉદ્ગારમાં એ લાગણી સ્પષ્ટપણે દીસી આવે છેઃ—

'કાળનું સ્વરૂપ પણ એવુંજ છે: એ વિશ્વાસ આપીને આપણું યૌવન, આપણા આનંદ, અને જે કંઇ આપણી પાસે હોય, તે બધું થાપણ તરીકે લઇ લેછે, અને બદલામાં આપણને ઘડપણ અને રાખોડી સિવાય બીજું કાંઇ આપતો નથી; અને જ્યારે આપણે સંસાર સાગરમાં ભટકી રહીએ છીએ, ત્યારે તે આપણા જીવનવૃત્તાંતને અંધારી અને શાંત કબરમાં દાટી દેછે; પણ મને વિશ્વાસ છે કે એ કબર, એ માટી અને એ રાખોડીમાંથી ઇશ્વર મને ઉપાડી લેશે'.

જે વચન હમેશાં માણસની દૃષ્ટિ સમક્ષ ધરી રાખવા જેવાં છે, તેમાં **ફ્રાંકલિનનું** નીચેનું વચન સૌથી વધારે મૂલ્યવાન છે. 'તમે જીવનને કીમતી ગણતા હો તો વખતને ફોકટ ગુમાવશો નહિ, કારણકે વખત એ જીવનનું સત્ત્વ છે.' ઇશ્વરદત્ત બક્ષીસોમાં એના જેવી મૂલ્યવાન અને ઉપયોગી ચીજ બીજી એકે નથી; તેમ છતાં સૌથી વધારે દુરૂપયોગ તેનોજ થાય છે. માણસના આવરદાની મુદતની ગણના તેણે ગાળેલાં વર્ષોની સંખ્યા ઉપર કરવી જોઇતી નથી, પણ તેણે તેટલી

મુદતમાં કેટલું કામ કર્યું તેના ઉપર કરવાની છે. વખતનો વ્યર્થ વ્યય કરવો નહિ,' 'વખત ફોકટ ગુમાવવો નહિ' એવાં વચન લોકોમાં સાધારણ થઇ પડયાં છે પણ વ્યવહારમાં લોકો તેના તરફ બીલકુલ લક્ષ આપતા નથી.

કહ્યું છે કે 'વખત એ પૈસો છે' અને પૈસો કમાવાની ઇચ્છા રાખનારને તો બેશક વખત એ પૈસો છેજ; પણ પોતાની જાતની ઉન્નતિ કરવાની ઇચ્છા રાખનાર જુવાનને તો વખત એ પૈસા કરતાં પણ વધારે છે; તેને તો વખત એ કેળવણી, લક્ષણ અને ઉપયોગીપણું છે. તેમજ વખતમાંથી પૈસા સંબંધીજ ફાયદા કાઢી લેવા હોય તો 'વખત ગુમાવવો' એ મોટામાં મોટું ઉડાઉપણું છે.' પણ વખત ગુમાવવાથી જે ચીજ પૈસાથી પણ મળી શકે નહિ તે ગુમાવાય છે. વખત ગુમાવવાથી સાહસ અને સામર્થ્ય ગુમાવી નંખાય છે, અને એ બે વગર પૈસો મેળવી શકાય નહિ, અને જાત સુધારો થઇ શકે નહિ. જુવાનીની બેવકુફીમાં વખત ગુમાવવો એ ખરેખર ફત્તેહ મેળવવાનો સંભવ ખોઇ બેસવા બરોબર છે. જો વખતને બરાબર રીતે સુધાર્યો હોય તો આપણી જાતને કેળવણી મળે છે, આપણે પંડે સુધરીએ છીએ; અને આપણી ચાલતું બંધારણ બાઝતું જાય છે. નજીવી બાબતોમાં અથવા સુસ્તીમાં રોજ જે એક કલાક ફેંકી દેવામાં આવતો હોય, તે એક કલાક દરરોજ આપણા પંડના સુધારા પાછળ ખર્ચ્યો હોય, તો આપણે અનેઅજ્ઞાની મૂર્ખ હોઇશું તોપણ થોડ વરસમાં આપણામાં ડહાપણ આવશે. જો તે એક કલાક દરરોજ સારાં કામ કરવામાં વાપરવામાં આવે તો આપણું જીવનરૂપી વૃક્ષ ફળથી લચી જશે, અને મૃત્યુરૂપી દાતરડાથી સુકૃત્યરૂપી ફળની સુંદર કાપણી કરાશે. જો આપણે સુંદર વિચાર અને અનુભવનો સંગ્રહ કરતા જઇશું તો તે આપણા શરીરમાં કંઇ જગ્યા માગનાર નથી, અને તેમને આપણા સોબતી દાખલ જ્યાં જઇએ, ત્યાં સાથે લઇને ફરીએ, તો તેમાં આપણને કંઇ ભાર લાગતો નથી કે ખર્ચ બેસતો નથી. વખતને કરકસરથી વાપરીએ તો જરૂર આપણને

ફુરસદ મળ્યા વિના રહેશે નહિ. એવી રીત રાખવાથી કામ આપણા ઉ-પર ધસી આવીને આપણને હડસેલતું નથી, પણ આપણે કામની આરપાર જઇને તેને આગળ ધકાવીને પાર ઉતરી જઇએ છીએ. પણ તેથી ઉલટી રીતે વર્ત્તીને વખતનો હિસાબજ ન ગણીએ તો આપણને હમેશાં દોડાદોડ કરવી પડે છે; આપણને ગભરાટ થાય છે; અને ઘણી મુશીબતો આપણા માર્ગની આડે આવે છે, તેથી આપણી આખી જીંદગી ઉથલ પાથલ થઇ જાય છે, અને પરિણામે આપણે વિપત્તિમાં દબાઇ જઇએ છીએ.

જે માણસ વખતની કિમ્મત પોતાના મન સાથે બરાબર કરી જાણે છે, તેને કામકાજ કરવામાં શિતાબી રાખવાને સદા ઇચ્છા રહે છે. જે કામ કરવાનું હોય તે તરતજ કરી નાખો. મહેનત પછી ગમ્મત કરો, પણ પહેલી રમત ગમ્મત અને પછી મહેનત, એમ કદી પણ કરશો નહિ. જ્યારે લશ્કરની કુચ થતી હોય છે, તે વેળા મોખરે ચાલનારી પલટણોને દૃઢતાથી, બિન હરકતે આગળ ચાલ્યાં જવાનું હોય છે, તેમ થાય તો પાછલો ભાગ પણ તેવીજ રીતે ચાલ્યો આવે; પણ આગળના ભાગમાં અવરોધ આવવાથી પાછળના ભાગમાં પણ ગરબડાટ અને અંધાધુંધી દાખલ થાય છે. કામકાજ ફેડવામાં પણ એજ નિયમ લાગુ પડે છે. જે કામ તમે પ્રથમ હાથમાં લીધું હોય તે જો તમે ત્વરાથી, દૃઢતાથી અને નિયમ સર પૂરૂં નહિ કરો, તો બીજાં કામ પછવાડેથી આવી ભેગાં થતાં જશે અને પછી તે બધાં સાથે લાગાં તમારા ઉપર ધસારો કરશે; પરિણામે એટલી બધી ગુંચવણ થઇ જશે કે પછી તેની સામા ખડા રહેવાને તમારી હિ-મ્મત ચાલશે નહીં.

વખતનો જો વધારેમાં વધારે સારો ઉપયોગ કરવો હોય, તો માણસમાં એકાગ્ર ચિત્ત રાખવાની ટેવ, આગ્રહથી મંડવાનો ગુણ, કામ કરવાની પ-દ્ધતિ, સમયપાલકતા એટલે નીમેલે વખતે નીમેલું કામ કરવાની આદત, અને કામ કરવામાં ત્વરા, એટલા ગુણની જરૂર છે. કામ કરવામાં નિયમ એ અતિ અગત્યનું લક્ષણ છે; તેથી કામ સારી પેઠે ઉકલે છે, અને તે

સારી રીતે થાય છે. આપણે પેટીમાં સામાન બરાબર ગોઠવી ગોઠવીને ભરીએ તો તેથી થોડી જગામાં ઘણાનો સમાસ થાય છે. તેના જેવો ગુણ નિયમમાં પણ રહેલો છે. જેને સામાન ગોઠવતાં નહિ આવડતો હોય, તે જેટલો સમાસ કરશે, તેના કરતાં જેને ગોઠવવાની કળા માલમ હશે, તે દોઢો સમાસ કરશે. તેજ પ્રમાણે પદ્ધતિસર કામ કરવાથી થોડા વખતમાં ઘણું કામ થાય છે. **સેસિલ** કહેતો કે 'તમારે ઘણાં કામ કરવાં હોય, અને તે સૌથી ટુંકા વખતમાં કરવાં હોય, તો એક વખતે એકજ કામ હાથમાં લો.' આ કામ મને જરા વધારે અવકાશ મળશે ત્યારે કરીશ, એમ કહીને કોઇ પણ કામ અધુરૂં મૂકવું નહિ. જે કામ આજ કરવાનું હોય તે આજને જ કરવું, તેને કાલ ઉપર કદી પણ મુલતવી રાખવું નહિ. તેવીજ રીતે જે કામ હાલ કરવાનું હોય, તે હવે પછી કરવા ઉપર મુલતવી રાખવું નહિ. વળી એવો નિશ્ચય રાખવો કે જે કરવાનું હોય તે નાની નાની ગમે તેટલી હરકતો આવી પડે તોપણ એકદમ અને તેનો છેડો આવતાં લગી પૂરૂં કરવું. તેમજ સમય સેવન એ એક સાધારણ પણ ખરો સદ્‌ગુણ છે. ફતેહ મેળવવાનો માર્ગ પકડવાની જેની ઇચ્છા હોય તેણે ઢીલ કરવાની ટેવ રાખવી નહિ. સમય સેવનમાં વખતની બરોબર ગોઠવણ કરવાની વાત આવી જાય છે. આપણે કરવાની દરેક બાબતમાં કેટલો વખત ગાળવો જોઇએ એ પહેલેથી નક્કી કરવું અને પછી પોતાની યોજનાને ચુસ્ત રીતે વળગી રહેવું, તેમાં પાછળથી કશો ફેરફાર કરવો નહિ. સમય સેવનથી લોકોને આપણા પર વિશ્વાસ આવે છે. જો કોઇ જુવાન માણસમાં કંઇ કામ અમલમાં લાવવાની બુદ્ધિ ન હોય તો પણ તેની ખોટ કંઇક અંશે આ ગુણથી પૂરી પડશે. જો લોકો કામકાજમાં માત્ર વખત સાચવે તો કેટલો બધો ત્રાસ ઓછો થાય ! વખત સાચવવાની ટેવની ખામીને લીધે વેપારમાં ઘણું નુકસાન થયાના દાખલા આપણા સાંભળવામાં વારંવાર આવે છે. વળી અનુકૂળ વખત સાધી લેવાથી પણ ફતેહ મેળવવામાં ઘણી સુગમતા થાય છે. **શેકસપિયરે** કહ્યું છે

કે 'માણસનાં કામકાજમાં એક એવો અનુકૂળ વખત આવે છે કે જેનો યોગ્ય રીતે ઉપયોગ કરવાથી તેનું નસીબ ખોલે છે. જો તે તક તે ગુમાવે છે, તો તેની જીંદગીરૂપી આખી મુસાફરી નિષ્ફળ નિવડે છે, અને તેના દહાડા દુ:ખમાં જાય છે.' કવિના આ વચનમાં કેટલું બધું સત્ય રહેલું છે તે સમય સાચવનાર વેપારીના દાખલા ઉપરથી સમજાય છે. તે પોતાની તકનો સૌથી સરસ ઉપયોગ કરે છે, દરેક કામમાં શિતાબી અને સત્વરતા રાખે છે, અને તેમાંથી ખરો ફાયદો કાઢી લે છે.

વ્યવસ્થાથી એટલે કે કામ અથવા ફરજની પદ્ધતસર ગોઠવણથી મહેનત સહેલી અને આનંદમય થાય છે. દરેક ચીજને માટે વખત અને જગો મુકરર કરેલાં હોય તો તેથી હાનિકારક દોડા દોડ કરવાની જરૂર પડતી નથી; અને દોડાદોડમાં કામ કરવાથી જે ત્રાસ અને અગવડ ભોગવવાં પડે છે, તેનાથી મુક્ત રહેવાય છે. દોડાદોડના બોજાથી મગજ થાકી જાય છે અને ઘસાઇ જાય છે. દોડાદોડ કરવી ન પડે તો જે કામ ખુશનુમા લાગે તે દોડાદોડ કરવી પડવાથી વૈતરા જેવું લાગે છે; સ્વભાવ મળતાવડો થવાને બદલે ચીડીયો થાય છે, વાંક કાઢવાનું અને ઠપકો આપવાનું મન થાય છે, અને જે માણસ દરેક પળે દોડાદોડ કરતો હોય છે તેને નાસીપાસ અને નિરૂત્સાહી થવું પડે છે. દરરોજનાં કામકાજ આનંદ અને ઉત્સાહથી કરવાં હોય તો પદ્ધતસર ગોઠવણીની બરોબરી કરે એવું બીજું એકે સાધન નથી; તેજ પ્રમાણે હમેશની અને પસંદ કરેલી કામકાજની વ્યવસ્થા છોડી દેવી એના જેવું નુકસાનકારક અને અધમ ગતિએ પહોંચાડનાર બીજું કંઇ નથી. પદ્ધત સર કામ કરવાની રીત રાખવાથી કામ સફાઇબંધ થાય છે, એટલુંજ નહિ, પણ તે વહેલું, બરોબર અને સંપૂર્ણ થાય છે. વ્યવસ્થા વગર કામ કરવાથી અમુક વખતમાં જેટલું કામ થાય તેના કરતાં વિશેષ કામ તેટલાજ વખતમાં વ્યવસ્થાથી થઇ શકે છે. એકી વખતે એકજ કામ તરફ ધ્યાન રાખવાથી તે વધારે જલદીથી, વધારે સહેલાઇથી, અને વધારે સારૂં થાય છે. કામ કર-

વામાં નીચેના નિયમો ઘણા ઉપયોગી થઇ પડે તેવા છે.

૧ દરેક કામ યોગ્ય ઋતુમાં કરો.

૨ દરેક કામ સૌથી સરસ રીતે કરો.

૩ જેમ જેમ કામ કરતા જાઓ, તેમ તેમ તેનો દરેક ભાગ સંપૂર્ણ રીતે કરો.

૪ બીજું કામ શરૂ કરો તે પહેલાં પહેલું પૂરૂં કરો.

૫ તમે કરેલું કામ તથા હથિયાર વ્યવસ્થાસર મૂકો.

૬ કામ કરી રહ્યા પછી તમારૂં દરેક હથિયાર સાફ કરો.

૭ રાત્રે દરેક હથિયાર અને રાચ તેને યોગ્ય ઠેકાણે મૂકો.

ગયો વખત પાછો આવતો નથી, એ વાત હમેશાં લક્ષમાં રાખવાની છે. ગયેલો પૈસો ઘણો ઉદ્યોગ કરી પાછો મેળવી શકાય, ગયેલું જ્ઞાન અભ્યાસથી પાછું મેળવી શકાય, ગયેલી તંદુરસ્તી સંભાળ અને દવાથી પાછી મેળવી શકાય, ગયેલી આબરૂ પણ શુદ્ધ નિષ્ટાથી વર્તવાથી પાછી મેળવી શકાય, પણ ગયેલો વખત કોઇ ઉપાયે પાછો મેળવી શકાતો નથી. માટે વખતનો બચાવ કરવાની, અને તેનો કરકસરયો ઉપયોગ કરવાની તથા મળેલી તકનો સૌથી સારો ઉપયોગ કરવાની ટેવ ઘણી કીમતી છે, તેમ છતાં લોકો અજ્ઞાન અને આળસને લીધે કેટલો બધો વખત નકામો ગુમાવી દે છે! નિયમિતપણાની ગેરહાજરીને લીધે ઘણા માણસો થોડા કામમાં ઘણો વખત ગાળે છે: પદ્ધતિ અને વ્યવસ્થાની અણઆવડને લીધે ઘણા લોકો જરૂર ઉપરાંતની મહેનત કરીને તથા એકનું એક કામ ઘણી વખત કરીને શક્તિ અને વખત બન્ને ગુમાવે છે. કયા કામમાં કેટલો વખત ગાળવો તેના પ્રમાણની અણસમજણને લીધે જે બાબતમાં થોડો વખત ગાળવાથી આનંદ અને લાભ મળવાનો હોય છે, તેમાં વધારે વખત રોકાઇ રહીને ઘણા માણસો થાક, અતિ તૃપ્તિ અને નુકસાન ભોગવે છે; પસંદગી કરવાની આવડ નહિ હોવાથી લોકો નકામી અને નિરૂપયોગી બા-

બત પાછળ ઘણો વખત ગાળે છે, શિતાબી અને સત્વરતા નહિ હોવાને લીધે સુસ્ત અને મંદ ઉત્સાહવાળા માણસો કામ કરવામાં જોઇએ તે કરતાં વધારે વેળા ગાળે છે.

એક રીતે જોઇએ તો વખત એ એક સ્થિતિ સ્થાપકતાના ગુણવાળી વસ્તુ છે. કામ કરનાર માણસને વખતની ખોટ માલમ પડતી નથી, તેને પોતાનાં બધાં કામમાંથી પરવાર્યા પછી વિશ્રાન્તિને માટે પણ થોડો વખત મળે છે. પણ જે માણસ આળસુ અને એદી હોય છે, તેને જ વખતના ટુંકાપણા વિશે બડબડાટ કરવાની જરૂર પડે છે. ઘણા વ્યવસાયવાળા માણસો પણ કામ કરવામાં શિતાબી રાખવાથી, તથા વખતનો કરકસરથી ઉપયોગ કરવાથી ફુરસદનો વખત બચાવી શકે છે, અને તે ફુરસદનો વખત પણ કોઇ ખાસ કામમાં રોકી શકે છે. કામના વખતમાંથી બચાવેલી ફુરસદ દરમીયાન બીજું કામ જેટલું થાય છે, તેટલું રજાના દિવસમાં અગર નવરાશને દિવસે થતું નથી. કામકાજના વખતમાંથી કાપકુપ કરીને બચાવેલી પાંચ પાંચ મીનીટોનો, તથા જીવન વ્યવહારમાં વચ્ચે વચ્ચે મળતી ફુરસદનો સદુપયોગ કરવાની કળા બીજી બધી કળાઓ કરતાં ચઢીયાતી છે. ફુરસદના વખતને ' સોનેરી રેતી ' કહી છે. પોતાની દુકાનમાં ઉડતાં સોનાનાં રજકણનો સંગ્રહ કરી લેવા માટે સોની લોકો ઘણી જાતના ઉપાય વાપરે છે. આ પ્રમાણે ડહાપણ વાપરી બચાવ કરવાથી તેઓ દર વરસે સેંકડો રૂપિઆ બચાવે છે. તેજ પ્રમાણે ફુરસદના વખતનો સારો ઉપયોગ કરવાથી જ્ઞાનમાં ઘણો વધારો થાય છે; અને ઘણા માણસો મેળવી શકયા છે તેમ કળા, શાસ્ત્ર, સાહિત્ય, અને વેપારમાં શ્રેષ્ઠતા મેળવી શકાય છે. આગળના વખતના ઘણા ગ્રંથકારો એકેકો ધંધો શીખ્યા હતા, અને પોતાના ધંધામાંથી મળતા ફુરસદના વખતનો ગમ્મત તરીકે વિદ્યા મેળવવામાં ઉપયોગ કરવાથી તે વિદ્વાન થયા હતા.

કેટલાકનાં જીવન એવાં હોય છે કે તેમને પોતાનો વખત શી રીતે પૂરો

કરવો, અથવા ખુટાડવો તેની કાળજી પડે છે; અને કેટલાકને પોતાને જે કામ કરવાનાં હોય છે, તે બધાને માટે પૂરતો વખત ક્યાંથી મેળવવો તેની ફિકર હોય છે. કેટલાક માણસને પોતાના જીવનના જુદા જુદા સમયમાં આ બન્ને જાતના અનુભવ થાય છે કેટલાક માણસ વખતને એમને એમ એળે જવા દે છે, તેમને વખતની કંઇ કિમ્મત હોતી નથી, તેને તે એક સત્વ વગરના અવકાશ સમાન લેખે છે; અને જેવો ને તેવો પસાર થવા દે છે. બીજા કેટલાક માણસોનો પ્રત્યેક દિવસ. અને ઘણી વખત પ્રત્યેક કલાક કોઈ પણ ખાસ અને વિશિષ્ટ છાપ અને સંજ્ઞા મૂકતો જાય છે. તે તે સમયમાં તેમણે કંઇ પણ ભલું અગર ભૂંડું કૃત્ય કરેલું હોય છે; કંઇ કંઇ કામ કરેલું હોય છે, કોઇ કોઇ ભોગવિલાસ ભોગવેલા હોય છે, અથવા કાંઇ કાંઇ મઝા માણેલી હોય છે; અર્થાત્ તેઓ વખત રૂપી રેતીમાં પોતાનાં પગલાંના નિશાન મૂકતા જાય છે. એ બાબતમાં જુદી જુદી પ્રજાઓ અને જુદા જુદા જમાના વચ્ચે મોટો તફાવત હોય છે; એટલુંજ નહિ પણ એકજ દેશના અને એકજ જમાનાના શહેરના તથા ગામડાનાં લોકો વચ્ચે પણ મોટો તફાવત હોય છે. ઇતિહાસમાં પણ આપણે જોઇએ છીએ કે કોઇ સૈકું અગર દશકો ઉપયોગી અને રસિક બનાવોથી ભરપૂર હોય છે, તો બીજા સૈકામાં અગર દશકામાં કોઇ પણ જાણવા જોગ, નોંધ લેવા લાયક બનાવ બનેલો હોતો નથી. કેટલાક માણસોનાં જીવન ચરિત્રનું બારીક અવલોકન કરીશું તો જણાશે કે તેમણે ફુરસદના વખતમાં જેટલું કામ કર્યું હોય છે, તેટલું બીજા લોકો પોતાનો બધો વખત કામે લગાડવાથી પણ કરી શકતા નથી. આવો તફાવત પડવાનો આધાર દરેક માણસના વખતની કિમ્મતના પ્રમાણ ઉપર રહે છે.

એકંદર રીતે એટલું તો ખરૂંજ છે કે વધારે સુધરેલા દેશોમાં આવરદાના પ્રમાણમાં વધારો થતો ચાલ્યો છે; એટલે કે માણસો લાંબાં આયુષ્ય ભોગવી શકે છે, એટલુંજ નહિ, પણ વખતની કરકસર કરવાની અને તેમ કરી તેની મર્યાદા લંબાવવાની ઘણી યુક્તિઓ શોધી કાઢવામાં આવી

છે, થોડા વખતમાં ઘણું કામ કરી શકાય છે, તેમજ ઘણો આનંદ ભોગવી લેવાય છે; અને વૃદ્ધાવસ્થા પણ વધારે કૌવતવાળી અને ક્રિયાસક્ત થઇ શકી છે. બીજા શબ્દોમાં બોલીએ તો લોકો જીંદગીનો વધારેમાં વધારે ઉપયોગ કરવાની ટેવ રાખવા શીખ્યા છે.

કામની વચ્ચે વચ્ચેનો વિશ્રાન્તિનો વખત, કદાચ આનંદ અને ગમ્મતમાં ગાળવામાં ન આવે, અને નિષ્ક્રિય અવસ્થા તરીકે પસાર થવા દેવામાં આવે તોપણ તેટલી વેળા વ્યર્થ ગુમાવી છે એમ ગણવું જોઇએ નહિ. **सदा प्रवृत्तिः कार्याणां निवृत्यन्ता सुखप्रदा!** જે નિરંતર કાર્ય પ્રવૃત્તિ તે અંતે નિવૃત્તિ લેવાથી સુખદાયક છે. કાર્યને અંતે વિશ્રાન્તિની જરૂર છે. સંસારના સઘળા વ્યવહારમાં અતિશ્રમ એ હાનિકારક કરકસર છે. તેણે કરીને શરીર અને મન ઝટ ક્ષીણ થઇ જાય છે, અને તન્દુરસ્તીને હાનિ પહોંચે છે, એટલુંજ નહિ પણ તેની સ્થિતિમાં એટલે શરીર અને મન થાકેલું હોય તે વખતે જે કરવામાં આવે છે, તે જોઇએ તેવું સારૂં થઇ શકતું નથી. આપણા જીવનનો મોટો ભાગ નિદ્રાની બેભાન અવસ્થામાં ગાળવામાં આવે છે, તેમ છતાં તેટલો કાળ નિરર્થક ગયો એમ ગણવું જોઇતું નથી; પણ તે તો એક રીતે અત્યંત ઉપયોગી રીતે ગાળવામાં આવેલો ગણાવો જોઇએ. નિદ્રા લેવાથી આપણી શારીરિક શક્તિઓ તાજી થાય છે એટલુંજ નહિ, પણ આપણી માનસિક પ્રકૃતિ પણ નિરામય થઈ જાય છે. નિદ્રા આપણા સંતપ્ત જ્ઞાન તંતુઓને શાન્ત કરે છે, વધારી દીધેલી ફિકરચિંતાઓનું શમન કરે છે, અને આપણને વસ્તુ સ્થિતિનું ખરૂં સ્વરૂપ સમજાવે છે. થોડાક કલાકની ગાઢ નિદ્રાના શામક પ્રતાપથી કેટલી બધી આત્મહત્યાઓ થતી અટકેલી હોય છે, કેટલાં બધા અવિચારી સાહસનો, અને કેટલા બધા નુકસાનકારક નિશ્ચયનો અમલ થતો અટકયો હોય છે, તથા કેટલા બધા ઘાતક ટંટા બંધ પડયા હોય છે! દુઃખ અને સંતાપથી ભરેલા આ સંસારમાં ઉંઘ એ એક અણમોલ આશિર્વાદ સમાન

છે. શરીરની અસ્વસ્થતા મટાડવાને માટે જેમ ઉંઘ જરૂરની છે, તેમ માનસિક વ્યગ્રતા અને અસ્વસ્થા દૂર કરવા માટે પણ નિદ્રાના પૌષ્ટિક અને સ્વાસ્થ્યદાયક હાથની જરૂર છે, અને તેથી પોતાની પ્રકૃતિને માફક આવે એટલી ઉંઘ પૂરતી રીતે લેવી એ ડહાપણ ભરેલું છે. ઉંઘણશી માણસ પણ આવશ્યક નિદ્રામાં જેટલો વખત ગાળે છે, તેટલો વખત તેણે નકામો ગુમાવ્યો એમ ગણાતો નથી, પણ ઊંઘ પૂરી થયા પછી આળસુ થઇ પથારીમાં પડી રહેવામાં, જેટલો વખત ગાળવામાં આવે છે તેટલોજ વખત ફોકટ ગુમાવ્યો ગણાય છે, તેમજ કવખતની અને જરૂર વગરની ઉંઘ શરીરની વિશ્રાન્તિ માટે આવશ્યક હોતી નથી, અને તેને માટે શરીરને ઇચ્છા પણ થતી નથી તેથી તેમાં ગાળવામાં આવેલો વખત પણ નકામો ગયો છે એમ ગણવું જોઇએ.

કેટલીક વખત ઉંઘ આથી પણ વધારે ઉપયોગી ભાગ બજાવે છે. કેટલાક શાસ્ત્રકારોનો અભિપ્રાય એવો છે કે શરીરની રાત્રિ એ શરીરીનો આત્માનો-દિવસ છે, ‘ રાત્રિનાં સ્વપ્ન મારફતેજ દૈવી આત્મા મનુષ્યના આત્માની સાથે સંભાષણ કરે છે. ’ જાગ્રત અવસ્થામાં દુનિયાદારીની જે ફિકર ચિંતાઓ આપણા મનને વ્યગ્ર કરે છે, અને આપણા સ્વભાવને જડ બનાવે છે, તેમાંથી મનને ખેંચી લેવું, એ જીવનની ઉચ્ચ દશા છે.’ **સ્વીડનબૉર્ગના** અભિપ્રાય પ્રમાણે ‘જેટલા પ્રમાણમાં મનને વિષય સંબંધી અને લૌકિક વ્યવહારમાંથી પાછું ખેંચી લેવામાં ફતેહમંદ થવાય, તેટલે અંશે તેને દૈવી અને ઉચ્ચ બનાવી શકાય છે.’ આપણા હમેશના અનુભવ પ્રમાણે પણ સાયંકાળે જે વિચારો બધે ફેલાયલા અને ગુંચવાયલા હોય છે, તે ઉંઘમાં વ્યવસ્થિત અને સ્પષ્ટ થાય છે. જે સિદ્ધાંત આપણે સૂતી વખતે નિરાશ થઇને છોડી દીધેલો હોય છે, તે ઉંઘી ઉઠયા પછી એકાએક આવડી જાય છે. આ બધાં કારણોને લીધે સ્વસ્થ નિદ્રા પ્રાપ્ત કરવાની કળા ઘણી અગત્યની છે. એકંદર રીતે સારી ઉંઘ આવવાનો મુખ્ય આધાર ખોરાકના નિયમિતપણા ઉપર, તેમજ વ્યાયામ, શુદ્ધ હવા, અને

વખતની વિવેક પુરઃસર વહેંચણી ઉપર રહેલો છે. રાત્રિએ સ્વસ્થતાથી ઊંઘ નહિ આવવાથી ઘણી વખત રાત ઘણી લાંબી લાગે છે, અને શોકાતુર વિચાર અને ફિકરચિંતાઓ મનને વ્યગ્ર બનાવી મૂકે છે. તે વખતે મનને માટે કોઈ પણ જાતના પૌષ્ટિક ખોરાકની જરૂર પડે છે, અને આત્મશિક્ષણ આ ઉદાસીનતા ભરેલા કલાકો માટે શામક અને આનંદમય વિચારો પૂરા પાડે છે એ તેની સેવા જેવી તેવી નથી. કવિતા મોઢે કરવાની બાળપણની ટેવ, અને ખાસ કરીને ધર્મ સંબંધી ગાયન અને કીર્તન કરવાની ટેવ આવે વખતે વધારે કામની થઈ પડે છે.

કામના વખતમાંથી બચાવેલી નિષ્ક્રિય વિશ્રાન્તિની કિમ્મત આંકતી વખતે આ એક વધારાની બીના પણ ધ્યાનમાં લેવા જેવી છે. ઘણા માનસિક શ્રમ પછી ચિત્તને આરામ આપી સ્વસ્થ અને શાંત બનાવવાની ઘણી જરૂર પડે છે. તેમ કરવાથી મગજ તર થાય છે, ગયેલું કૌવત પાછું આવે છે, અને પછીથી નવા વિચારનું આપોઆપ સ્ફુરણ જલદીથી થાય છે. આ પ્રમાણે જીવનનો ઘણો વખત જો કે નિરર્થક ગુમાવેલો જણાય છે, તો પણ તે એક રીતે તો સૌથી વધારે સારી રીતે ગાળવામાં આવેલો હોય છે.

આવરદાના ટુંકાપણા વિષે ઘણા લોકો ફરિયાદ કરતા માલુમ પડે છે; પણ ખરૂં જોતાં તો આપણી શારીરિક અને માનસિક શક્તિઓના પ્રમાણમાં જીંદગી જોઇએ તેટલી લાંબી છે. જેમણે રાજકીય કામકાજમાં જીવન ગાળેલું હોય છે, તેમનાં ઉત્તમ કાર્ય ઘણું કરીને વૃદ્ધાવસ્થા પહેલાં સમાપ્ત થઇ ગયેલાં હોય છે. રોમની કાયદા બાંધનારી સભાનું-સીનેટનું-બંધારણ એવા પ્રકારનું હતું કે તેમાં વૃદ્ધ પુરૂષોજ દાખલ થવા પામતા, તોપણ તેમાં એક એવો ખાસ નિયમ રાખવામાં આવ્યો હતો કે સાઠ વરસની ઉમ્મર થઇ ગયા પછી કોઇ સભાસદને સભામાં હાજર રહેવાની ફરજ પાડવી નહિ. હાલની પાર્લામેન્ટોમાં પણ કોઇ બાહોશ રાજદ્વારી સીત્તેર વરસ ઉપરાંતની ઉમ્મરનો મળી આવશે નહિ. ઇંગ્લાંડમાં જો કે કેટલાક અપવાદ

નજરે પડશે, પણ તેમનાં જાહેર જીવનની બારીક તપાસ કરીશું તો આપણને જણાશે કે તેમની કીર્તિનો ખરો પાયો તો તેમના વૃદ્ધાવસ્થા પહેલાંના કામકાજ ઉપર રચાયલો હોય છે, અને ઘણી વખત તો એમ બને છે કે, જો તેમનું ક્રિયાસક્ત જીવન અસ્વાભાવિક રીતે લંબાય છે, તો તેથી તેમની પોતાની પ્રતિષ્ઠાને હાનિ પહોંચે છે એટલુંજ નહિ, પણ તે ઘણી વખત તેમના દેશને પણ જોખમમાં ઉતારે છે. ' સાઠે બુદ્ધિ નાઠી ' એવી આપણામાં તો સાધારણ કહેવત થઇ પડી છે. વૃદ્ધાવસ્થામાં એક બાજુએ મનની અને શરીરની શક્તિઓ મંદ થતી જાય છે, ત્યારે બીજી બાજુએ પોતાની જાત ઉપરનો, પોતાની હુંશિયારી બાબતનો પોતાનો વિશ્વાસ વધારે દૃઢ થતો જાય છે, યુવાવસ્થામાં અંકુશમાં રહેલી નૈતિક અને માનસિક ખામીઓ વૃદ્ધાવસ્થામાં દૃઢ થઇ ઊંડી જડ ઘાલે છે, અને વિકાસને પામે છે, અને તેથી તેમને ટુંકો આવરદા ભોગવવાનો હોય છે એ નાનોસુનો આશિર્વાદ નથી. ઉંચી બુદ્ધિવાળા પંકાયલા માણસોની વૃદ્ધાવસ્થાની મૂર્ખાઇ, જુવાનીની મૂર્ખાઈ કરતાં વધારે દહેશત ભરેલી હોય છે. જે માણસોની પ્રતિષ્ઠા સર્વત્ર પ્રસરી હોય છે, જેમનું વચન પ્રમાણ ભૂત મનાવા લાગે છે, જેઓ ઘણી પ્રજાઓની પ્રશંસાને પાત્ર થયા હોય છે, અને જેઓ થોડી મહેનત, થોડા વિચાર અને થોડા અભ્યાસ વડે દુનિયાનું ધ્યાન ખેંચી શકે એવા પ્રસિદ્ધ થઇ ગયેલા હોય છે, તેઓ જુદીજ જાતની લાલચોના ભોગ થઇ પડે છે, તેમનાં મગજમાં પવન ભરાવાનો સંભવ વધારે હોય છે, તેમની જવાબદારીની લાગણી શિથિલ થતી જાય છે, અને પહેલાંના વખતની વિવેક પુરઃસર સાવધગીરી અને વિવેકબુદ્ધિ, પ્રથમના પુખ્ત વિચાર પ્રથમનો આત્મસંયમ, અને પોતાની શક્તિ માટેનો અવિશ્વાસ એ બધું નષ્ટ થઇ જાય છે. હઠનું અને એક તરફી વિચાર બાંધી બેસવાની ટેવનું જોર વધતું જાય છે; અને તર્કશક્તિનું જોર ઘટતું જાય છે; કેટલીક વખત તો તેઓ નવી વસ્તુ સ્થિતિનું તથા નવી જરૂરીઆતોનું ખરૂં સ્વરૂપ સમજવાની શકિત ગુમાવી બેસે છે. જુવાનીયાની ખ્યાતિમાં વધારો

થતો જોઇ અને તેમની ચઢતી દેખી તેમના મનમાં અદેખાઇ ઉત્પન્ન થાય છે. વળી કેટલીક વખત તેઓ સુધારાના પ્રવાહની પણ આડે આવે છે. કારણ કે આજ સુધી તેમનો અભિપ્રાય વાજબી રીતે ઘણા માનને પાત્ર થયેલો હોય છે, તેથી બીજા બધાને સુધારો કરવાની જરૂર લાગતી હોય પણ તેવા પ્રતિષ્ઠિત વૃદ્ધ અને અનુભવી રાજદ્વારીઓનો અભિપ્રાય તેનાથી વિરૂદ્ધ હોય, તો કોઇ તેમના અભિપ્રાયનું ઉલ્લંઘન કરી શકતું નથી. આથી કરીને એક રીતે જોતાં તો ઘણી હુશિયારીવાળા, પણ પોતાની હુશિયારીનો ખોટે રસ્તે ઉપયોગ કરનારા માણસોનાં આયુષ્ય ટુંકાં હોય છે, એ એક દુનિયા ઉપર એક આશિર્વાદ સમાન છે.

જો વૃદ્ધાવસ્થા કેટલીક ગંભીર ખામીઓથી મુકત હોય, તો પછી લોકો તેના તરફ માનની લાગણીથી જુએ છે, અને તે જીવનનો એક સૌથી સુખી અને શાંત સમય નિવડે છે. કારણકે બીજી અવસ્થાઓમાં દેખાઇ આવતા મનોવિકાર અને લાલસાઓ, વૃદ્ધાવસ્થામાં શાંત પડી જાય છે; વખતના સુખદ સ્પર્શને લીધે વેરની લાગણી નિષ્ક્રિય થઇ જાય છે, કરડો સ્વભાવ નમ્ર બની જાય છે અને વિવેક બુદ્ધિ વધારે ઉદાર અને સહનશીલતા ભરેલી થાય છે; જીંદગી સારી અને આબરૂ ભરેલી રીતે ગાળ્યાના વિચાર મગજમાં તરતા હોય છે અને જુવાનીની ઉપાધીને લીધે જે વિષયોનો અભ્યાસ વધારવાનું કામ મુલતવી રાખવું પડેલું હોય છે, તેમના ઉપર સાવકાશ અને શાંતતાથી લક્ષ લગાડી શકાય છે. તેમ છતાં આખરે એવો પણ વખત આવે છે કે જ્યારે શરીરના સઘળા અવયવો શિથિલ થઇ જાય છે, આંખ અને કાનની ઇંદ્રિઓ પોતાની શક્તિઓ ગુમાવી બેસે છે, મગજ કામ કરી શકતું નથી, અને જુવાનીના મિત્રો એક પછી એક ચાલ્યા જાય છે, તે વખતે વૃદ્ધ પુરૂષની જીંદગી તેને પોતાને તેમજ તેના સંબંધી જનોને બોજા સમાન લાગે છે, અને હવે તો ઇશ્વર છુટકો કરે તો સારૂં, એમ બધાના મનમાં થઈ આવે છે. વૃદ્ધાવસ્થામાં કામ કરવાની, વાંચવાની, અને સહવાસનાં સુખ ભોગવવાની, શક્તિ જ્યારે

ક્ષીણ થઇ જાય છે, ત્યારે વખત કેમ કરીને ખુટાડવો, એ તે વૃદ્ધ પુરૂષને માટે એક મોટો મુશ્કેલ પ્રશ્ન થઇ પડે છે; અને તેનો આત્મા ચિરકાલની શાન્તિને માટે તલસે છે. આ બધાં કારણોને લીધે અંતિમ વૃદ્ધાવસ્થા ઇચ્છવા લાયક નથી.

કેટલાક માણસો વખતની સામે ધૈર્યથી ઉભા રહી શકતા નથી. કેટલાક માણસો એમ સમજે છે કે વખત એતો કંઇ ચીજ નથી. જેમ બંધ કરેલા પ્રકરણને કોઇ ઉઘાડતું નથી, તેમ ગયેલા વખતને ફરીથી સંભારવાની જરૂર નથી, એમ તેઓ માને છે. "ભૂતકાળ એ કંઇજ નથી, અને ભવિષ્યકાળ છે તે પણ આખરે ભૂતકાળજ થવાનો છે" કેટલાક માણસો તો પોતે પાછલાં વરસોમાં જે કંઇ પ્રાપ્તિ કરી હોય છે, તેને એક ખરી અને હમેશ ટકનારી મિલ્કત ગણે છે ડ્રાઇડને કહ્યું છે. કે "ગતકાળ ઉપર ઇશ્વરને પોતાને પણ સત્તા નથી. કારણકે જે થઇ ગયું તે થઇ ગયું. અને મને પણ મારે જોઇતો વખત મળ્યો હતો! પણ કેટલાક માણસોને તો વખતને પસાર થતો દેખી પેટમાં ધ્રાસ્કો પડે છે, તેઓ એમ ધારે છે કે આપણે ધીમે ધીમે મૃત્યુના મુખ તરફ ખેંચાતા જઇએ છીએ!

જે માણસને ગયેલા વખતને માટે પશ્ચાતાપ કરવાના દુઃખમાંથી મુક્ત રહેવું હોય, અને જેને ચિત્તની સ્વસ્થતા જાળવવી હોય, તેણે પ્રત્યેક પસાર થતા વરસમાં પોતાના સ્વભાવમાં કંઇક કંઇક સુધારો કરવો ઘટે છે; પ્રાપ્ત વ્યવહાર સેવવા ઉચિત છે, અને પ્રાપ્ત કર્તવ્ય બજાવવું જોઇએ છીએ. આપણને જેટલી અવધ આપવામાં આવે છે, તેટલી અવધ વિચાર અને કાર્યવડે છેક કાંઠા સુધી ભરી કાઢીશું તોજ વખતને પસાર થતો દેખી આપણું ચિત્ત સ્વસ્થ રહી શકશે. જ્ઞાની માણસો આયુષ્યની ગણના વર્ષની સંખ્યા ઉપરથી કરતા નથી. આયુષ્ય ભલેને ટુંકું હોય તોપણ જો તેટલા વખતમાં પરાક્રમ, પરોપકાર અને સુવિચાર કરીને જો તેમાંની એક પણ પળ નકામી જવા દીધી ન હોય તો તે આયુષ્ય દીર્ઘજ ગણાય છે.

# પ્રકરણ ૧૨ મું.



## અવસાન.

---

એકંદર રીતે મનુષ્યજાતિનો ઉત્તરોત્તર ઉત્કર્ષ જ થવાનો છે, એવી દૃઢ આસ્થા આપણા મનમાં હોય, તોપણ વ્યક્તિની દૃષ્ટિથી જોતાં મનુષ્ય જેમ જેમ વૃદ્ધાવસ્થાએ પહોંચતો જાય છે, તેમ તેમ તેનો ઉત્કર્ષજ થાય છે એમ નથી. કારણકે આપણે વૃદ્ધાવસ્થાના પંઝામાં સપડાયા એટલે તારૂણ્યાવસ્થામાં જે ઉપભોગથી મનને પરમ આનંદ થાય છે, તેમના સંબંધમાં આપણે ધીમે ધીમે ઉદાસીન થતા જઇએ છીએ. પણ જો આપણે આપણા આયુષ્યનો સદુપયોગ કર્યો હશે, અને યુવાવસ્થામાં શુદ્ધ આચરણ સેવ્યું હશે, તો તરૂણ અવસ્થામાં આપણને જેટલું સુખ મળ્યું હશે તેથી પણ વધારે સુખ ઘડપણમાં આપણને મળશે. જેમ જેમ શક્તિ ક્ષીણ થતી જાય છે, તેમ તેમ મહેનત કરવાની આવશ્યકતા નષ્ટ થતી જાય છે; અને મનમાંથી લોભ અને આશાઓ ખરી જઇ તેમને ઠેકાણે ભોગવેલા સુખનું સુખકર સ્મરણ દાખલ થાય છે. પણ આ સ્મરણથી આપણને આનંદ થવો કે ન થવો, તે આપણા પૂર્વના વર્તન ઉપર અવલંબન કરીને રહે છે. જે માણસે પોતાનો દેહ પરોપકારાર્થે ગાળેલો હોય છે, તેને ઘડપણમાં સુખ અને સમાધાનનો જે લાભ થાય છે, તેનું ગૌરવ અને તેનું ઐશ્વર્ય જુવાનીના ઉપભોગમાં કદી પણ હોતું નથી. પૂર્વવયમાં ભોગવેલા સુખના સ્મરણને લીધે વૃદ્ધાવસ્થામાં મનુષ્યને ઘણું સુખ થાય છે; ' કારણકે આનંદ એ એટલો ઉત્કૃષ્ટ છે કે તે લાંબી વખત ટકતો નથી, પણ તેનો પ્રત્યક્ષ અનુભવ અદૃશ્ય થયા પછી તેનું સ્મરણ પરમ સુખદાયક થઇ પડે છે !

**સિસિરો** કહે છે કે 'હું જ્યારે વૃદ્ધાવસ્થા વિષે વિચાર કરૂં છું ત્યારે તે મને ચાર કારણને લીધે દુ:ખદ લાગે છે. પહેલું ઘડપણ આવ્યું એટલે આપણે હમેશના ઉદ્યોગ ધંધા છોડી દેવા પડે છે, બીજું શરીરની શક્તિઓ ક્ષીણ થાય છે; ત્રીજું ભોગની ઇચ્છા નષ્ટ થાય છે; અને ચોથું વૃદ્ધાવસ્થામાં મૃત્યુ નજીક આવી લાગે છે.' ઘણા લોકોના મનમાં મૃત્યુની કલ્પના હમેશાં જાગ્રત રહે છે, અને તેથી કરીને તેમનો જન્મારો તેમને સુખકર લાગતો નથી. પરંતુ મૃત્યુ એ ખરેખર મોટું સંકટ છે એમ માનવું શું ઉચિત છે?

મૃત્યુ એ સર્વનું છેવટ છે, અને ઘણા લોકોને તો તે વિપત્તિમાંથી મુક્ત કરે છે. ઘણા લોકો તેની ઇચ્છા કરે છે, અને જીવનનો કંટાળો આવીને હવે તો મોત આવે તો સારૂં એવી વૃત્તિ થયા પહેલાં જેને તે પ્રાપ્ત થાય છે, તેના ઉપર તેના ઉપકારનો જેટલો બોજો છે, એટલો બીજા લોકો પર હોતો નથી. જેમનું આયુષ્ય જગતમાં દુ:ખમાંજ ગાળવામાં આવેલું હોય છે, તેમને મૃત્યુ આવતાં સ્વાસ્થ્ય પ્રાપ્ત થાય છે.

વળી મૃત્યુ જાતે ત્રાસજનક છે એમ નથી, પણ તેને અંગે જે સંસ્કાર વળગેલા છે, અને તેના સ્મરણથી જે કલ્પનાઓ ઉદ્ભવે છે, તેમને લીધેજ તે દુ:ખકર લાગે છે. જો સઘળા માણસો બે વરસની ઉમ્મરની અંદર અને સીત્તેર વરસ પછી મરણ પામતા હોય, જો મરણ સમયે ચિત્ત શાંત રહેતું હોય, અને દુ:ખ પડતું ન હોય, અર્થાત્ ઘણી વખત બને છે તેમ હાલતાં ચાલતાં જીવ નીકળી જતો હોય; અને જો પ્રત્યેક માણસ પોતાનું નામ તથા યાદગીરી કાયમ રાખવા માટે પાછળ પ્રજા મૂકી વૃદ્ધાવસ્થામાં મરણ પામતો હોય, તો મૃત્યુના વિચારથી સાધારણ રીતે જેવી લાગણીઓને જન્મ મળે છે, તેવી લાગણીઓ ઉત્પન્ન થવા પામેજ નહિ. આપણા ઉપર જે અનેક આફતો પડે છે, તેમાંની ફક્ત મૃત્યુની આફતજ એવી છે કે જેનો ત્રાસ તેની જાતમાં રહેલો નથી, પણ તેને અંગે જે

કલ્પનાઓ વળગે છે તેમાં રહેલો હોય છે. એક નીતિશાસ્ત્રવેત્તાએ કહેલું છે કે 'સઘળાં અનિષ્ટોમાં મૃત્યુ એકલુંજ આપણને સ્પર્શ કરી શકતું નથી. જ્યારે આપણે હયાત હોઇએ ત્યારે મૃત્યુ હોતું નથી: અને જ્યારે મૃત્યુ આવે છે, ત્યારે આપણે હોતા નથી.,

મનુષ્યને મોતનું નામ સાંભળીને જે ત્રાસ થાય છે, તે મટાડી તેને હિમ્મત અને ધૈર્ય આપવાના ઉદ્દેશથી ઘણા ગ્રંથો લખાયા છે. સિસિરો એમ માનતો હતો કે મુઆ પછી પરલોકમાં આપણો અને આપણાથી વિખૂટા પડી ગયેલા આપ્તજનોનો મેળાપ થાય છે. આત્મા અને દેહનો સંબંધ તૂટયા પછી એમાંથી એક પરિણામ અવશ્ય નિપજવાનુંજ છે. મરણ પછી જો આત્માના અસ્તિત્વનો નાશ થતો હોય, તો મૃત્યુ તદ્દન ઉપેક્ષા કરવા લાયક છે; અથવા તો જો તે આત્મા પરલોકમાં વાસ કરી અમર થતો હોય, તો મૃત્યુ અત્યંત ઇચ્છવા લાયક છે. એ બે સિવાય ત્રીજો માર્ગ રહેતો નથી; ત્યારે જો મૃત્યુ પછી ગમે તો મારે બીલકુલ દુઃખ ભોગવવાનું ન હોય, અથવા તો ખરેખર સુખીજ થવાનું હોય, તો મોતની દહેશત ધારણ કરવાનું શું કારણ છે? '...' મૃત્યુ ઇચ્છવા લાયક છે એમ માનવાને સબળ કારણ છે. એક તો મૃત્યુ પછી માણસને શૂન્યાવસ્થા પ્રાપ્ત થઇને સર્વ જ્ઞાન નષ્ટ થાય છે; અથવા તો આપણું સ્થિત્યંતર થવાથી આત્મા આ જગતને છોડીને બીજા લોકમાં રહેવા માટે જાય છે. હવે જો મૃત્યુ પછી સર્વ જ્ઞાન નષ્ટ થઇને આપણને જેવી ગાઢ નિદ્રા આવે છે, એવી આત્માને પણ આવતી હોય, તો મૃત્યુથી અવર્ણનીય લાભ છે જે રાત્રિએ ગાઢ નિદ્રા આવે છે, તે રાત્રિની બીજી રાતો સાથે સરખામણી કરી જોઇશું, તો કેવળ ગરીબ ગુરબાંજ નહિ, પણ મોટા સત્તાવાળા રાજાઓ પણ કબુલ કરશે કે જે રાત્રિએ ગાઢ નિદ્રા પ્રાપ્ત થઈ હોય, એવી સુખકર રાતો મારા આખા જન્મારામાં થોડીકજ હશે. તેથી મૃત્યુ એ જો ખરેખર ગાઢ નિદ્રા હશે, તો તે એક લાભજ છે. હવે બીજી રીતે જોતાં, આજ સુધી મરણ પામેલા સર્વ જીવ જે લોકમાં વાસ કરીને રહે

છે, તે લોકમાં આપણો આત્મા પણ જો દેહાવસાન થયા પછી જાય તે તેના જેવો બીજો લાભ કયો છે ? આ નવીન લોકમાં દાખલ થવાથી આ દુનિયાના ખોટા ન્યાયાધીશોના હાથમાં આપણો છુટકારો થશે, અને સ્વર્ગના સત્યપ્રિય ન્યાયાધીશોને હાથે આપણાં પાપ પુણ્યનો ઈન્સાફ થશે. કારણ જે સજ્જન પુરૂષોએ આ સંસારમાં સદાચરણથી ચાલીને બ... પુણ્યનો સંચય કર્યો હોય છે, તેવા ઇશ્વરના પ્રિય પુત્રો સ્વર્ગના ન્યાયાધીશ થાય છે. તેથી કરીને એવા સ્થાનમાં આપણો વાસ થવો, એ આ પણ મોટું સદ્ભાગ્યજ સમજવું. '

**સૉલોમને** પણ આ સંબંધમાં ઘણાં બોધપર વચન જણાવેલાં છે:—

' પુણ્યવાન પ્રાણીઓના આત્મા ઇશ્વરના સાનિધ્યમાં રહે છે. અને ત્યાં તેમને કોઇપણ જાતની ઉપાધીનો સંસર્ગ લાગતો નથી. '

' પુણ્યવાન પ્રાણી મરણ પામે છે, અને તેમનો વિયોગ એ એક વિપત્તિ છે એમ ફકત મૂઢ લોકોજ સમજે છે. '

' તે આપણને છોડીને ગયા એટલે તેમનો નાશ થયો, એમ કેવળ અજ્ઞાની લોક માને છે, પરંતુ ખરૂં જોતાં તે અખંડ શાન્તિસુખ ભોગવે છે. '

' એવા પુણ્યશાળી પુરૂષોને થોડું થોડું દુઃખ દઇને ઇશ્વર તેમની કસોટી કરી જુએ છે, અને તે કસોટીમાંથી તે અણીશુદ્ધ પસાર થાય છે. એટલે તેમના ઉપર મોટી કૃપા કરીને તેમને પોતાના સાનિધ્યમાં બોલાવી લે છે. !

પણ કેટલાક વિદ્વાનોએ લોકોના મનમાં એવી માન્યતા દાખલ કરી દીધી હતી કે મૃત્યુ પામનારા માણસોનાં પ્રેત ઝાંખા પ્રકાશવાળા અંધારા લોકમાં વાસ કરે છે, અને ત્યાં આનંદ અને સુખ વગરનું જીવન ગાળે છે, તથા તે કેટલીક વખત આ લોકમાં આવી આપ્તજનોને સ્વપ્નોમાં

દેખા દેછે. આવા વહેમને લીધે માણસોના મનમાં મૃત્યુ સંબંધી ઘણી બીક પેસી જાય છે, તેથી તેના કરતાં મૃત્યુ પછી શૂન્યાવસ્થા પ્રાપ્ત થાય છે, એવી માન્યતા વધારે પસંદ કરવા લાયક છે. પ્લેટોના અભિપ્રાય પ્રમાણે મૃત્યુ એ અખંડ શાન્તિ છે; અને તે ગાઢ અને નિઃસ્વપ્ન નિદ્રા સમાન છે, તેમજ તે આપણો સર્વ પ્રકારનાં દુઃખ, સંકટ, ચિંતા, ઉપાધી અને લાલસાઓમાંથી હમેશને માટે છુટકારો કરે છે.

'આપણા દેહ સ્વપ્નના જેવાં દ્રવ્યમાંથી બનાવવામાં આવેલા છે, અને આપણા ટુંકા જીવનની આસપાસ નિદ્રા ફરી વળેલી છે.' 'નિદ્રા એ સૌથી ઉત્તમ પ્રકારની વિશ્રાન્તિ છે, અને તે મેળવવા માટે તું વારંવાર પ્રયત્નશીલ થાય છે, તેમ છતાં મૃત્યુ જે નિદ્રા સિવાય બીજું કંઇ નથી, તેની તું દહેશત માને છે!' 'જ્યાં દરિયાની છોળો કદી અથડાતી નથી, અને તોફાનની ગર્જના થતી નથી, એવા શાન્ત પ્રદેશમાં ઉતરવું, એજ મૃત્યુ છે.'

જ્યારે અમર થવાનું આપણા નસીબમાં લખાયલું નથી, ત્યારે તો પછી યથાકાળે મૃત્યુ આવે એજ ઇષ્ટ છે.

**नाभिनन्देत मरणं, नाभिनन्देत जीवितम् ।**
**कालमेव प्रतीक्षेत निर्देशं भृतको यथा ॥ मनु ॥**

માણસે પોતાની ઇચ્છાથી મરણની પણ અપેક્ષા નહિ રાખવી, તેમજ જીવવાની પણ લાલસા નહિ રાખવી; પણ સેવક જેમ હુકમની રાહ જુએ છે, તેમ જે કાળે જે થાય તેની રાહ જોવી.

સૃષ્ટિનિયંતાએ સર્વ વસ્તુની કાલમર્યાદા નિર્ણિત કરેલી છે; તેજ પ્રમાણે મનુષ્યના આયુષ્યને પણ મર્યાદા છે. આ જન્મરૂપી નાટકનો વૃદ્ધાવસ્થા એ છેવટનો પ્રવેશ છે. જે વખતે વૃદ્ધાવસ્થામાં મનુષ્ય શક્તિહીણ થઇને ઉદાસ થાય છે, અને વિશેષે કરીને જે વખતે આ જન્મારો પુરેપુરો

ઇષ્ટ રહીને જીવવાનો કંટાળો આવે છે, તે વખતે તો આ સંસારની યાત્રાનો છેડો આવે એજ ઇષ્ટ છે. આવી દૃષ્ટિથી જોતાં આપ્તજનના મરણ બદલ આપણે જે શોક કરીએ છીએ તે ગેરવાજબી છે; કારણ કે

मरणंप्रकृतिःशरीरिणां, विकृतिर्जीवितमुच्यते बुधैः ।
क्षणमप्यवतिष्ठते श्वसन् , यदि जन्तुर्ननु लाभवानसौ ॥

कालिदास.

મરણ એ પ્રાણિમાત્રની પ્રકૃતિ ( સ્વાભાવિક અથવા નિશ્ચિત થયેલી બાબત ) છે, જીવતા રહેવું એજ માત્ર વિકૃતિરૂપ ( અનિયમિત બાબત ) છે. માણસ ક્ષણભર પણ જીવવા પામે તો તે મોટો લાભજ છે એમ સમજવું જોઇએ. અથવા

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥

જેવી રીતે માણસ જીર્ણ થયેલાં વસ્ત્ર કાઢી નાંખીને નવાં વસ્ત્ર ધારણ કરે છે, તેવીજ રીતે શરીરી એટલે આત્મા જીર્ણ થયેલું શરીર છોડી દઇ નવા શરીરમાં પ્રવેશ કરે છે.

अवगच्छति मूढचेतनः प्रियनाशं हृदि शल्यमर्पितम् ।
स्थिरधीस्तु तदेव मन्यते कुशलद्वारतया समुध्धृतम् ॥

कालिदास.

પ્રિય મનુષ્યનું મરણ મૂઢ માણસને હૃદયમાં ભાલો ઘોચ્યા જેટલું દુઃખદાયક લાગે છે, પણ વિચારી માણસને તો તેજ પ્રસંગ દુઃખનો બોજો ઓછો કરનારો લાગે છે, કારણ કે મૃત્યુ એ આપણા પ્રિય માણસને માટે અખંડ સુખનાં દ્વાર ખુલ્લાં કરે છે.

માણસના મરણથી સગાંવહાલાંને લાગણી થાય એ સ્વાભાવિક છે કહેવત છે કે 'જેટલું મળણુ તેટલું બળણુ' એટલે મનનું દાઝવું મેળાપ અને સંબંધના પ્રમાણમાં છે. હર્ષ અને શોક સ્વભાવ જન્ય છે તેથી તે નાના કે મોટા, ગરીબ કે તવંગર, અણસમજુ કે સમજુ, સર્વને થાય છે. પરંતુ જેઓ સમજુ અને વિવેકી છે, તેઓ શોકને જલદીથી સમાવી શકે છે. મહાપંડિતો અને યોગીઓ હર્ષ શોકથી વિરક્ત રહે છે. જે વસ્તુનો નાશ થયો, જે મનુષ્ય મરણ પામ્યું, અને જે વાત થઇ ગઇ તેનો શોક સમજુ માણસો કરતા નથી. તેજ પ્રમાણે એક ઠેકાણે કહેલું છે કે 'પંડિત પુરૂષો નહિ મેળવી શકાય એવી વસ્તુની ઇચ્છા કરતા નથી. નાશ પામેલી વસ્તુ માટે શોક કરતા નથી, અને આપત્તિમાં મોહને આધીન થતા નથી.'

આપ્ત જનના મૃત્યુ સંબંધી શોક કરતી વખતે ડાહ્યા માણસે આ પ્રમાણે મનનું સમાધાન કરવું જોઇએ; મરણોન્મુખ થયેલા માણસના લાંબા મંદવાડ દરમીયાન તેને સ્વસ્થ નિદ્રા આવે એવું આપણે કેટલી બધીવાર ઇચ્છતા હતા, તે પોતાનો વખત શાન્તિ અને સ્વસ્થતામાં ગાળે, તો આપણને કેટલો બધો સંતોષ થતો; મરનાર માણસને દુઃખનું વિસ્મરણ થાય, એવી બેભાન અવસ્થા આપણને કેટલી બધી સુખકર લાગતી. એવા પ્રસંગની મુદત લંબાય, અથવા તેમની સંખ્યામાં વધારો થાય એવું આપણે કેટલી બધી વાર ઇચ્છતા હોઇએ છીએ. ત્યારે આપણે એવો વિચાર લેવો જોઇએ કે મરણ એ એક જાતની નિદ્રા છે. સ્વસ્થ ગાઢ નિદ્રા છે, જેમાંથી માણસ ફરી જાગતું નથી એવી ચિરસ્થાયી નિદ્રા છે, એમ ગણી સંતોષ માનવો જોઇએ.

પણ કેટલીક વખત વૃદ્ધ પુરૂષના મરણ કરતાં હજાર ઘણી સખ્ત કસોટીમાંથી પસાર થવાનો પ્રસંગ આપણી આગળ ખડો થાય છે. યૌવનના ખરા બહારમાં ખીલેલું ફુલ એકાએક કરમાઇ જાય છે, સાયંકાળ

પડતા પહેલાં સૂર્ય અસ્ત થઇ જાય છે. પણ તેવે વખતે જે આયુષ્યની દોરી અધુરી તૂટી ગઇ હોય છે, તેના સમગ્ર અને આખા આવરદાનો વિચાર લક્ષમાં લેવો જોઇએ, અને તેવી વિચારણાથી તપાસતાં આપ્ત જનનું ટુંકું આયુષ્ય એકંદર રીતે સુખરૂપ નિવડયું છે કે દુઃખરૂપ તે નક્કી કરવું જોઇએ. સુખમાં ગાળવામાં આવેલાં વરસની સંખ્યા નક્કી કરો, અને મંદવાડ અને દુઃખમાં ગાળવામાં આવેલા માસ, અઠવાડીયાં, દિવસ કે કલાક જે હોય તેની ગણત્રી કરો. તેનાથી પહેલાં ઉપડી ગયેલા સંબંધી જનોને, તેનું મરણ જોવા જેટલી મુદત નહિ જીવેલા વડીલોને તેનું જીવન કેટલું સુખ આપી શકયું હતું તેનો વિચાર કરો. જે માણસો પાછળ રહ્યા છે તેમને તે પોતાના ટુંકા આવરદા દરમીયાન કેટલું સુખ આપી શકયો હતો તેની તેના મરણથી થતા શોકની સાથે સરખામણી કરો. તો તમને ખાત્રી પડશે કે દુઃખના કરતાં સુખનું ત્રાજવું વધારે નમવાનું.

એક જુની કહેવત ચાલે છે કે ઇશ્વરની જેના ઉપર પ્રીતિ હોય છે, તે વહેલા મરણ પામે છે; સારા માણસોને ઇશ્વર પોતાની હજુરમાં વહેલા બોલાવી લે છે. વળી સુખ શાન્તિમાં મરણ પામવું એને ઇશ્વરની મહેરબાની સમજવાની ઘણી દંતકથાઓ આપણા સાંભળવામાં આવેલી છે. તેજ પ્રમાણે મોતના હાથથી છુટકારો ન થાય તો વૃદ્ધાવસ્થા કેવી દુઃખમય અને અસહ્ય થઇ પડે છે તે પણ આપણા હમેશના અનુભવની વાત છે.

તેની સાથે કોઇપણ માણસથી ખાત્રીપૂર્વક એમ નહિ કહી શકાય કે ખીલતી વયમાં મોત થવું એ ખરેખર કમનસીબજ છે; કારણ કે તે માણસની આવરદાની દોરી લંબાઈ હોત, તો તેને શું શું ન ભોગવવું પડત એની અટકળ કોનાથી થઇ શકે એમ છે ? શું કેટલીક વખત એમ નથી બનતું કે પાછળથી છોકરાંના ઉપર એવાં દુઃખનાં ઝાડ ઉગે છે, અથવા તે એવાં કુપાત્ર ઉઠે છે કે તે જોવા જો એમનાં માબાપ જીવતાં

રહ્યાં હોત તો તેમનું હૃદય ફાટી જાત ? કેટલીક વખત શરીરમાં રોગનાં બીજ એવી રીતે છુપાઇ રહેલાં હોય છે, કે જો અકાળ મૃત્યુ તેમના વિકાસને અટકાવે નહિ, તો તે પાછળથી અસહ્ય વેદનાને જન્મ આપે છે. કેટલી બધી વખત ઉમદા જીવનનો પ્રકાશ પાછળની ભૂલો અગર દુર્દૈવને લીધે ઝાંખો અને નિસ્તેજ થઇ જાય છે ! ઘણી વખત નાની ઉમ્મરમાં દબાઈ રહેલા નૈતિક દોષ પાછલી અવસ્થામાં પૂર જોસમાં ફાટી નીકળે છે. 'આપણું જીવન જરા વહેલું સમાપ્ત થયું હોત તો સારૂં' એમ કહેનારાની સંખ્યા શું થોડી હોય છે? 'હે ઇશ્વર મને યોગ્ય કાળે મોત આપ એ એક રીતે જોતાં ઉત્તમ પ્રાર્થના છે. માણસનો ખરો શત્રુ મોત નથી પણ સંકટ છે, અને તેની ઉપર જીત મેળવવાની માણસનામાં ઘણી સત્તા છે. ઘણો લાંબો આવરદા ભોગવનારા માણસો સમજી શકે છે કે કેટલીક બાબતો મોતથી પણ વધારે ખરાબ હોય છે, અને જીવનની કેટલીક મુશ્કેલીઓમાંથી તો મોતજ છુટકારો કરે છે.

સ્મશાન એ સૌથી છેલ્લો દામ હોય કે ન હોય, તેની પછવાડે ગમે તેવી દશા છુપાઈ રહેલી હોય, તોપણ એટલું તો ખરૂંજ છે કે મોત એ જાતે આપણને કોઇપણ રીતે ઇજા કરી શકતું નથી. કારાગૃહનાં દુ:ખ, ઘર સંસારની વિટંબણા, અને ત્રિવિધ તાપ એ બધું આપણે જીવતા હોઇશું ત્યાં સુધી ભોગવવાનું છે. મોત થયું એટલે એમાંનું કંઇ નથી. ઘણા માણસો મરણ પછીની અવસ્થાનાં દુ:ખની કલ્પના કરીને ક્લેશને અનુભવતા હોય છે. આવા પ્રકારના દુ:ખનો ભ્રમ એજ મોતની બીક મનમાં દાખલ કરી દેનારૂં એક સાધન છે, તેથી કરીને દરેક માણસે એવો મિથ્યા ભ્રમ મનમાંથી કાઢી નાખવાની કોશીશ કરવી જોઇએ. મરણ પામવું એ પ્રાણિમાત્રના નસીબમાં લખાયલું છે. કતરાવેલા વાળની શી દશા થશે એનો જેમ આપણે વિચાર કરવાની દરકાર કરતા નથી, તેમ આપણા મૃતશરીરની શી દશા થશે, એના વિચારથી મિથ્યા ક્લેશને અનુભવવો એ ઘટિત નથી; તે તો પ્રકૃતિ દ્રવ્યમાં-પંચમહાભૂતમાં વહેલું

બળી જાય એમ વધારે સારૂં. તેના ક્ષયની કલ્પનાથી મિથ્યા દુઃખ ભોગવવાની જરૂર નથી.

આપણી જેમના ઉપર પ્રીતિ હોય છે, તેમના મરણથી આપણને જે ખેદ અને શોક થાય છે, તેનું આપણે પૃથક્કરણ કરીશું તો જણાશે કે તેમાં મરનાર પ્રત્યેના દયા–ભાવનો અંશ ઘણોજ થોડો હોય છે. મરણોન્મુખ થયેલા માણસનું દુઃખ દેખીને જે લાગણીઓ ઉત્પન્ન થાય છે, તે મોતની ઘડી આવે છે તે વખતે એકદમ બદલાઇ જાય છે. તે વખતે આપણો પોતાનો સ્વાર્થ વધારે આગળ પડી આવે છે. તેના વિયોગનું દુઃખ, અત્યારસુધી અરસપરસ સુખ અને પ્રેમની આપ લે થયેલી, તે એકદમ બંધ પડવાનો સંભવ, અને તેના મરણથી આપણે જે ખોટ ખમવી પડશે તે, એ બધાના વિચારથી આપણને અમુઝણ થાય છે. મરનારના સંબંધમાં તો ‘ સારૂં થયું તે બિચારો ઉપાધિમાંથી છુટયો ’ એવાજ ઉદ્‌ગાર મરણની પથારી આગળ સાંભળવામાં આવે છે; અને ‘ હવે અમારૂં શું થશે ’ એવા ઉદ્‌ગાર શોક કરનારના મુખમાં હોય છે. આ ઉપરથી એમ નથી સમજવાનું કે દુનિયામાં નિઃસ્વાર્થ પ્રેમ જેવું કંઇજ નથી. પણ મરણ પછવાડેના શોકમાં વાસ્તવિક રીતે શાણપણ ઓછું દેખામાં આવે છે એ તો કબુલ કર્યા સિવાય ચાલે તેમ નથી. વિચાર કરીને જોઇશું તો શોક કરવો ઉચિત નથી.

ખરા શોકને દેખાડની જરૂર નથી. ‘ મોત આવવાનું એ ચોકસ છે, પણ તેની ઘડી ચોકસ નથી, ’ એમ સમજી દરેક ડાહ્યા માણસે પોતાની પાછળની પ્રિય પ્રજાને ભવિષ્યમાં દુઃખ ન પડે, અને પોતાના મરણને લીધે તેમને નાચાર હાલતમાં આવી પડવાનું ન થાય, એવો બંદોબસ્ત કરી રાખવો જોઇએ. આજ તેની છેલ્લી સેવા છે. દુરાચરણી અને તોફાની માણસોને મોતની દહેશત લાગે એ સ્વાભાવિક છે પણ જેણે પોતાની જીંદગી સારી રીતે, ઉદ્યોગમાં અને લોકોને ઉપયોગી થવામાં ગાળેલી છે,

તેને મોતની દહેશત ધરવાનું કાંઇ કારણ નથી. **સ્પાઇનોઝાએ** શીખવ્યું છે તેમ ડાહ્યા માણસે મોતને માટે દરકાર કરવી **જોઇતી** નથી, પણ પોતાનું જીવન કેવી રીતે ગાળવું તેની કાળજી રાખવી જોઇએ. શાણા પુરૂષે જીવનને સુખી બનાવવા માટે ત્રણ બાબતો લક્ષમાં રાખવી જોઇએઃ—પોતાની ફરજ બજાવવી; નિરર્થક શોક અને દુઃખનો ત્યાગ કરવો; અને જે ટાળી શકાય એવું નથી તે સંતોષવૃત્તિથી સહન કરવું.

